# નિવેદન

ભાઈશ્રી ખૈર સાથે સાંસ્કૃતિક પરિચય થયા પછી એમની શિક્ષણ વિષયક પ્રવૃત્તિઓમાં પણ મને રસ પડવા લાગ્યો. જે થોડાએક શિક્ષકો ખૂણામાં પડ્યા રહીને પણ મૂંગી સેવાનું કાર્ય કરતા હોય છે, તેમાંના એક ભાઈ ખૈર છે. પોતાની અને પ્રોતાની સંસ્થાની શિક્ષણ વિષયક પ્રવૃત્તિ ચાલ્યા જ કરે તે સારું એ હમ્હમેશ એનું જ ચિંતન કર્યા કરતા હોય છે. દુનિયાના પ્રગતિશીલ દેશોમાં એમણે પરિભ્રમણ કર્યું ત્યારે પણ આ દષ્ટિ જ હમેશાં તેમની સમક્ષ રહી છે. પશ્ચિમના પ્રગતિશીલ દેશો પોતાનાં બાળકોના શિક્ષણની બાબતમાં હમેશાં કેટલા ચિંતનશીલ રહે છે તે એમણે જોયું અને જાણ્યું. શિક્ષણ દ્વારા પોતાના દેશની ઉન્નતિ સાધવાના મનોરથો ભાઈશ્રી ખૈરના મનમાં સ્વાભાવિક હોય છે. એ મનોરથોને પાર પાડવા માટે સ્વપ્રયત્ન સાથે પરાનુભવને મેળવીને શક્તિ અને સમયને બચાવી લેવામાં દેશનું અવશ્ય હિત રહેલું છે; આ દષ્ટિને નજર સમક્ષ રાખીને પોતાનાં અવલોકનો અને જ્ઞાનના સાર રૂપ આ પુસ્તક એમણે દેશને ભેટ કર્યું છે.

કોઈ પણ પ્રકારની ક્રાંતિ માટે તેની મનોદશા ઊભી કરવી આવશ્યક બને છે. આવી મનોદશા શિક્ષણ દ્વારા ઊભી કરવાનો માર્ગ સાચો અને સરલ છે, પરંતુ એ માર્ગ તેટલો જ લાંબો અને ધીરજની કસોટી કરે તેવો છે. શિક્ષણની આવી ઉપાસના જે દેશોના શિક્ષણકારોએ કરી તેમાંથી પ્રેરણા મેળવવા સારુ આવા ગ્રંથો કોઈ પણ ઇતર દેશના શિક્ષકને બહુ ઉપકારક નીવડે છે. પ્રગતિનો ઇતિહાસ જ એક પ્રેરક બળ હોય છે. આ પુસ્તકમા લેખકે જુદા જુદા દેશોની શિક્ષણ દ્વારા

ચયેલી અનેકાંગી પ્રગતિઓનો ઇતિહાસ આલેખ્યો છે. એ ઇતિહાસનાં આલેખનો ઉપર જ પોતાનાં મંતવ્યોનો રંગ લેખક ચડાવતા રહ્યા છે, અને એ રીતે આપણી પાસે કોઈ જડ ઇતિહાસ નહિ પણ ચેતનભરી વિચારસંકથા રજૂ કરવામાં લેખક સફળ નીવડ્યા છે.

આપણા દેશમાં રાજકીય ક્રાંતિની સાથે શિક્ષણના પ્રદેશમાં આજે ભારે મોટી ક્રાંતિના વિચારો ચાલી રહ્યા છે. શ્રીમાન્ જયકરે પોતાની પ્રસ્તાવનામાં યથાર્થ જ કહ્યું છે કે છેલ્લા દોઢ દાયકામાં શિક્ષણનું સૂત્ર આપણા જ પ્રધાનોના હાથમાં રહેવું હોવા છતાં શિક્ષણની ઇમારત ઉપર સમારકામ કરવા જેટલું પણ કાર્ય એ દિશામાં થઈ શક્યું નથી. એ કડવું સત્ય આજે નવા રાજતંત્ર નીચે કામ કરવાનો અવકાશ હાથ ધરી બેઠેલા આપણા જ પ્રધાનોની નજર સમક્ષ ખડું છે. જે થોડા મહિનાઓમાં શિક્ષણની બાબતમાં જબ્બર ઉહાપોહ ચાલી રહ્યો છે તે જોતાં તો ગત પેઢીની ભૂલોને કાઢી નાખીને અને શિથિલતાને ખંખેરીને રાષ્ટ્રીય શિક્ષણનું પ્રાણવાન તંત્ર આપણે ત્યાં થોડા જ વખતમાં દેખાશે તેવી આશા સહજ રાખી શકાય છે. એ નવીન અને પ્રાણવાન તંત્ર ઊભું કરવામાં આવાં પુસ્તકો મદદગાર થઈ પડે છે. પ્રસ્તુત પુસ્તક એ દિશામાં પણ જરૂર મદદ કરશે તેમાં શંકા નથી.

શ્રીદક્ષિણામૂર્તિ સંસ્થા છેલ્લાં અઠ્ઠાવીશ વર્ષોથી રાષ્ટ્રીય શિક્ષણની દિશા ચોક્કસ કરવામાં અને પ્રયોગો દ્વારા એની વિગતો નક્કી કરવામાં પોતાનો યથાશક્તિ ફાળો આપી રહી છે. અમારી અનેકવિધ પ્રવૃત્તિઓમાં શિક્ષણશાસ્ત્રનાં તેમ જ શિક્ષણક્રમને પોષક તેવા વિષયોનાં

તેટલા થોડા વખતમા તેમણે એનો અનુવાદ કરી નાખ્યો અને આજે અત્યત હર્ષથી આ પુસ્તકને હું સમાજ પાસે ધરું છુ

મને આશા છે કે ગુજરાતનો પ્રગતિશીલ શિક્ષકવર્ગ એમાથી ઉડાવવા જેટલો બધો લાભ ઉઠાવશે અને પોતાના શિક્ષણના તંત્રને નવો વેગ અને નવો રગ આપશે

# લેખકનું ગ્રંથપ્રયોજન

હિંદુસ્તાનમાં આજે કેળવણીના સુધારાનો પ્રાતઃકાળ થયો છે. મેંકોલેએ આપણી કેળવણી ધરમૂળથી ફેરવી નાખી. તેને આજે સો વરસ પૂરાં થયાં છે. આપણી કેળવણીમાં નવી ક્રાંતિ આણવાનો કાળ આજે હવે આવી પહોંચ્યો છે.

આજની કેળવણી પદ્ધતિ સામે સહુનો જબરો અસંતોષ છે. ' ગાંડાઓના નંદનવન ' માં માનસિક જીવન જીવના થોડાએક અપવાદો બાદ કરતાં કેળવણીકારો, સમાજશાસ્ત્રીઓ, રાજકારણી પુરુષો અને સામાન્ય લોકોને પણ કેળવણીમાં સુધારા કરવાની આવશ્યકતા તો ભાસે જ છે. બધાને એક જાતનો અસંતોષ તો છે જ. નવા વિચારો અને નવી યોજનાઓનો જન્મ આવા અસંતોષમાંથીજ થાય છે.

આ દરેક સવાલનો જવાબ શોધતી વખતે સહેજે આપણને થાય છે કે અન્ય દેશો આ સવાલોનો તોડ શી રીતે લાવે છે તે જાણ્યું હોય તો સારું. બીજાઓના અનુભવોને આપણી પરિસ્થિતિ અને વિચારણાની કસોટીએ ચડાવી આપણે આપણો નવો જ તોડ કાઢવો જોઈએ. રાજદ્વારી તેમ જ સામાજિક ક્ષેત્રમાં આજે પરદેશના અનેક અનુભવો આપણે મેળવીએ છીએ. પરંતુ કેળવણીના ક્ષેત્રમાં ગઈ પેઢીમાં અને આજને કાળે પણ શા શા ફેરફારો અને યોજનાઓ ચાલી રહ્યાં છે તેની સંપૂર્ણ માહિતી આપણે ત્યાં ઉપલબ્ધ નથી. માત્ર જિજ્ઞાસાબુદ્ધિથી નહિ પરંતુ આપણી સામે પડેલા અગત્યના પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે પણ પશ્ચિમના દેશોની કેળવણીની માહિતી હિંદી દૃષ્ટિએ આપણે ત્યાં રજૂ કરવાની ખાસ જરૂર છે.

આપણા દેશની કેળવણીના પ્રશ્નો કાંઈ નવા જ નથી. અનેક દેશો આપણા જેવી જ પરિસ્થિતિમાંથી પસાર થઈ ગયા છે. અર્થાત્ આપણા દેશની આજની કેળવણીની સ્થિતિ અને તેમની સ્થિતિમાં ઘણુ મળતાપણું છે. બીજા દેશોએ પોતાના પ્રશ્નોનો નિકાલ કેટલી વિવિધ રીતે આણ્યો તે જાણીએ તો આપણને વિચાર કરવાની દિશા સૂઝે છે, અને તેમાંથી જ નવો ઉકેલ જડવાનો સંભવ પણ છે. પશ્ચિમની કેળવણી પદ્ધતિનો અભ્યાસ તેનું અંધ અનુકરણ કરવા માટે ન કરીએ. આપણા વિચારોને ગતિ મળે અને તેમના અનુભવોનો લાભ મળે

કેળવણીને તેથી શો ફાયદો થાય તેનો વિચાર મેં દરેક ઠેકાણે કર્યો છે. ટૂંકમાં આ પુસ્તકમાં રજૂ કરેલી પશ્ચિમના દેશોની કેળવણીની માહિતી હિંદી દૃષ્ટિ ધ્યાનમાં રાખીને રજૂ કરી છે.

આપણા દેશની કેળવણીની પુનર્ઘટનામાં આ માહિતીનો ક્યાં અને કેવો ઉપયોગ કરવો તે વ્યક્તિગત માન્યતા અને દૃષ્ટિબિંદુ પર અવલંબે છે. આ પુસ્તકમાં તો તેનું સામાન્ય દિગ્દર્શન અને રૂપરેખા માત્ર મૂક્યાં છે.

આપણી કેળવણીની દૃષ્ટિએ તેમ જ આજની કેળવણીની દુનિયામાં ચાલતી પુનર્ઘટનાની દૃષ્ટિએ અગત્યના લાગતા દેશોની જરૂરજોગી હકીકત ચર્ચાત્મક રીતે રજૂ કરવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. મને આશા છે કે રાજકારણના નવા યુગમાં જેમને હાથ દેશની કેળવણીનાં સૂત્રો આવવાનાં છે તેમને આ પુસ્તક માર્ગદર્શક થશે.

# પ્રસ્તાવના

પૂના અનાથવિદ્યાર્થિગૃહના એક સંચાલક ડૉ. ગજાનન શ્રીપત ખૈરે લખેલું 'પશ્ચિમના દેશોની કેળવણી'નું પુસ્તક વાંચી જવાનો અવસર મળ્યો તેથી મને ખુશાલી ઉપજે છે. કેળવણી સિવાયનાં અનેક રાજકીય તેમ જ અન્ય કામોમાં સતત ગૂંથાયેલો રહેવાથી મારા જેવા માણસને કેળવણી સંબંધે આવું સુંદર પુસ્તક વાંચવાનો જવલ્લે જ અવસર મળે છે. જો ડૉ. ખૈરે આ પુસ્તકને માટે એક નાનકડી પ્રસ્તાવના લખવાનો મને આગ્રહ ન કર્યો હોત તો આ પુસ્તક વાંચીને તે સંબંધે વિચાર કરવાનો સુઅવસર મને મળત નહિ. મને આવી સુંદર તક આપવા માટે હું ડૉ. ખૈરેનો ઉપકાર માનું છું.

લગભગ ત્રીશ વર્ષ થયાં મેં કેળવણીનું કામ છોડી દીધું છે. આ કાળ દરમિયાન બીજા દેશોમાં કેળવણીના પ્રદેશમાં અનેક ફેરફારો થઈ ગયા છે. આવા કોઈ સ્વતંત્ર દેશમાં હું જન્મ્યો હોત તો ડૉ. ખૈરના આ આધુનિક પુસ્તક માટે પ્રસ્તાવના લખવાની હિંમત મેં કરી ન હોત. પરંતુ આપણે બધા પરાધીન હિંદુસ્તાનમાં વસીએ છીએ તે મારા ખ્યાલમાં હોવાથી જ આ કામ હાથ ધરવાની મેં હા પાડી છે. આપણે ત્યાં આ ત્રીશ વર્ષના ગાળામાં કદાચ શાળાઓની ફીમાં વધારો થયો હશે, દાદોબાના વ્યાકરણને સ્થાને રા. રા. ભિ. જોશીનું વ્યાકરણ દાખલ થયું હશે, ડૉ. ભાંડારકરની 'પ્રવેશિકા'નું સ્થાન રા. ગોળેના અથવા તેથી પણ કોઈ નવા પાઠ્યપુસ્તકે લીધું હશે, અથવા તો બેકન અને બર્કને સ્થાને નવા લેખકો આવ્યા હશે; પરંતુ એ સિવાયનો બીજો કોઈ મોટો ફેરફાર આપણા દેશની કેળવણી પદ્ધતિમાં થયાનું જાણ્યું નથી. ત્રીશ વર્ષનો કાળ કોઈ જાગ્રત દેશની કેળવણીના ઇતિહાસ માટે ઘણો લાંબો ગણાય. એવા દેશમાં કેળવણીનો

વહીવટ કોઈ પ્રાણવાન અને વિચારશીલ માણસોના હાથમાં હોય તો કેળવણી વિષયક માન્યતાઓ અને આચારોમાં ભારે પલટો થઈ ગયો હોય. પણ આને સારુ જે પરિસ્થિતિ જોઈએ તે આપણા દેશમાં ન હોવાને કારણે અને હજુ થોડા વખત સુધી ઉત્પન્ન થવાનો સંભવ ન હોવાથી, કેળવણીમાં ક્રાંતિ આવવાને આપણે ત્યાં હજુ ઘણી વાર છે.

નિશાળો એટલે બંધિયારખાનાં, એ સ્થિતિ હજુ ચાલે જ છે. કદાચને એના ઓરડાની બારીઓ મોટી અને શોભાવાળી બની હશે, તળિયે ગારની જગ્યાએ લાદી જડાઈ હશે, સાદા છાપરાને ઠેકાણે ઘુમ્મટ અથવા વિલાયતી નળિયાં આવ્યાં હશે, પરંતુ ભણનાર અને ભણાવનારને મન શાળાઓ એ બંધિયારખાનાં મટી રાજમહેલો ગણાવા માટે જે ક્રાંતિ થવી આવશ્યક છે તેનાં કશાં ચિહ્નો દેખાતાં નથી. કેળવણી ખાતું આપણા હિંદીઓના હાથમાં સોંપાયાં પંદર વર્ષો વીતી ગયાં; આ પંદર વર્ષો દરમિયાન કેળવણીનું સુકાન આપણા ચૂંટેલા પ્રધાનોના હાથમાં રહ્યું હતું. જુદી જુદી જ્ઞાતિઓના, સામાજિક દરજ્જાના અને રાજદ્વારી માન્યતાવાળા પ્રધાનોએ એ સૂત્રો હાથમાં લીધાં છે. બુદ્ધિશાળી, સ્વાવલંબી અને જાતિના ભેદભાવથી પર રહેનારા ઘણા પુરુષો એ સુકાને બેસી ગયા છે; તેમ જ તેથી સાવ વિપરીત માણસોએ પણ એ સ્થાનો શોભાવ્યાં છે. છતાં કેળવણીમાં 'બંધિયારખાનાં' ને 'રાજમહેલો' બનાવવાની સાચી પ્રગતિનાં પગલાં હજુ મંડાયાં દેખાતાં નથી.

આમ થવાનું મુખ્ય કારણ રાજકીય બાબતો, તેને લીધે થતી અનેક ગોઠવણો, તેમ જ રાજકર્તાઓ અને પ્રજાનો પણ સાચી કેળવણી પરનો અવિશ્વાસ છે. મૂળ કારણ આ છે, અને આપણે તે સ્પષ્ટ રીતે કબૂલ કરી લેવું જોઈએ. હાલની શાસનપદ્ધતિમાં કેળવણી ખાતાના પ્રધાનના હાથમાં પૈસો અથવા સત્તા નથી એ સાવ જૂઠું છે; મન મનાવવા ખાતર આપણે તે સાચું માની લેવું હોય તો ભલે. વળી કેળવણીની બાબતમાં તે ખાતાનો પ્રધાન અથવા તેના અધિકારીઓ અજ્ઞાત છે એમ કહેવું પણ વ્યાજબી નથી; દુનિયાના પ્રાણવાન

દેશોમાં કેળવણીના ક્ષેત્રમાં જે નવા નવા પ્રયોગો થયા કરે છે તે સંબંધે માહિતી પૂરી પાડનારાં અનેક પુસ્તકો આપણા દેશમાં મળી શકે છે. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિ ઓછી છે એવી દલીલ પણ ટકી શકે તેવી નથી; કારણકે એ જ વિદ્યાર્થીઓ પરદેશ જઈ ત્યાંની પરિસ્થિતિમાં કેળવણી પામે ત્યારે તેમની બુદ્ધિનાં તેજ ઝળકી ઊઠે છે તે આપણે સહુ જાણીએ છીએ. વળી પૈસાની તંગીને બહાને આવા પ્રયોગો સાર્વત્રિક ન બની શકે એમ માનીએ તોપણ અમુક સંસ્થાઓમાં નક્કી કરેલા ધોરણે એ પ્રયોગો કરવાપૂરતું દ્રવ્ય દેશ પામે જરૂર છે. અને આ સઘળું હોવા છતાં હિંદુસ્તાનના કોઈ પણ પ્રાંતમાં આવો કોઈ પણ નવીન પ્રયોગ કોઈ પણ પ્રતિભાશાળી પ્રધાને હજુ સુધી કર્યાનું જાણ્યું નથી.

લૉર્ડ મૅકોલેએ કેળવણીનું જે ધ્યેય અને યોજના તે વખતની કેળવણી પદ્ધતિમાં પરોવ્યાં તેનો હેતુ ગમે તે હોય, પરંતુ લોકો અને અધિકારીઓ પર તેની એવી છાપ પડી કે પરદેશીઓનું જ્ઞાન જરા દમામથી પણ આપણે કેમ વાપરવું અને રાજશાસનમાં નીચલી કોટિના અધિકારી-નોકરો કેમ પેદા કરવા એ જ તેનો હેતુ હોય. મૅકોલેના કહેવા પ્રમાણે આપણે ઇંટરપ્રીટર-દુભાષિયા બન્યા. બેશક, મૅકોલેની માન્યતા આ કરતાં છેક ભિન્ન હતી. પરંતુ કાલાંતરે કેળવણીની મૂળ કલ્પના ભૂંસાઈ ગઈ, અને પરદેશી કેળવણી તેના અસલ સ્વરૂપમાં આપણી ભાષા અને જીવનમાં કેમ ઊતરે તે તરફ જ આપણું સઘળું લક્ષ દોરવાયું. પરદેશીઓના જ્ઞાન અને સંસ્કૃતિના આપણે પોષક-અનુવાદકો માત્ર બન્યા, જેને પરિણામે પરદેશીઓને આપણે ત્યાં રાજ કરવું સુલભ થઈ પડ્યું. થોડી મહત્ત્વાકાંક્ષા અને માનસિક પરાવલંબન એ બે મુખ્ય દશ્યો આપણી કેળવણીમાં દેખાયાં. કેળવણીનું કામ તો રાજનું છે, પ્રજામતને તેની સાથે લેવાદેવા નથી; ધર્મને અથવા આપણી પ્રાચીન સંસ્કૃતિને કેળવણી સાથે તો જોડવાં જ નહિ; ઢગલાબંધ પૈસા કમાવાનું કેળવણી માત્ર એક સાધન છે; કંઈ નહિ તો નિયમિત મળતા પગારમાં નાનકડો ઘરસંસાર માંડવાનું તો એ સુંદર સાધન છે; એ

આ પુસ્તકમાં ડૉ. ખૈરે પોતાનો અનુભવ બહુ સ્પષ્ટતાપૂર્વક નોંધ્યો છે. આજના સ્વતંત્ર દેશોની કેળવણી પદ્ધતિ કેવી હોય છે, તેની સામાજિક ભૂમિકા અને ધોરણ કઈ જાતનાં હોય છે, કેવા કેવા રાજકીય સિદ્ધાંતોના પાયા ઉપર તે રચાઈ હોય છે, વગેરે બાબતોની મીમાંસા ડૉ. ખરે આ પુસ્તકમા બહુ સુંદર રીતે કરી છે. ડૉ. ખૈરે બહુ વિશદ રીતે રજૂ કરેલા કેળવણી વિષયક સિદ્ધાંતો અને ધ્યેયો આજની ઘડીએ હિંદુસ્તાનમાં અમલમા આણી શકાય તેવું ન હોય તોપણ એ રસ્તે યોગ્ય માણસો થોડો ઘણો પણ પ્રયત્ન કરશે તો આજ નહિ તો કાલે કેળવણીમા જાગૃતિ આવેલી આપણે જોઈ શકશુ. કેળવણીની બાબતમાં આપણા દેશને ચાલુ વર્ષમા જ પ્રાંતિક સ્વરાજ મળવાનું છે; કેળવણી ખાતાનાં સૂત્રો તે વખતે દેશાભિમાની, બુદ્ધિશાળી અને તેજસ્વી લોકનાયકોના હાથમાં આવે એવો પણ સંભવ છે. તે લોકોના હાથમાં આ ડૉ. ખૈરનુ પુસ્તક આવશે તો "યાવત્તૈલં તાવદ્વ્યાખ્યાનમ્" ને ન્યાયે આ પુસ્તકની કેટલીએક સૂચનાઓને તેઓ અંશતઃ પણ અમલમાં મૂકી શકશે. ડૉ. ખૈરે ભારે પરિશ્રમ ઊઠાવી આવશ્યક માહિતી અને પોતાનો સ્વાનુભવ આ પુસ્તક દ્વારા લોકો પાસે રજૂ કર્યાં છે. પુસ્તક અતિશય ઉપયોગી બન્યુ છે. લેખકે પોતાનાં વિચારરત્નો અનુભવના અમૂલ્ય સુવર્ણમાં જડ્યા છે એટલે એની શોભા અને તેજ વધ્યાં છે. એના પ્રકાશનો લાભ હિંદીપ્રજાને અને શાસન સ્વીકારનારા અધિકારી વર્ગને મળશે તો ડૉ. ખૈરના પ્રયત્નો સફળ થયા ગણાશે. હું ઇચ્છું છું કે તેમના પ્રયત્નો સફળ થાઓ. એમના આ અથાક પરિશ્રમ માટે મારા તેમને અભિનંદન છે.

પુસ્તક વાચકોને ગમશે એ વિષે મને જરાયે શંકા નથી. મને ખાતરી છે કે પ્રજા એનો સારો સત્કાર કરશે.

"આશ્રમ"; મલબાર હિલ
મુંબઈ
૬૭-૧-૧૯૩૭

મુકુંદ રા. જયકર.

# અનુક્રમણિકા

## ખંડ બીજો

## રશિયા : સમાજવાદી કેળવણી

## ખંડ ત્રીજો

## ઇંગ્લાંડ : કેળવણીમાં વ્યક્તિસ્વાતંત્ર્યવાદ

## પુસ્તક બીજું

### ખંડ ચોથો

### જર્મની, ઇટાલી અને ફ્રાન્સ
### સંસ્કૃતિપ્રધાન કેળવણી

# જુદા જુદા દેશોની
# કેળવણીપદ્ધતિના નકશાઓ







# અમેરિકા(લોકશાહી)ની શિક્ષણપદ્ધતિ

## પ્રકરણ પહેલું
## સામાજિક ભૂમિકા

### નિશાળ એટલે રાજમહેલ

'શાળા એટલે કેદખાનું' એવી જૂની કહેવત હતી. પરંતુ અમેરિકા (યુ.એસ.એ.)માં આજે 'શાળા એટલે રાજમહેલ' છે. ન્યૂયોર્કથી બસો અઢીસો માઇલ દૂર આશરે એક લાખની વસ્તીવાળું એક શહેર છે. ત્યાંની શાળાનું મકાન જોતાં જ આપણા દેશના કોઈ રાજમહેલ જેવું જ તે લાગે. અમેરિકાની શાળાઓમાં સાધન-સામગ્રીની વિપુલતા હોય છે. બહાર બરફ પડતો હોય કે વરસાદ વરસતો હોય છતાં મકાનમાં જ રહ્યાંરહ્યાં રમી શકાય એવડી મોટી વ્યાયામશાળાઓ; બહાર પાણીનો બરફ થઈ જાય એવી કડકડતી ઠંડી હોય તોપણ મકાનની અંદર દરેક વર્ગમાં ગરમ હવા રહી શકે તેવી ગોઠવણ; એકીસાથે સાઠ પોણોસો વિદ્યાર્થીઓ તરી શકે એવડા મોટા ચોખ્ખા અને સતત નહાવાના હોજો; વ્યાયામ પૂરો થયા પછી નહાવા માટે ઠંડા તેમ જ ઊના પાણીના ફુવારાઓ; શાળાની વચ્ચેના સમયમાં વિદ્યાર્થીઓને સ્વચ્છ અને શાસ્ત્રીય રીતે રાંધેલું ભોજન મળી શકે તેવાં ઉપહાર ગૃહો; સંપૂર્ણ સગવડવાળી પ્રયોગશાળાઓ; ઉઘાડાં કબાટવાળાં પુસ્તકાલયો; વિશાળ સભાગૃહ, રંગભૂમિ, અને ચિત્રકલામંદિરની ગોઠવણ; શુદ્ધ હવાપ્રકાશવાળા વર્ગના ઓરડાઓ; ચિત્રોથી શણગારેલી દીવાલો; ચાવી ફેરવતાં જ ઊડે તેવા પીવાના પાણીના હોજ ફુવારાઓ; ઔદ્યોગિક શિક્ષણ માટે જુદાં જુદાં કારખાનાંઓ; આ બધી સગવડો જોતાં આવી શાળાઓની અદેખાઈ કોને ન થાય? જોતાંવેંત એમ જ થઈ જાય કે આવી શાળાઓમાં ફરી વાર અહીં બાળક બની જઈને ભણવા બેસી જઈએ તો કેવું સારું!

**કેળવણી વિષે સંપૂર્ણ શ્રદ્ધા**

ઉપરના જેવી શાળાઓ કાંઈ એક બે જ નથી. આવી તો હજારો શાળાઓ આખા દેશમા પથરાયેલી છે. ગણ્યાગાંઠ્યા પૈસાદાર લોકોએ પોતાનાં લાડકવાયાં બાળકો માટે જ એ બંધાવી છે એવું પણ નથી. બધા લોકોએ મળીને ગરીબ તેમ જ શ્રીમંત બધી કોટિનાં બાળકો માટે આવી શાળાઓ બંધાવી છે. આ શાળાઓમાં ભણવા જતાં બાળકોને પુસ્તકો પણ ત્યાંથી જ મળે છે. આવી બધી સગવડો ઊભી કરવામાં અમેરિકાએ કેળવણી સારુ છૂટે હાથે પૈસો વેર્યો છે. રશિયા સિવાય બીજા કોઈ દેશે કેળવણી વિષે આટલી ઉદારતા બતાવી નથી.

અમેરિકન લોકોમાં કેળવણી વિષે જે એક પ્રકારની અંધશ્રદ્ધા છે તેનું આ પરિણામ છે. સમાજે કેળવણી પાછળ બને તેટલું દ્રવ્ય ખર્ચવું જ જોઈએ; તેનું વળતર દેશમાં સંસ્કારી નાગરિકો ઊભા થાય તે છે; દરેક વ્યક્તિને પોતાની શક્તિ પ્રમાણેની વધારેમાં વધારે કેળવણી મળે તેવી સગવડ હોવી જ જોઈએ; વ્યક્તિના લાભમાં જ દેશનો લાભ સમાયો છે; એ જાતની માન્યતા અમેરિકામાં પ્રવર્તે છે. કેળવણી બાબત પોતાના જ ગામમાં, તાલુકામાં, જિલ્લામાં અને પ્રાંતમાં અન્ય વિભાગ કરતાં વધારેમાં વધારે સગવડ કેમ મળે એવી સાત્ત્વિક સ્પર્ધા બધે દેખાય છે. કંજૂસાઈ નથી; શિક્ષકો તરફ તુચ્છતાની દૃષ્ટિએ જોવાતું નથી. આથી દેશ આખામાં કેળવણીનો અનહદ ફેલાવો થયો છે. દુનિયામાં અમેરિકાને રાષ્ટ્ર તરીકે ઊંચે દરજ્જે બેસાડવાનું શ્રેય લોકોના આ કેળવણી વિષયક પ્રેમને મળે છે.

**લોકોએ સ્વેચ્છાથી જ બધું કર્યું છે.**

એક બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે કેળવણીનો આ બધો વિકાસ સાધવામાં રાજ્યે લોકો ઉપર કાંઈ જ દબાણ કર્યું નથી; લોકોએ સ્વેચ્છાથી જ આ બધું કર્યું છે. કેળવણીની જ્ઞાનગંગા પોતાના દેશમાં ચોતરફ ફરી વળે એવી ભાવના પ્રથમ જનતામાં પેદા થઈ; સમાજમાં નેતાઓ ઊભા થયા, તેમણે લોકોને ગળે સાર્વત્રિક

શિક્ષણની અગત્ય ઉતારી. પરિણામે લોકોએ પોતે જ પોતાનાં મંડળો સ્થાપ્યાં, વિચારવિનિમય કર્યો, કાયદાઓ ઘડ્યા અને એમ આપમેળે જ શિક્ષણનો બધો ભાર ઉપાડી લીધો. સામાન્ય જનતામાં પહેલેથી જ કેળવણી વિષે જાગૃતિ અને શ્રદ્ધા ઉત્પન્ન થયેલી હોવાથી એના વિકાસમાં વધારો થયો. કેળવણી કેવી હોવી જોઈએ તેનો વિચાર સમાજમાં પહેલેથી જ થયો, એટલે તેનો વિકાસ સમાજને વિઘાતક રીતે નહિ પણ પોષક રીતે જ થયો. આપણા દેશમાં તો એવી સ્થિતિ છે કે જનતા કેળવણીની બાબતમાં ઉદાસીન છે, શ્રદ્ધાવિહીન છે; તેમાં વળી તેને જે ફરજિયાત કેળવણી અપાય છે તે સમાજપોષક ન થતાં શોષક બને છે! બંને દેશો વચ્ચેનું આ અંતર ધ્યાન ખેંચે તેવું છે. આ અંતર દૂર કરવું હોય તો બે બાબતો અવશ્ય કરવી જોઈએ. એક તો કેળવણીકારોએ શિક્ષણક્રમ સમાજને પોષક થાય એવો યોજવો જોઈએ, અને બીજું કેળવણી વિષે સામાન્ય જનતાને પણ શ્રદ્ધા અને રસ ઉત્પન્ન થાય અને પરિણામે સમાજ આખો આ પ્રશ્નનો વિચાર કરતો થાય, તેમ થવું જોઈએ. શ્રદ્ધા વિનાની ફરજિયાત કેળવણીથી કશો દહાડો વળશે નહિ.

અમેરિકન લોકોનો કેળવણી પ્રત્યેનો પ્રેમ માત્ર શાબ્દિક કે તાત્ત્વિક નહોતો. તે માટે તેમણે નુકસાન સહી લીધું, પૈસો ખર્ચ્યો અને અનેક કરો પોતે ઉપાડ્યા. આપણે ત્યાં ઉજળિયાત કોમના લોકો પેટે પાટા બાંધીને પણ જેમ પોતાના બાળકોને ભણાવે છે, તે જ પ્રમાણે અમેરિકાએ કર્યું. ગરીબ અને પૈસાદાર બધા વર્ગનાં બાળકોને કેળવણી મળે અને આર્થિક મુશ્કેલી કેળવણી મેળવવામાં આડે ન આવે તે સારુ બધી કેળવણી ધીરે ધીરે મફત આપવાનું નક્કી થયું. આજે અમેરિકામાં માત્ર પ્રાથમિક કેળવણી જ નહિ, પણ માધ્યમિક તેમ જ કોલેજની પણ કેળવણી બધાને માટે મફત છે. આ બધી બાબતોનો ખર્ચ ઉપાડવા માટે જનતાએ પોતાના પર નવા કરો નાખવાની ખુશી બતાવી છે. અમેરિકામાં ખાસ કેળવણીને માટે સ્વ-

તંત્ર કર લેવાય છે. પોતાને ત્યાં ભણનારાં બાળકો હોય કે ન હોય, દરેક શહેરીને આ કર આપવો જ પડે છે.

**કેળવણીની જવાબદારી રાજ્યની છે.**

કેળવણી આપવાની જવાબદારી રાજ્યની છે કે સમાજની, એ પ્રશ્ન દરેક દેશમા ઊભો થાય છે. આ બાબતમાં ઇગ્લાંડ અને અમેરિકામાં તદ્દન વિરુદ્ધ ધોરણો પ્રવર્તે છે. અમેરિકાએ પોતાના દેશ અને સમાજનો વિચાર કરી સાર્વનિક કેળવણી આપવાની ફરજ રાજ્યની છે એમ ઠરાવ્યુ છે. ઇગ્લાંડમાં પહેલેથી જ એવો રિવાજ છે કે કેળવણીની તજવીજ વ્યક્તિએ અને સમાજે પોતે પોતાની મેળે કરવી. અતિ આવશ્યક બાબતો જ રાજ્ય હાથમાં લે. આપણા દેશમાં ઇગ્લાંડની પદ્ધતિનું અનુકરણ થવાથી કેળવણીની પ્રગતિ બહુ થોડી થઈ છે, જ્યારે ફિલિપ્પાઈનમાં અમેરિકન પદ્ધતિએ કામ લેવાયાથી ત્યાંની કેળવણીનો વિકાસ ઝપાટાભેર થયો છે. આજે ફિલિપ્પાઈન સ્વાતંત્ર્યને પથે ચાલવા માંડ્યો છે. ઇંગ્લાંડ અને હિંદુસ્તાનમાં કેળવણીનો વિકાસ યદચ્છયા થયો છે; અમેરિકામાં કેળવણીનો વિકાસ લોકનિયુક્ત સરકારની કર્તવ્યબુદ્ધિ અને નિયંત્રણને બળે થયો છે. પ્રજાની પ્રત્યેક વ્યક્તિને ભણેલી અને સંસ્કારી થવાની પૂરી અનુકૂળતા રાજ્યે કરી આપવી જોઈએ–કેળવણી આપવાની બધી ગોઠવણ રાજ્યે જ કર ઉઘરાવીને પણ કરવી જોઈએ, એ સિદ્ધાંત અમેરિકાએ સ્વીકાર્યો છે. આ કારણે પ્રમાણમાં થોડા સમયમાં શિક્ષણનો જબરો વિસ્તાર થયેલો જોઈ શકાય છે. જે જે દેશમાં કેળવણીનું કામ રાજ્યે પોતાને માથે ઉપાડી લીધું છે તે દરેક દેશમાં શિક્ષણની અને પરિણામે પ્રજાની પ્રગતિ ઝપાટાભેર થઈ છે, જ્યારે જે દેશોમાં આ બાબતમાં 'થતું હોય તેમ થવા દો'ની વૃત્તિ સ્વીકારવામાં આવી છે ત્યાં પ્રજાના મોટા ભાગની કેળવણીની ઉપેક્ષા થઈ છે, અને તેથી એકંદરે સમાજ આખો પછાત રહ્યો છે.

**રાજક્રાંતિ સાથે શિક્ષણક્રાંતિ**

સમાજમાં જ્યારે જ્યારે રાજક્રાંતિ થાય છે, ત્યારે શિક્ષણમાં પણ સાથે જ ક્રાંતિ થાય છે. નવીન રાજ્યપદ્ધતિને અનુરૂપ શિક્ષણપદ્ધતિ સ્થાપવી જરૂરની હોય છે. અમેરિકાના ઇતિહાસમાં આમ જ બન્યું છે. તાજેતરમાં રશિયા, જર્મની અને ઇટાલિમાં પણ રાજક્રાંતિ થયા પછી શિક્ષણમાં પણ ક્રાંતિ થઈ છે. ઈંગ્લાંડના લોકો પ્રથમ અમેરિકામાં પહોંચ્યા અને ત્યાં વસાહતો કરવા માંડી. શરૂઆતમાં આ લોકોએ પોતાની સાથે પોતાના દેશના રીતરિવાજો, પરંપરા અને સમાજવ્યવસ્થા સાથે જૂની શિક્ષણપદ્ધતિ પણ આણી હતી; અને ત્યાં તેનો વિકાસ પણ થોડા વખત સુધી એ જ રીતે થયો. પરંતુ ઈંગ્લાંડ અને તેની વસાહત અમેરિકાના હિતસંબંધોમાં વિરોધ ઉત્પન્ન થયો. અમેરિકાએ ઈંગ્લાંડ વિરુદ્ધ બંડ કર્યું, અને સ્વતંત્ર રાજ્યપદ્ધતિની સ્થાપના કરીને ઈંગ્લાંડનું આધિપત્ય ફેંકી દીધું. ઈંગ્લાંડની ગુલામગીરી સાથે જ તેણે અંગ્રેજી વિચાર, અને પરંપરાનો પણ ત્યાગ કર્યો. રાજકીય, સમાજિક તેમ જ શિક્ષણ વિષયક ક્ષેત્રમાં પોતાનું નવું ધ્યેય, નવું ધોરણ અને નવો વિચાર સ્થાપવાનો તેણે આરંભ કરી દીધો. રાજકીય ક્રાંતિ સાથે વિચારમાં પણ ક્રાંતિ આવી. આથી ઈંગ્લાંડ અને અમેરિકાની શિક્ષણપદ્ધતિઓનો ઉગમ એક જ સ્થળેથી થયો હોવા છતાં ધ્યેયમાં ભેદ હોવાથી આજની ઘડીએ બન્ને દેશોની કેળવણીમાં બહુ મોટો તફાવત પડી ગયો છે.

**કેળવણી હોય તો જ લોકશાહી ટકે.**

અંગ્રેજી રાજ્યના જુલમોથી ત્રાસેલા અમેરિકાએ પોતાને ત્યાં કોઈ પણ જાતની એકહથ્થુ સત્તા ન સ્થાપવાનો નિરધાર કર્યો હતો. સઘળી રાજકીય સત્તા પ્રજાના હાથમાં જ રાખવી, અને સંપૂર્ણ લોકશાહી ને લોકસત્તાક રાજ્યપદ્ધતિ સ્થાપવી એ એનો નિશ્ચય હતો. બધો કારભાર લોકોની ઇચ્છાનુસાર, લોકોએ ચૂંટેલા પ્રતિનિધિ મારફત જ એ એમનું ધ્યેય હતું. પરંતુ જો યોજેલા કાર્યમાં આ રી

કીય સત્તા સોંપવી હોય તો સાથે સાથે તેમને કેળવવા જોઈએ એ સિદ્ધાંત પણ અમેરિકન નેતાઓના લક્ષ બહાર ન રહ્યો. અજ્ઞાન અને અભણ જનતાને કેળવણી આપવામા ન આવે તો સ્વાર્થી અને ધુતારા નેતાઓ જનતાને ફસાવશે; નિરક્ષર લોકોના હાથમા સત્તા આપશો તો પણ તે દ્વારા તેઓ પોતાનું કે સમાજનુ હિત સાધી શકશે નહિ; રાજકીય સત્તા અને કેળવણી એ બેનો સુમેળ સધાય તો જ સત્તાનો સદુપયોગ લોકો કરી શકશે; લોકશાહી ચલાવવા માટે કેળવણી એ મુખ્ય વસ્તુ છે; વગેરે જાતના વિચારો અમેરિકામાં બે સદી પહેલાં સ્વીકારાયા હતા, અને તેને જ પરિણામે આજે કેળવણીનો આટલો વિસ્તાર થયેલો આપણે જોઈ શકીએ છીએ. હિંદુસ્તાનમાં પણ લોકશાહીનું તત્ત્વ દાખલ થતું જાય છે. આ કાળે જો લોકોમાં કેળવણીનો પ્રચાર નહિ થાય તો લોકશાહીને નામે અજ્ઞાન નિરક્ષર લોકોને સ્વાર્થી નેતાઓ ફસાવી દેશે ખરા લોકહિતની દરકાર કરનારા પ્રતિનિધિઓ ચૂંટવાની બુદ્ધિ સામાન્ય મતદાર વર્ગમાં જન્મશે નહિ અને પરિણામે લોકશાહીને નામે પ્રજાને ગમે તેટલી વધારે રાજકીય સત્તા મળશે તો-પણ કેળવણીને અભાવે તેનો કશો ઉપયોગ નહિ થાય. લોકોમા પુષ્કળ શિક્ષણનો પ્રચાર થયો હોવા છતાં લોકશાહીનો પ્રયોગ પૂરો સફળ થતો નથી એમ પશ્ચિમના દેશોને પણ આજે જણાવા લાગ્યું છે; એટલે નિરક્ષર સમાજમાં લોકશાહીનો પ્રયોગ કેટલી સાવધાનીથી કરવાની જરૂર છે તે કલ્પી શકાશે. લોકશાહીની સાથે કેળવણીનો મેળ ઊભો કર્યા સિવાય તે સફળ થાય નહિ એથી જ અમેરિકાએ લોકોમાં કેળવણીનો પ્રચાર પહેલાં કરી દેવાનું કામ આદર્યું.

**દરેકને અવકાશ મળવો જોઈએ.**

ઈંગ્લાંડથી જુદા પડ્યા પછી અમેરિકાએ એક બીજા સિદ્ધાંતનો પણ સ્વીકાર કર્યો કે દેશની દરેક વ્યક્તિને આગળ આવવાનો પૂરો અવકાશ હોવો જોઈએ. શ્રીમંત અથવા અમીરઉમરાવો જ હમેશાં સમાજમાં આગળ આવે અને ગરીબ લોકો શક્તિવાળા હોવા છતાં

પાછળ જ પડ્યા રહે એ સિદ્ધાંત જુવાન અમેરિકાને માન્ય નહોતો, કેમકે સ્વાતંત્ર્યયુદ્ધમાં હરેક વ્યક્તિએ ભાગ લીધો હતો. હરેક વ્યક્તિમાં ઉચ્ચ પદવીએ પહોંચી શકવાની યોગ્યતા હોઈ શકે છે; બધાને સમાન અવકાશ મળે તો સામાન્ય ગણાતા લોકો પણ સમાજમાં આગળ આવી શકે, અને ઉચ્ચ દરજ્જે પહોંચી શકે; એ માટે જન્મ, જાતિ, ધંધો વગેરે ગૌણ ગણાતી બાબતો તરફ ધ્યાન ન આપતાં વ્યક્તિને પોતાની લાયકાત અને આવડત પ્રમાણે ઊંચું સ્થાન મળવું જ જોઈએ; વગેરે સામાજિક સિદ્ધાંતો અમેરિકામાં સ્વીકારાયા. આને Equality of Opportunity ને નામે ઓળખવામાં આવે છે.

રહસ્ય સમજવા સારુ આ બે તત્ત્વો સંપૂર્ણપણે સમજી લેવાં જોઈએ. લોકશાહી અને હરેક વ્યક્તિને વિકસવાનો પૂર્ણ અવકાશ એ બે તત્ત્વો ઉપર આજે અમેરિકાની કેળવણીનો આટલો વિસ્તાર થયો છે.

**વિષમતાનો ઉકેલ**

આપણા દેશમા સામાજિક વિષમતા પુષ્કળ છે. આપણે ત્યા અનેક વર્ગો એવા છે કે જેમને સમાજમાં આગળ આવવાનો અવકાશ ન મળ્યો હોવાથી અસતુષ્ટ થયેલા છે. આ અસંતોષ દૂર કરીને સમાજમાં ઊતરતા વર્ગોની વ્યક્તિઓને પણ આગળ પડતો ભાગ લેતી બનાવવી હોય તો કેળવણીની બાબતમાં આ 'સમાન અવકાશ'નું તત્ત્વ સ્વીકાર્યે જ છૂટકો. સમાજનો ઉચ્ચ ગણાતો વર્ગ થોડો ત્યાગ કરે ને કેળવણીના ક્ષેત્રમા બધા જ વર્ગોને સંપૂર્ણ છૂટ અને અવકાશ-સ્વાતંત્ર્ય આપે તો સમાજના કચરાયેલા વર્ગમાંથી પણ અનેક વ્યક્તિઓને ઊંચે ચડવાની અનુકૂળતા મળશે અને પરિણામે સમાજમા જે વિષમતા અને અસંતોષ વ્યાપી રહ્યાં છે તે દૂર થશે.

**રાષ્ટ્રભાવનાવાળી કેળવણી**

કેળવણીનો ઉપયોગ રાજકીય અને સામાજિક ધ્યેયની સિદ્ધિ અર્થે કેમ થાય તેનો દાખલો અમેરિકા પૂરો પાડે છે. આપણા દેશમાં જેમ અનેક જાતિ, ધર્મ, ભાષાઓ અને સંસ્કૃતિનો પ્રશ્ન છે, તેવો જ પ્રશ્ન અમેરિકામાં એક કાળે હતો અને હજી છે. અમેરિકાનો 'અમેરિકન' અનેક રાષ્ટ્રો અને ધર્મોની વ્યક્તિઓના સમુચ્ચયમાંથી ઘડાયેલો છે. અંગ્રેજ, આયરિશ, જર્મન, ઇટાલિયન, રશિયન, જાપાની, ચીની, ઇત્યાદિ અનેક દેશોની પરંપરાવાળા લોકો ત્યાં એકઠા થયેલા છે; પ્રોટેસ્ટંટ, કેથોલિક, જ્યુ ઇત્યાદિ અનેક ધર્મપંથોના નાગરિકો તેમાં છે. નોર્ડિક, સ્લાવ, સેમેટિક, વગેરે જુદા જુદા માનવવંશના માનવીઓની એ સમાજમાં ભરતી થયેલી છે. કેટલાએક લોકો અનેક પેઢીઓથી ત્યાં વસેલા છે તો કેટલાક તાજા આવી વસ્યા છે. આ બધા લોકોને 'અમેરિકન' બનાવવાનું કામ કેળવણીનું છે. આ લોકોમાં

પોતાનો જૂનો દેશ અને જૂની પરંપરા વિષે રહેલું પોતાપણું ફેરવી નાખીને એને સ્થાને અમેરિકા વિષેની ભાવના સ્થાપવાનું મહાન કાર્ય કેળવણીને સોંપાયુ છે. ધર્મ, જાતિ, સંસ્કૃતિ ઇત્યાદિ અનેક વિરોધી ભાવના( નિષ્ઠા )ઓને એક જ રાષ્ટ્રભાવનામાં કેમ સમાવી દેવી એ પ્રશ્ન જેમ આજે આપણા દેશ સામે ઊભો છે, તેવો જ તે અમેરિકા માટે એક વાર હતો. એનો ઉકેલ લાવવામાં અમેરિકાએ કેળવણીનો ઉપયોગ કર્યો. સમાજની એકેએક વ્યક્તિ પર એવા સંસ્કારની છાપ ઊઠવી જોઈએ કે "હું આ દેશનો જ છુ. આ દેશ ખાતર મારે જીવવું અને મરવું જોઈએ; આ દેશ વિષે જ મને અભિમાન હોય; આ દેશના મોટા વર્ગનું હિત તે મારું હિત; આ દેશનું રાજકીય ધ્યેય તે જ મારું ધ્યેય; હું તો આ દેશનો જ એક નાગરિક છું. આ જ મારો દેશ છે." આવા સસ્કારો હરેક વ્યક્તિમાં જગવવા હોય તો તેનું મંડાણ શાળાઓમાથી થવુ જોઈએ. લોકોમાં દેશભાવના ઊભી કરવાનું કામ અમેરિકાએ કેળવણીને સોંપ્યું છે. આપણા દેશમાં પણ આપણે તેમ જ કરવું જોઈએ. એમ નહિ થાય તો અનેક સદીઓ જવા છતાં આપણા દેશના રાજકીય પ્રશ્નોનો ઉકેલ આવશે નહિ. અમેરિકામાં રાષ્ટ્રભાવના જગવવા માટે કેવી જાતનું ગીત વપરાય છે તેનો નમૂનો નીચે આપ્યો છે. ન્યૂયોર્કની એક પ્રસિદ્ધ હાઈસ્કૂલમાં આ રાષ્ટ્રગીત ગાવામાં આવે છે.

My Country, tis of thee,
Sweet land of liberty
Of thee I sing
Land where my fathers died !
Land of the pilgrim's pride !
From every mountain side
Let freedom ring !
My native country, thee,

Land of the noble free,
Thy name I love !

* * *

Our father's God, to thee,
Author of Liberty,
To thee we sing !
Long may our land be bright
With freedom's holy light.

* * *

**શાળામાં ધર્મને પેસાડવો ન જોઈએ.**

અમેરિકામાં લોકો અનેક ધર્મપંથી હોવાથી ત્યાં રાજકારણથી ધર્મને જુદો પાડી દેવામાં આવ્યો છે. ધર્મ એ વ્યક્તિનો સવાલ છે; તેણે રાજકારણમાં પ્રવેશ કરવાની જરૂર નથી, તેમ રાજકારણે ધર્મમાં હાથ નાખવાની પણ આવશ્યકતા નથી, એવો ત્યાંનો સિદ્ધાંત છે. કેળવણીની બધી જવાબદારી રાજ્યની હોવાથી સ્વાભાવિક રીતે જ ધર્મ અને કેળવણીને જુદાં પાડેલાં છે. સરકારી શાળાઓમાં કોઈ ખાસ ધર્મપંથનું શિક્ષણ આપવાની મનાઈ છે; વિશિષ્ટ ધર્મપંથીઓ પોતાની ખાનગી શાળાઓમાં પોતાને પસંદ પડે તે ધર્મનું શિક્ષણ આપે તેમાં વાંધો ગણાતો નથી. શાળાનાં બધાં બાળકો જો એક જ ધર્મપંથનાં હોય તો ફક્ત બાઈબલ વાંચવાની છૂટ છે, પરંતુ તે પર વિવેચન થઈ શકતું નથી. સારાંશ ધાર્મિક મતભેદ અને કલહની ઉત્પત્તિ જ ન થાય એવી રીતે કેળવણી આપવાનું ધોરણ અમેરિકાએ રાખ્યું છે.

**જેવો કાળ તેવી કેળવણી**

ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ અથવા હિંદુસ્તાન વગેરે દેશોની પેઠે અમેરિકામાં અનેક સૈકાઓથી સ્થપાયેલી શિક્ષણસંસ્થાઓ નથી; સૈકાઓજૂની શિક્ષણની કે સંસ્કૃતિની કોઈ પરંપરા તેને મળી નથી. છતાં

અમેરિકાની કેળવણી પ્રાણવાન છે તેનું કારણ સામાજિક ભાવનાઓનું પ્રતિબિંબ કેળવણીમાં પણ પડ્યું છે તે છે. કેળવણી સમાજની જરૂરિયાતોથી જુદી પડેલી નથી; સમાજની જરૂરિયાતો જેમ જેમ બદલાતી જાય છે તેમ તેમ કેળવણીમાં પણ વિકાસ થતો જાય છે. અમેરિકાની કેળવણીમાં ફેરફારો સતત થયા જ કરે છે. કેળવણીના ધુરંધર આગેવાનો દેશની વિશિષ્ટ પરિસ્થિતિને અનુરૂપ કેળવણી કઈ રીતે વધારે આપી શકાય તેનો નિરંતર વિચાર કર્યા કરે છે. આથી અમેરિકાની અને યુરોપની શિક્ષણપદ્ધતિમાં મોટો તફાવત જોઈ શકાય છે—પહેલી કાળની સાથે વહે છે ત્યારે બીજી કાળની પાછળ ઘસડાય છે. માત્ર ત્રણસો વર્ષમાં જ નવો દેશ, નવો સમાજ અને નવી જ સંસ્કૃતિ હોવા છતા કેળવણી દ્વારા અમેરિકાએ સામાજિક, રાજકીય અને ઔદ્યોગિક વિકાસ કેટલો સાધ્યો છે તેનું બારીક અવલોકન આપણે કરવું જોઈએ, અને દુનિયાના આ અનુભવનો લાભ લઈને આપણો ભાવિ કાર્યક્રમ આપણે યોજવો જોઈએ.

## પ્રકરણ બીજું

## શિક્ષણપદ્ધતિની રૂપરેખા

### કેળવણીના બહોળા માર્ગો

નાનપણમાં પૈસાની મુશ્કેલીને લીધે ભણી ન શકવાને કારણે મોટી ઉંમરે દિલગીર થતા લોકો આપણે ત્યાં કેટલા બધા નજરે પડે છે! જોકે આમાંના કેટલાએક રાત્રિશાળાઓમાં કે ખાનગી રીતે અભ્યાસ કરી પોતાની મહેચ્છાઓ પૂરી કરવાનો પ્રયત્ન કરે છે, પણ અમેરિકામાં તો આવા લોકોને અભ્યાસ કરવા માટે અનેક પ્રકારની સગવડો કરી આપવામા આવી છે. બધા દેશોની પેઠે અમેરિકામાં દિવસની પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ તો છે જ; સિવાય આની

જ જાતની કેળવણી રાત્રે પણ મળી શકે તેવી પણ સગવડો છે. દિવસે નોકરીધંધો કરીને રાત્રે નવ કેદસ સુધી કૉલેજનું શિક્ષણ લેવું હોય તો તે આપનારી સંસ્થાઓ ત્યાં છે. આવી સંસ્થાઓમાં બૌદ્ધિક શિક્ષણ પેઠે ઔદ્યોગિક શિક્ષણ પણ મળી શકે છે. ચિત્રકલા, એન્જીનિયરિંગ, વેપાર, નાના નાના ઉદ્યોગો વગેરેનું શિક્ષણ રાત્રિશાળાઓ–કૉલેજો દ્વારા આપવામાં આવે છે. શહેરમાં નોકરી કરનારને માટે તો આ બહુ સગવડભર્યું બને; પણ ગામડાંઓમાં કામ કરનારાઓનું શું? તેમને માટે ખાસ ઉનાળાની લાંબી રજાઓ દરમિયાન આ બધી જાતની કેળવણી આપનારી સંસ્થાઓ પણ હોય છે. ન્યૂયૉર્ક જેવા શહેરમાં ઉનાળાની રજાઓમાં હજારો સ્ત્રીપુરુષો મોટી ઉંમરે પણ આવી કેળવણી લેવા આવે છે. કેટલીએક જગ્યાએ તો માથે પળી આવ્યાં હોય ને મોં પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ પડી હોય એવાં દંપતીઓ પણ જોઈ શકાય છે! રજાઓમાં પણ શહેરમાં આવીને ન ભણી શકે તેવાંઓ માટે ટપાલ દ્વારા શિક્ષણ આપનારી (Correspondence Schools) શાળાઓ પણ છે; અને આ શાળાઓ તો બહુ મોટા પ્રમાણમાં પ્રચલિત છે. કેટલીક જગ્યાએ તો કેળવણી ખાતાંઓ પણ આ પ્રથાનો ઉપયોગ કરે છે. જેઓ સતત બે વર્ષ સુધી કૉલેજમાં રહી અભ્યાસ ન કરી શકે તેવા હોય તેમને કટકેકટકે ત્રણચાર વર્ષને અંતે અભ્યાસ પૂરો કરીને પદવી મળી શકે તેવી ગોઠવણો હોય છે. જેઓને ઘેર બેઠાં પરંતુ વાંચ્યા વિના જ્ઞાન લેવું હોય તેમને માટે રેડિયોની પદ્ધતિ પણ છે. આમાં પદવી મળી શકતી નથી, પરંતુ જ્ઞાનાર્જન તો થઈ જ શકે છે. રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સાહિત્ય, સંગીત, માનસશાસ્ત્ર વગેરે અનેક વિષયોના અભ્યાસક્રમ ગોઠવીને રેડિયો દ્વારા વ્યાખ્યાનો અપાય છે; જેમને આગળ અભ્યાસ વધારવો હોય તેમને પુસ્તકોની માર્ગસૂચક યાદી પણ મળી શકે છે. મતલબ કે રાત્રિએ, દિવસે, રજાઓમાં, ટપાલ દ્વારા, રેડિયો દ્વારા વગેરે અનેક રીતે શિક્ષણ આપનારી સંસ્થાઓ અમેરિકામાં પુષ્કળ છે. એ તો શું, પણ સ્ટીમરમાં રહી પ્રવાસ

કરતાં કરતાં પણ અભ્યાસ થઈ શકે તેવી એક કોલેજ ન્યૂયોર્ક વિદ્યાપીઠે કાઢી છે! દુનિયાનો પ્રવાસ કરતાં કરતાં જુદા જુદા દેશો, ત્યાંનો સમાજ, તેમની સંસ્કૃતિ વગેરે જોઈજાણી શકાય છે; અને સાથેસાથે સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકારણ, ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય અને કલા વગેરેનો અભ્યાસ પણ આ તરતી કૉલેજમા થઈ શકે છે!

**વ્યક્તિવિકાસને પૂરો અવકાશ**

આ બધી સગવડોનો હેતુ એ છે કે દરેક વ્યક્તિને પોતાનો વિકાસ અને ઉન્નતિ સંપૂર્ણ રીતે કરી શકવાની સગવડ મળવી જોઈએ; કોઈનો વ્યક્તિવિકાસ કેળવણીને અભાવે અટકી પડે એવું બનવું ન જોઈએ. વિદ્યાપીઠોનો ઉદ્દેશ અભ્યાસ કરનારાઓને આગળ ઉત્તેજન મળ્યા જ કરે તેવો હોય છે. કૃત્રિમ સાધનો દ્વારા લોકો ઉચ્ચ અભ્યાસથી પરાંગ્મુખ કેમ થાય તેવો ઊંધો વિચાર કોઈને કદી આવતો નથી. માત્ર પદવી લેનારાઓને માટે જ વિદ્યાપીઠ પ્રયત્ન કરે એવું પણ નથી. પોતાની શિક્ષણમર્યાદામાં પદવી લેવા ન ઇચ્છતા એવા પણ અનેક લોકો કેમ આવી શકે તે વિષે વિદ્યાપીઠો અનેક પ્રયત્નો કરે છે. કૉલેજનાં મકાનો રાત્રિના દસ સુધી ઉઘાડાં રહે છે ને તેમાં વર્ગો ચાલ્યા કરે છે. હાઇસ્કૂલ અને કૉલેજમાં વિષયોની વિવિધતા તો પુષ્કળ છે; એથી અમુક વિષય નથી આવડતો માટે અભ્યાસ જ છોડી દેવો પડે એવો વખત જ કોઈને આવતો નથી. જેને જે વિષય ગમે તે તે પસંદ કરી શકે છે. મતલબ કે કૃત્રિમ બંધનો દૂર કરીને દરેક વ્યક્તિ શિક્ષણનો વિશેષ લાભ કેમ લઈ શકે એ દૃષ્ટિએ તેની યોજના કરવામાં આવી છે. પ્રાથમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો મફત અપાય છે. જે ગરીબ લોકોને પોતાને ત્યાં ઘરના પાઠો કરવા માટે શાંતિવાળી જગ્યાની સગવડ ન હોય તેમને શાળામાં રહીને જ આવા પાઠો કરવાની જગ્યાની તેમ જ પુસ્તકોની સગવડ આપવામાં આવે છે. રાજની શાળાઓ–કૉલેજોમાં ફી લેવાતી નથી; માત્ર ખાનગી શાળાઓ કે કૉલેજમાં જ ફી લેવાનો રિવાજ છે.

-જ જાતની કેળવણી રાત્રે પણ મળી શકે તેવી પણ સગવડો છે દિવસે નોકરીધંધો કરીને રાત્રે નવ કે દસ સુધી કોલેજનું શિક્ષણ લેવું હોય તો તે આપનારી સંસ્થાઓ ત્યાં છે આવી સંસ્થાઓમાં બૌદ્ધિક શિક્ષણ પેઠે ઔદ્યોગિક શિક્ષણ પણ મળી શકે છે ચિત્રકલા, એન્જીનિયરિંગ, વેપાર, નાના નાના ઉદ્યોગો વગેરેનું શિક્ષણ રાત્રિશાળાઓ–કોલેજો દ્વારા આપવામાં આવે છે. શહેરમાં નોકરી કરનારને માટે તો આ બહુ સગવડભર્યું બને; પણ ગામડાઓમાં કામ કરનારાઓનું શું ? તેમને માટે ખાસ ઉનાળાની લાંબી રજાઓ દરમિયાન આ બધી જાતની કેળવણી આપનારી સંસ્થાઓ પણ હોય છે ન્યૂયૉર્ક જેવા શહેરમાં ઉનાળાની રજાઓમાં હજારો સ્ત્રીપુરુષો મોટી ઉંમરે પણ આવી કેળવણી લેવા આવે છે. કેટલીએક જગ્યાએ તો માથે પળી આવ્યા હોય ને મોં પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ પડી હોય એવા દંપતીઓ પણ જોઈ શકાય છે! રજાઓમાં પણ શહેરમાં આવીને ન ભણી શકે તેવાઓ માટે ટપાલ દ્વારા શિક્ષણ આપનારી (Correspondence Schools) શાળાઓ પણ છે, અને આ શાળાઓ તો બહુ મોટા પ્રમાણમાં પ્રચલિત છે. કેટલીક જગ્યાએ તો કેળવણી ખાતાઓ પણ આ પ્રથાનો ઉપયોગ કરે છે. જેઓ સતત બે વર્ષ સુધી કૉલેજમાં રહી અભ્યાસ ન કરી શકે તેવા હોય તેમને કટકેકટકે ત્રણચાર વર્ષને અંતે અભ્યાસ પૂરો કરીને પદવી મળી શકે તેની ગોઠવણો હોય છે જેઓને પેર બેઠાં પરંતુ વાંચ્યા વિના જ્ઞાન લેવું હોય તેમને માટે રેડિયોની પદ્ધતિ પણ છે આમાં પદવી મળી શકતી નથી, પરંતુ જ્ઞાનાર્જન તો થઈ જ શકે છે રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સાહિત્ય, સંગીત, માનસશાસ્ત્ર વગેરે અનેક વિષયોના અભ્યાસક્રમ ગોઠવીને રેડિયો દ્વારા વ્યાખ્યાનો અપાય છે, જેમને આગળ અભ્યાસ વધારવો હોય તેમને પુસ્તકોની માર્ગસૂચક યાદી પણ મળી શકે છે મતલબ કે રાત્રિએ, દિવસે, રજાઓમાં, ટપાલ દ્વારા, રેડિયો દ્વારા વગેરે અનેક રીતે શિક્ષણ આપનારી સંસ્થાઓ અમેરિકામાં પુષ્કળ છે. એ તો શું, પણ સ્ટીમરમાં પણ મુસાફરી

કરતાં કરતા પણ અભ્યાસ થઈ શકે તેવી એક કોલેજ ન્યૂયૉર્ક વિદ્યાપીઠે કાઢી છે! દુનિયાનો પ્રવાસ કરતાં કરતા જુદા જુદા દેશો, ત્યાંનો સમાજ, તેમની સંસ્કૃતિ વગેરે જોઈજાણી શકાય છે; અને સાથેસાથે સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકારણ, ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય અને કલા વગેરેનો અભ્યાસ પણ આ તરતી કોલેજમા થઈ શકે છે!

**વ્યક્તિવિકાસને પૂરો અવકાશ**

આ બધી સગવડોનો હેતુ એ છે કે હરેક વ્યક્તિને પોતાનો વિકાસ અને ઉન્નતિ સંપૂર્ણ રીતે કરી શકવાની સગવડ મળવી જોઈએ; કોઈનો વ્યક્તિવિકાસ કેળવણીને અભાવે અટકી પડે એવું બનવું ન જોઈએ. વિદ્યાપીઠોનો ઉદ્દેશ અભ્યાસ કરનારાઓને આગળ ઉત્તેજન મળ્યા જ કરે તેવો હોય છે. કૃત્રિમ સાધનો દ્વારા લોકો ઉચ્ચ અભ્યાસથી પરાઙ્મુખ કેમ થાય તેવો ઊંધો વિચાર કોઈને કદી આવતો નથી માત્ર પદવી લેનારાઓને માટે જ વિદ્યાપીઠ પ્રયત્ન કરે એવું પણ નથી. પોતાની શિક્ષણમર્યાદામા પદવી લેવા ન ઇચ્છતા એવા પણ અનેક લોકો કેમ આવી શકે તે વિષે વિદ્યાપીઠો અનેક પ્રયત્નો કરે છે. કાલેજના મકાનો રાત્રિના દસ સુધી ઉઘાડાં રહે છે ને તેમાં વર્ગો ચાલ્યા કરે છે. હાઈસ્કૂલ અને કોલેજમા વિષયોની વિવિધતા તો પુષ્કળ છે, એથી અમુક વિષય નથી આવડતો માટે અભ્યાસ જ છોડી દેવો પડે એવો વખત જ કોઈને આવતો નથી જેને જે વિષય ગમે તે તે પસંદ કરી શકે છે. મતલબ કે કૃત્રિમ બંધનો દૂર કરીને હરેક વ્યક્તિ શિક્ષણનો વિશેષ લાભ કેમ લઈ શકે એ દૃષ્ટિએ તેની યોજના કરવામા આવી છે. પ્રાથમિક શાળાઓમા વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો મફત અપાય છે. જે ગરીબ લોકોને પોતાને ત્યા ઘરના પાઠો કરવા માટે શાંતિવાળી જગ્યાની સગવડ ન હોય તેમને શાળામાં રહીને જ આવા પાઠો કરવાની જગ્યાની તેમ જ પુસ્તકોની સગવડ આપવામાં આવે છે. રાજની શાળાઓ–કોલેજોમા ફી લેવાતી નથી, માત્ર ખાનગી શાળાઓ કે કોલેજમા જ ફી લેવાનો રિવાજ છે.

-જ જાતની કેળવણી રાત્રે પણ મળી શકે તેવી પણ સગવડો છે. દિવસે નોકરીધંધો કરીને રાત્રે નવ કેડ સ સુધી કૉલેજનું શિક્ષણ લેવું હોય તો તે આપનારી સંસ્થાઓ ત્યાં છે. આવી સંસ્થાઓમાં બૌદ્ધિક શિક્ષણ પેઠે ઔદ્યોગિક શિક્ષણ પણ મળી શકે છે. ચિત્રકલા, એન્જીનિયરિંગ, વેપાર, નાના નાના ઉદ્યોગો વગેરેનું શિક્ષણ રાત્રિશાળાઓ-કૉલેજો દ્વારા આપવામાં આવે છે. શહેરમા નોકરી કરનારને માટે તો આ બહુ સગવડભર્યું બને; પણ ગામડાઓમાં કામ કરનારાઓનુ શું ? તેમને માટે ખાસ ઉનાળાની લાંબી ઋતુઓ દરમિયાન આ બધી જાતની કેળવણી આપનારી સંસ્થાઓ પણ હોય છે. ન્યૂયૉર્ક જેવા શહેરમાં ઉનાળાની ઋતુઓમાં હજારો સ્ત્રીપુરુષો મોટી ઉંમરે પણ આવી કેળવણી લેવા આવે છે. કેટલીએક જગ્યાએ તો માથે પળી આવ્યા હોય ને મોં પર વૃદ્ધાવસ્થાની કરચલીઓ પડી હોય એવાં દંપતીઓ પણ જોઈ શકાય છે! ઋતુઓમાં પણ શહેરમા આવીને ન ભણી શકે તેવાંઓ માટે ટપાલ દ્વારા શિક્ષણ આપનારી (Correspondence Schools) શાળાઓ પણ છે; અને આ શાળાઓ તો બહુ મોટા પ્રમાણમાં પ્રચલિત છે. કેટલીક જગ્યાએ તો કેળવણી ખાતાઓ પણ આ પ્રથાનો ઉપયોગ કરે છે. જેઓ સતત બે વર્ષ સુધી કૉલેજમાં રહી અભ્યાસ ન કરી શકે તેવા હોય તેમને કટકેકટકે ત્રણચાર વર્ષને અંતે અભ્યાસ પૂરો કરીને પદવી મળી શકે તેવી ગોઠવણો હોય છે. જેઓને ઘેર બેઠાં પરંતુ વાંચ્યા વિના જ્ઞાન લેવું હોય તેમને માટે રેડિયોની પદ્ધતિ પણ છે. આમાં પદવી મળી શકતી નથી, પરંતુ જ્ઞાનાર્જન તો થઈ જ શકે છે. રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સાહિત્ય, સંગીત, માનસશાસ્ત્ર વગેરે અનેક વિષયોના અભ્યાસક્રમ ગોઠવીને રેડિયો દ્વારા વ્યાખ્યાનો અપાય છે; જેમને આગળ અભ્યાસ વધારવો હોય તેમને પુસ્તકોની માર્ગસૂચક યાદી પણ મળી શકે છે. મતલબ કે રાત્રિએ, દિવસે, ઋતુઓમાં, ટપાલ દ્વારા, રેડિયો દ્વારા વગેરે અનેક રીતે શિક્ષણ આપનારી સંસ્થાઓ અમેરિકામાં પુષ્કળ છે. એ તો શું, પણ સ્ટીમરમાં રહી પ્રવાસ

કરતાં કરતાં પણ અભ્યાસ થઈ શકે તેવી એક કૉલેજ ન્યૂયૉર્ક વિદ્યાપીઠે કાઢી છે! દુનિયાનો પ્રવાસ કરતાં કરતાં જુદા જુદા દેશો, ત્યાંનો સમાજ, તેમની સંસ્કૃતિ વગેરે જોઈજાણી શકાય છે; અને સાથેસાથે સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકારણ, ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય અને કલા વગેરેનો અભ્યાસ પણ આ તરતી કૉલેજમા થઈ શકે છે!

**વ્યક્તિવિકાસને પૂરો અવકાશ**

આ બધી સગવડોનો હેતુ એ છે કે દરેક વ્યક્તિને પોતાનો વિકાસ અને ઉન્નતિ સંપૂર્ણ રીતે કરી શકવાની સગવડ મળવી જોઈએ; કોઈનો વ્યક્તિવિકાસ કેળવણીને અભાવે અટકી પડે એવું બનવું ન જોઈએ. વિદ્યાપીઠોનો ઉદ્દેશ અભ્યાસ કરનારાઓને આગળ ઉત્તેજન મળ્યા જ કરે તેવો હોય છે. કૃત્રિમ સાધનો દ્વારા લોકો ઉચ્ચ અભ્યાસથી પરાંગ્મુખ કેમ થાય તેવો ઊંધો વિચાર કોઈને કદી આવતો નથી. માત્ર પદવી લેનારાઓને માટે જ વિદ્યાપીઠ પ્રયત્ન કરે એવું પણ નથી. પોતાની શિક્ષણમર્યાદામાં પદવી લેવા ન ઇચ્છતા એવા પણ અનેક લોકો કેમ આવી શકે તે વિષે વિદ્યાપીઠો અનેક પ્રયત્નો કરે છે. કૉલેજના મકાનો રાત્રિના દસ સુધી ઉઘાડાં રહે છે ને તેમાં વર્ગો ચાલ્યા કરે છે. હાઈસ્કૂલ અને કૉલેજમાં વિષયોની વિવિધતા તો પુષ્કળ છે; એથી અમુક વિષય નથી આવડતો માટે અભ્યાસ જ છોડી દેવો પડે એવો વખત જ કોઈને આવતો નથી. જેને જે વિષય ગમે તે તે પસંદ કરી શકે છે. મતલબ કે કૃત્રિમ બંધનો દૂર કરીને દરેક વ્યક્તિ શિક્ષણનો વિશેષ લાભ કેમ લઈ શકે એ દૃષ્ટિએ તેની યોજના કરવામાં આવી છે. પ્રાથમિક શાળાઓમા વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો મફત અપાય છે. જે ગરીબ લોકોને પોતાને ત્યાં ઘરના પાઠો કરવા માટે શાંતિવાળી જગ્યાની સગવડ ન હોય તેમને શાળામાં રહીને જ આવા પાઠો કરવાની જગ્યાની તેમ જ પુસ્તકોની સગવડ આપવામાં આવે છે. રાજની શાળાઓ-કૉલેજોમાં ફી લેવાતી નથી; માત્ર ખાનગી શાળાઓ કે કૉલેજમાં જ ફી લેવાનો રિવાજ છે.

**બાર વર્ષનો ફરજિયાત અભ્યાસક્રમ**

અમેરિકા દેશ તરીકે એક ગણાતો હોવા છતાં તેમાં અનેક પ્રાંતો છે; તે દરેકને સંસ્થાન કહેવામાં આવે છે. આ પ્રત્યેક સંસ્થાન કેળવણીની બાબતમા પોતે સ્વતંત્ર છે, ને એથી હરેક ઠેકાણે શિક્ષણપદ્ધતિઓમાં થોડોથોડો ફેર રહ્યા કરે છે. અર્થાત્ અમેરિકાની કેળવણીની પ્રથાનો ઉલ્લેખ કરીએ ત્યારે સામાન્ય ધોરણ આવું છે એમ સમજવું જોઈએ. આપણા દેશમાં જેમ પ્રાંતવાર શિક્ષણપદ્ધતિઓમાં થોડો ઘણો ફેરફાર છે, તેવી જ સ્થિતિ અમેરિકાની પણ છે. તોપણ એક દેશ તરીકે અમેરિકા વિષે કેટલીએક ખાસ બાબતો નોંધી શકાય ખરી.

અમેરિકામાં સામાન્ય રીતે ૬ થી ૧૪ વર્ષની ઉંમર સુધી પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે. આ ઉંમર દરમિયાન પૂરેપૂરો વખત ભણવું જ જોઈએ. બાળકોને આ ઉંમર દરમિયાન બીજા કામકાજે રોકી શકાતાં નથી; નિયત ભણવાના સમય ઉપરાંત થોડો વખત કામ કરી શકાય છે ખરુ. કેટલાંએક સંસ્થાનોમાં આ ગાળો સાત, આઠ અથવા નવ વર્ષનો પણ છે. આઠ વર્ષના અભ્યાસનો આ ફરજિયાત કાળ પૂરો થયા પછીનાં ચાર વર્ષો દરમિયાન અઠવાડિયાના અમુક કલાકો પુરવણી શાળાઓમાં ફરજિયાત ભણવા જવાનું હોય છે. આ શાળાઓને 'કંટીન્યુએશન' અથવા 'પાર્ટટાઇમ સ્કૂલ' કહે છે. આમ એકંદરે બાર વર્ષ સુધી એટલે કે અઢારઓગણીશ વર્ષની ઉંમર થતા સુધી હરેક વ્યક્તિએ શાળાઓમાં ફરજિયાત થોડો કે ઘણો અભ્યાસ કરવાનો હોય જ છે. આ પુરવણી શાળાઓમાં ફરજિયાત ભણવાનું ધોરણ બધાં સંસ્થાનોમાં નથી, તોપણ ઘણાં સંસ્થાનોમાં તે છે; કેટલેક સ્થળે તે મરજિયાત છે. આનો અર્થ એ થયો કે દેશના પ્રત્યેક ખેડૂતને, મજૂરને, ધંધાદારીને કે કારીગરને ઓછામાં ઓછાં બાર વર્ષ સુધી કેળવણી અવશ્ય આપવામાં આવે છે. લોકો આથી આગળ વધીને પોતાની ખુશીથી વધારે અભ્યાસ કરે તે જુદું. આટલી કેળવણી પામેલા ખેડૂતો ને કારીગરો પોતપોતાના ધંધામાં આ કેળવણીનો ઉપયોગ કરીને

સતત પોતાના ધંધાની પ્રગતિ કર્યે જાય છે પોતાના ધંધાને લગતા પુસ્તકો અને માસિકો વાચવા તેઓ સદા ઉત્સુક હોય છે તેથી નવી નવી શોધો અને નવીન જ્ઞાનનો ઉપયોગ તેઓ પોતાના ધંધામા કરી શકે છે, અને દુનિયામા શુ ચાલી રહ્યુ છે તેનાથી હમેશા માહિતગાર રહે છે આવા સુશિક્ષિત ખેડૂત અને કારીગરોની હરીફાઈમા આપણા દેશના અજ્ઞાન ખેડુ કારીગરોને ઊતરવાનુ છે। એક દેશમા બાર વર્ષ સુધી ભણવાનુ છે, બીજા દેશમા ભણતર વિષે કેવળ ઉદાસીનતા છે। આવી સ્થિતિમા ખેતી કે અન્ય ધંધામા સુધારો ક્યાથી થાય? અને કદાચ વેગે કાઈ પ્રગતિ થઈ હોય તોપણ તે અન્ય સુધરેલા અને ઝપાટાબંધ પ્રગતિ કરતા દેશોની હરોળમા ક્યાથી ઊભી શકે? આખી દુનિયામા જ્યારે વેગભર હરકેદરેક માણસને ભણાવવાની પ્રગતિ થઈ રહી છે તે કાળે આપણા દેશમા પણ આ ગતિમા ઝડપી ઉમેરો કર્યા વિના કેમ ચાલશે?

**કેળવણીની સંસ્થાઓની રૂપરેખા**

અમેરિકાની શિક્ષણપદ્ધતિનો ખ્યાલ સહેલાઈથી આપી શકાય તેવુ છે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી મળીને બાર વર્ષનો અભ્યાસક્રમ છે પ્રાથમિક શાળાઓ કોઈ સ્થળે આઠ વર્ષની તો કોઈ સ્થળે ૭ વર્ષની હોય છે જ્યા પ્રાથમિક શાળામા આઠ વર્ષ હોય છે ત્યા હાઈસ્કૂલમા ચાર વર્ષ હોય છે, અને નહિતર ૭ વર્ષ હોય છે એકદરે બાર વર્ષના અભ્યાસ પછી કૉલેજમા દાખલ થઈ શકાય છે છઠ્ઠા વર્ષની ઉમરે બાળકને શાળામા દાખલ કરવાનુ ફરજિયાત ધોરણ છે તે પહેલા બાળકો માટે બાલમંદિર અને બાલોદ્યાન જેવી શાળાઓ છે, પણ તેમા ભણવાનુ બધાને માટે ફરજિયાત નથી બાલોદ્યાન શાળાઓ બધે ઠેકાણે હોતી નથી, મોટા શહેરોમા પ્રાથમિક શાળાઓની સાથોસાથ બાલોદ્યાન વર્ગો હોય છે ને તેમા ચારથી ૭ વર્ષની ઉમરના બાળકો જાય છે કોઈ કોઈ સ્થળે બાલોદ્યાન અને પહેલુ ધોરણ સાથે જોડી દેવામા આવે છે આ શિક્ષણ મંજિલ

યાત છે, એટલે આ અભ્યાસને યોગ્ય ઉંમરનાં બાળકોમાંથી સેંકડે આડત્રીસ ટકા બાળકો આવાં બાલોદ્યાનોમાં ભણે છે.

ગામડાંઓની નાની શાળાઓમાં પહેલાં ચાર ધોરણો રાખવામાં આવે છે; ઉપલા ચાર ધોરણો માટે ઘણાં ગામડાંઓની વચ્ચે એક મધ્યવર્તી શાળા હોય છે. શાળા જો દૂર હોય તો બાળકોને સાર્વજનિક ખર્ચે ફરતી મોટરોમા લઈ જવા લાવવામાં આવે છે.

જે હાઈસ્કૂલો છ વર્ષની છે, તેના ત્રણ ત્રણ વર્ષના જ્યૂનીઅર અને સીનિયર એવા બે ભાગ પાડેલા હોય છે. કેટલેક ઠેકાણે આ જ્યૂનીઅર હાઈસ્કૂલોનો વહીવટ સાવ અલગ પાડી દઈને તેની શિક્ષણપદ્ધતિ નવી રીતે નિર્માણ કરવાના અખતરા ચાલે છે. હાઈસ્કૂલમાં બૌદ્ધિક શિક્ષણની સાથે ઔદ્યોગિક શિક્ષણની પણ સગવડ હોય છે, તેથી વિદ્યાર્થીનુ વલણ ગમે તે બાજુનું હોય તોપણ તેને હાઈસ્કૂલમાં વિકાસ મળી રહે છે. સિવાય જે વિદ્યાર્થીઓને ધંધાનું જ સંપૂર્ણ શિક્ષણ લેવાની ઇચ્છા હોય તેમને સારુ હાઈસ્કૂલની જે કોટિની ધંધાશાળાઓ પણ છે. હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો થયે તેમને તેવું પ્રમાણપત્ર શાળા તરફથી જ મળે છે. પરંતુ જેમને ઉચ્ચ શિક્ષણ લેવા વિદ્યાપીઠોમાં દાખલ થવું હોય તેમને વિદ્યાપીઠોની પ્રવેશક પરીક્ષાઓ આપવી પડે છે. આ મુદ્દો ખાસ ધ્યાનમાં લેવા જેવો છે કે વિદ્યાપીઠની ન્ય પરીક્ષા બધા જ વિદ્યાર્થીઓને આપવાની હોતી નથી. જેમને કોલેજમાં દાખલ થવું હોય તેમને માટે જ આ પરીક્ષાઓ છે; બાકીનાઓની પરીક્ષા હાઈસ્કૂલ પોતે જ લઈ લે છે. કોઈ કોઈ સ્થળે બધા વિદ્યાર્થીઓની એક શાલાંત પરીક્ષા લેવાય છે ખરી, પરંતુ સામાન્ય રીતે અમેરિકામાં બધા વિદ્યાર્થીઓને આપણી પેઠે એક જ પરીક્ષાની ચક્કીમાંથી પસાર કરવાનુ ધોરણ નથી. વિદ્યાર્થીઓને કોલેજમા દાખલ કરવાની પણ અનેક રીતો છે. કેટલીક કોલેજો પોતે સ્વતંત્ર પરીક્ષાઓ રાખે છે, તો કેટલીક વિદ્યાપીઠો સાથે મળીને એક જ પરીક્ષા લઈ લે છે. કેટલીક વિદ્યાપીઠો ચોક્કસ શાળાઓ માન્ય ગણીને આવ

તેમનાં પ્રમાણપત્રોથી જ ચલાવી લે છે; તેઓ સ્વતંત્ર પરીક્ષા લેતી નથી. ઉચ્ચ માધ્યમિક શાળાઓ પર વિદ્યાપીઠોનું નિયંત્રણ હતું અને હજુ પણ છે. પરંતુ ઐચ્છિક વિષયોનો વધારો, પરીક્ષા ઉપરાંત વિદ્યાર્થીની શાળાની એકંદર પ્રગતિ પણ ધ્યાનમાં લેવાનું ધોરણ, અને બુદ્ધિકસોટીઓને લીધે પરીક્ષાનાં અનિષ્ટો ઘટ્યાં છે. અભ્યાસક્રમની બાબતમાં હાઇસ્કૂલોને સ્વતંત્રતા મળવી જોઈએ અને અખતરાઓને અવકાશ હોવો જોઈએ એ વિચારણાને પરિણામે વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષાઓનું નિયમન પણ ઢીલું કરવાની હિલચાલ ચાલે છે. આવી જાતની સગવડ અમુક શાળાઓને આપીને તેવા અખતરાઓ પણ કરવાની છૂટ વિદ્યાપીઠો તરફથી મળવા લાગી છે.

## પ્રૌઢ શિક્ષણ

મોટી ઉંમરે ભણવાનો રિવાજ હજુ હમણાં શરૂ થયો કહી શકાય. આ બાબતમાં વિકાસ થવાનાં પણ કારણો છે. અન્ય દેશોમાં મજૂરવર્ગના ઉત્સાહને લઈને આ હિલચાલનો ફેલાવો થયો છે. અમેરિકાનો કામગારવર્ગ પરદેશથી આવેલા અને તાજેતરમાં જ નાગરિકપણાના હક્ક મળેલા લોકોનો બનેલો છે; આવી તેમનામાં સ્થાયીપણાને લીધે ઉત્પન્ન થતી પરંપરા તથા સંઘટના નથી. આ હિલચાલની હજુ શરૂઆત થઈ છે. અમેરિકાના માનસશાસ્ત્રીઓએ નક્કી કર્યું છે કે મોટી ઉંમરે પણ માણસની અભ્યાસ કરવાની શક્તિ ઘટી જતી નથી, પરંતુ જળવાઈ રહે છે. આથી લોકોનું વલણ અભ્યાસ કરવા તરફ વધ્યું છે. માનસશાસ્ત્રી થોર્નડાઇકનો તો સિદ્ધાંત છે કે માણસની દસ વર્ષથી વીશ વર્ષની ઉમર સુધી અભ્યાસ કરવાની જે બૌદ્ધિક તાકાત હોય છે, તેટલી જ ત્રીશથી પચાસ વર્ષની ઉંમર સુધી કાયમ રહે છે. માત્ર વીશથી પચીશ અથવા ત્રીશ વર્ષની ઉમર સુધી અભ્યાસ કરવાની યોગ્યતા વધારેમાં વધારે હોય છે. મોટી ઉંમરનાઓ માટે અભ્યાસ કરવા સારુ કામગાર લોકોની વસ્તી વચ્ચે સેટલમેન્ટ હાઉસિસ છે. અમેરિકન એસોસીએશન ઑફ એડલ્ટ એજ્યુકેશન જેવી અનેક મંડળીઓ

આ કામ ચલાવે છે. વિદ્યાપીઠ તરફથી પણ મોટી ઉંમરનાંને અનેક વિષયો ભણવવા માટેના વર્ગો ચાલે છે.

**બૌદ્ધિક અને ઔદ્યોગિક ઉચ્ચ શિક્ષણ**

પ્રાથમિક ૭ વર્ષ અને માધ્યમિક ૭ વર્ષ અથવા પ્રાથમિક આઠ વર્ષ અને માધ્યમિક ચાર વર્ષ મળી બાર વર્ષનો અભ્યાસ પૂરો થયા પછી કોલેજમા દાખલ થઈ શકાય છે. અહીં પદવી લેવા માટે ચાર વર્ષનો અભ્યાસક્રમ છે. કોલેજમાં સાહિત્ય વિષયક તેમ જ ઔદ્યોગિક બંને પ્રકારના અભ્યાસની સગવડ હોય છે. ખાસ કરીને એન્જીનિયરિંગ, ડૉકટરી, ખેતીવાડી, શિક્ષણશાસ્ત્ર, વેપાર વગેરે વિષયોની સંસ્થાઓનું શિક્ષણ ઊંચા દરજ્જાનું છે. ખેતીવાડી, એન્જીનિયરિંગ અને શિક્ષણશાસ્ત્રના અભ્યાસ માટે તો પરદેશમાંથી પણ ઘણા વિદ્યાર્થીઓ આવે છે. કોલેજમાં દાખલ ન થનારા વિદ્યાર્થીઓ ઔદ્યોગિક શિક્ષણ માટે ટેક્નિકલ ઇન્સ્ટીટ્યૂટસમાં દાખલ થાય છે.

કૉલેજમા ચાર વર્ષને અંતે એ.બી., ત્યાર પછી એક વર્ષે એ.એમ. અને ત્યાર પછી બે વર્ષે પીએચ.ડી. એવી પદવીઓ મળી શકે છે. કોલેજનાં પહેલાં બે વર્ષોનો અભ્યાસક્રમ જુદો પાડીને તેને જ્યૂનીઅર કૉલેજ તરીકે જુદી પાડવાના અખતરા ચાલે છે. કોઈ કોઈ ઠેકાણે આ જ્યૂનીઅર કાલેજો હાઈસ્કૂલની સાથે જોડી દેવામાં આવે છે ત્યાં હાઈસ્કૂલનો અભ્યાસક્રમ આઠ વર્ષનો થાય છે; અને તેથી ૭ વર્ષની યોજનામાં જ્યૂનીયર અને સીનિયર હાઈસ્કૂલના ત્રણ ત્રણ વર્ષના બે ભાગ છે તેને બદલે ચાર ચાર વર્ષના બે ભાગ કરી નાખવાનું વિચારાય છે. આ યોજના પ્રમાણે હાઈસ્કૂલમાં જ ઇન્ટરમીજિયેટ સુધીનો અભ્યાસ થઈ શકશે. યુરોપમાં આ જાતની પ્રથા ચાલે છે

## અમેરિકન કેળવણીની યોજના

[ શાળાની પડખેના આંકડા અભ્યાસના વર્ષોની મુદત બતાવે છે. ]



લીક સરકારી છે. કોલંબિયા, હાર્વર્ડ અને યેલ વિદ્યાપીઠો જેવી કેટલીક જૂની વિદ્યાપીઠો બહુ ઊંચા દરજ્જાની ગણાય છે.

**અશક્તોની કેળવણી**

ઇંગ્લાંડની કેળવણીનું તત્ત્વ survival of the fittest છે ત્યારે અમેરિકાનું તત્ત્વ Fitting every one for survival છે. 'સમર્થ જીવતા રહે અને અશક્તો મરી જાય.' એ સિદ્ધાંત કરતાં 'અશક્તો પણ જીવતા રહેવા માટે સમર્થ બને.' એ સિદ્ધાંતનો અમલ અમેરિકામાં થતો દેખાય છે. અમેરિકાની શિક્ષણપદ્ધતિમાં જે ગુણ તેમ જ દોષો છે તે પણ ઉક્ત સિદ્ધાંતના સ્વીકારને લીધે જ છે.

શરીર તેમ જ મનથી પણ અશક્ત હોય તેવાં બધી જાતનાં બાળકો માટે ભણવાની સગવડ અમેરિકામાં છે. સાર્વજનિક શાળાઓમાં એક 'ખાસ વર્ગ' રાખવામાં આવે છે, તેમાં મંદબુદ્ધિનાં બાળકોને તેમની ઝડપે અને ખાસ સાધનો દ્વારા પ્રાથમિક શિક્ષણ અપાય છે. આવાં બાળકોને કેમ સુધારવાં તે બતાવવા સારુ શહેરમાં 'બાલશિક્ષણમાર્ગદર્શક સંસ્થાઓ' (ચાઇલ્ડ ગાઇડન્સ ક્લીનિક) છે. જે બાળકો શારીરિક કારણે દૂબળાં, લૂલાં, પાંગળાં અથવા અન્ય ખોડવાળાં હોય છે તેમને સારુ ખાસ સામગ્રીવાળી અને આવાં બાળકોને હરવાફરવામાં અનુકૂળ થાય તેવી સગવડભર્યાં મકાનોવાળી શાળાઓ છે. ચિકાગોમાં આવી એક સુંદર શાળા છે. ગુનો કરવાની જરા પણ વૃત્તિ જણાઈ હોય તેવાં બાળકો માટે ન્યૂયૉર્કમાં એક મોટી ઔદ્યોગિક હાઈસ્કૂલ છે, અને તેમાં ખાસ માનસશાસ્ત્રીને રોકવામાં આવે છે. બાળકો સંબંધેની નોંધો ત્યાં ખૂબ કાળજીપૂર્વક રખાય છે. ગુનેગાર ઠરેલા જુવાન બાળકો સારુ રેફૉર્મેટરી (સુધારણાશાળાઓ) પણ છે. આ શાળામાં દાખલ થતાં જ વિદ્યાર્થીઓની સગવડ કેટલી સુંદર રીતે સચવાય છે તે તુરત જણાઈ આવે છે. મોટી ઉંમરના ગુનેગારોની જેલોમાં તેમને માટે પણ શાળાઓ છે.

**અન્ય શિક્ષણસંસ્થાઓ**

આ ઉપરાંત પણ બીજી અનેક જાતની શિક્ષણસંસ્થાઓ દેશભરમાં

છે ઔદ્યોગિક શિક્ષણસંસ્થાઓના પણ અનેક પ્રકારો છે. કારખાનાં-વાળાઓએ પોતાના કારખાનાની સાથે જ જોડાયેલી કેટલીક ધંધા-શાળાઓ કાઢી છે, તે સારી રીતે ચાલે છે ફોર્ડના કારખાના સાથે જોડેલ એક મિકેનીકલ-ઇલેક્ટ્રિકલ એન્જીનિયરિંગની બહુ ઊંચા પ્રકારની શાળા છે. સિવાય મોટા મોટા વસ્તુભંડારો (ડિપાર્ટમેન્ટ સ્ટોર્સ), હોટેલો (ઊતરવાની અને જમવાની) વગેરે સાથે જોડાયેલી નાની મોટી ધંધાશાળાઓ પણ છે. ખાસ ચોક્કસ ધંધાઓ માટેના માણસોને આ જાતની શાળાઓમાં તાલીમ અપાય છે.

**શિક્ષણનો વહીવટ**

આપણા દેશમાં જેમ ઘણા પ્રાંતો છે તેમ અમેરિકામાં પણ અડતાળીશ સંસ્થાનો છે. આ દરેક પ્રાંતમાં સ્વતંત્ર પ્રાંતિક સરકાર છે, અને બધા સંસ્થાનોની મળી એક સંયુક્ત સરકાર (ફિડરલ ગવર્મેન્ટ) છે. અમેરિકામાં શિક્ષણનો કારભાર પ્રાંતિક સરકારો પાસે છે, તેથી દરેક પ્રાંત પ્રમાણે તેની શિક્ષણપદ્ધતિમાં થોડો ઘણો ફેરફાર રહ્યા કરે છે. કેળવણી ખાતાનો વહીવટ કંઈક અંશે આપણે ત્યાંના કેળવણી ખાતા જેવો છે. એના વહીવટની ઉત્તમ રીતિ શોધી કાઢવા માટે જુદી જુદી જાતના પ્રયોગો જુદા જુદા પ્રાંતોમાં હમેશાં ચાલે છે. કેળવણીનો વહીવટ એ એક જ વિષય ઉપર અમેરિકામાં ઘણું સાહિત્ય પ્રગટ થયું છે, અને એ વિષયના અભ્યાસ માટે વિદ્યાપીઠોમાં પણ સ્વતંત્ર વિભાગ રખાય છે.

કારીની નિમણૂક કોઈ ઠેકાણે શિક્ષણમંડળ કરે છે તો કોઈ ઠેકાણે સ્થાનિક સરકાર તેને નીમે છે. જિલ્લો, તાલુકો અને શહેર, એ બધાં સ્થળોમા સ્થાનિક કેળવણી ખાતાઓ પોતપોતાના પ્રદેશમાં પ્રાથમિક, માધ્યમિક, ઔદ્યોગિક વગેરે બધી જાતની કેળવણીની યોજના કરે છે.

રાજકીય પક્ષોથી અલગ

વહીવટની દૃષ્ટિએ કેળવણી અને રાજકારણ બને તેટલાં અલગ રહે તેવો પ્રયત્ન અમેરિકામાં કરવામાં આવે છે. રાજકારણના પક્ષોમાં શિક્ષણ કેમ ઓછું સંડોવાય એ જાતની તેના વહીવટની યોજના ગોઠવવા તરફ વધારે વધારે પ્રયત્નો થતા જાય છે. કેટલાએક ખાસ નિયમો તે સારુ પાળવામાં આવે છે. શિક્ષણમંડળની ચૂંટણીઓ અન્ય રાજ્યકીય ચૂંટણીઓથી સ્વતંત્ર રખાય છે. રાજકીય વહીવટની જેટલો જ કેળવણી વિષયક કામનો વહીવટ પણ સ્વતંત્ર છે એમ કહી શકાય. શિક્ષણમંડળ માટેની ચૂટણીમાં મંડળના સભાસદો એક જ સંયુક્ત-મતદાર સંઘમાંથી ચૂંટાય છે. ઉમેદવારો પક્ષાતીત હોવા જોઇએ, કાંઈ નહિ તો શિક્ષણમંડળની ચૂંટણી વિશિષ્ટ પક્ષને નામે ન થવી જોઈએ, એવો ત્યાં શિરસ્તો છે. કાયદામંડળો બરખાસ્ત થયા પછી ઘણી વાર ચૂંટણીમાં જેમ નવા જ રાજકીય મતપક્ષના સભ્યો અધિકારારૂઢ થાય છે તેવું શિક્ષણમંડળમાં ન થાય એની કાળજી રખાય છે. આ મંડળના બધા સભ્યોની ચૂંટણી એકીસાથે કે એક જ વર્ષમાં થતી નથી. દર વર્ષે થોડા થોડા થોડા સભ્યોની ચૂંટણી થયા કરે છે. આથી કેળવણીનો બધો વહીવટ કોઈ એક જ પક્ષના હાથમાં સરી પડવાની ભીતિ રહેતી નથી. રાજકીય ચૂંટણીમાં ફતેહમંદ થયેલ પક્ષની સરકાર જો શિક્ષણમંડળ નીમે અથવાં ચૂંટે તો તે વખતના પક્ષના હાથનું તે રમકડું બની જાય. આથી રાજકીય ચૂંટણી અને વહીવટ તેમ જ શિક્ષણમંડળની ચૂંટણી અને વહીવટ બંને તદન અલગ જોઈએ એવો અમેરિકામાં જોરદાર લોકમત ઊભો થતો જાય છે, અને તેને અનુસરીને ઘણા પ્રાંતોમાં વહીવટી સુધારણા પણ થતી રહે છે. આપણા

દેશમાં આ જાતની પદ્ધતિ દાખલ કરવાની ખાસ જરૂર છે એ વિચાર કરતાં તુરત સમજી શકાય તેવું છે. રાજકારણનાં બધાં અંગો જ્યાં જાતિભેદ અને પક્ષભેદથી સંડોવાયેલાં હોય ત્યાં કેળવણીનું નાવ પણ આ વિરોધને ખરાબે નાશ પામવાનો સંપૂર્ણ ભય છે એમ અનુભવ કહે છે. આવી પરિસ્થિતિમાં જો કેળવણીનું સુકાન પક્ષભેદથી અલગ પાડી દઈને સ્વતંત્ર રીતે ચલાવવાનું શક્ય બને તો દેશમાં કેળવણીની બાબતમાં પુષ્કળ સુધારો અને પ્રગતિ થઈ શકે. નહિતર તો જે પક્ષ અધિકારમાં આવે તે પોતાનો સ્વાર્થ સાધવા પૂરતું જ કરે, અને એ રીતે આ નુકસાનકારક પરંપરા અખંડ ચાલ્યા કરે.

**કેળવણીના ખર્ચની ગોઠવણ**

અમેરિકામાં બધી કેળવણી મફત છે, એટલે તેનો ખર્ચ રાજ્યની તિજોરીમાંથી નીકળે છે. કેટલેક ઠેકાણે કેળવણી માટેના ખાસ કરો દાખલ કરેલા છે. કેળવણીના ખર્ચનો મોટો હિસ્સો એટલે ૭૦ થી ૭૫ ટકા ખર્ચ સ્થાનિક સરકાર ઉપાડે છે, અને બાકીનો ખર્ચ પ્રાંતિક સરકાર આપે છે; વળી સંયુક્ત સરકાર (મધ્યવર્તી) પાસેથી ઔદ્યોગિક કેળવણીમાં અરધોઅરધ મદદ મળે છે. સ્થાનિક સ્વરાજ્યસંસ્થાઓને કેળવણી માટે સ્વતંત્ર કર નાખવાની સત્તા છે. શિક્ષણમંડળોને કેટલેક સ્થળે પૂર્ણ સ્વાતંત્ર્ય હોય છે. તેમની ઉપજ નક્કી હોય છે; પોતાનું અંદાજપત્રક તૈયાર કરી તે પ્રમાણે ખર્ચ કરવાની અથવા દેવું કરવાની તેમને છૂટ છે. કોઈ કોઈ સ્થળે મધ્યવર્તી સરકાર તરફથી કેળવણી વિષયક ખર્ચ માટે જમીનો આપવામાં આવી છે. આ જમીનમાંથી જુદી જુદી જાતની જે ઉપજ આવે છે તેનો ઉપયોગ શિક્ષણકાર્યમાં થાય છે. ટૂંકામાં કહીએ તો અમેરિકામાં કેળવણી અર્થે પૈસા મેળવવાના અનેક માર્ગો છે, અને કેળવણી પાછળ લોકો છૂટે હાથે પૈસો વેરે પણ છે. કેળવણી ઉપર લોકોની શ્રદ્ધા અદ્‌ભુત છે, અને તેથી તેની પાછળ પૈસાનો ગમે તેટલો ભોગ આપવા તેઓ તૈયાર છે.

સાર્વજનિક કરમાંથી ચલાવાતી શાળાઓ સિવાયની કેટલીએક

ખાનગી શિક્ષણસંસ્થાઓ પણ છે. આ સંસ્થાઓને કોઈ પણ જાતની રાજ્ય તરફથી મદદ મળતી નથી. ગ્રાન્ટશાળાઓ અમેરિકામાં છે જ નહિ. ખાનગી શાળા-સંસ્થાઓના હિસાબ વગેરે જોવાનો કેળવણીના વડાને કાયદેસર હક્ક છે. મોટા ભાગની ખાનગી શાળાઓ કેથોલિક ધર્મપંથીઓની છે; બીજી કેટલીએક શાળાઓ ખાસ શિક્ષણ વિષયક પ્રયોગો તરીકે પણ ચાલે છે. એકંદર સંખ્યાના દસ ટકા વિદ્યાર્થીઓ આવી ખાનગી શાળાઓમાં ભણે છે.

**મફત કેળવણીના સિદ્ધાંતનો પ્રચાર**

વિદ્યાદાન એ પવિત્ર કાર્ય છે, અને બને ત્યાં સુધી તેનું દાન વિનામૂલ્ય થવું જોઈએ એવી માન્યતા પ્રાચીન ભારતકાળમાં શિક્ષણને માટે પ્રચલિત હતી. અમેરિકાએ આ માન્યતાને પદ્ધતિસર ઉપાડી લીધી છે. શાળાઓ મફત ચાલવી જોઈએ એવી કલ્પના પ્રથમ સત્તરમા સૈકાની શરૂઆતમાં ઉદ્ભવી અને પછી ધીમે ધીમે ૧૮૬૦ ના અરસામાં તેનો કાયદેસર સ્વીકાર થયો. પ્રજાએ કર તરીકે આપેલા પૈસામાંથી પ્રજાને કેળવણી મફત મળવી જોઈએ એ માન્યતા થોડેઘણે અંશે બધા દેશોમાં પ્રચલિત છે, પણ અમેરિકાએ તો તેનો અમલ સંપૂર્ણપણે કર્યો છે. બીજા દેશો પણ અમેરિકાને ધીમે ધીમે અનુસરવા લાગ્યા છે. આજે યુરોપમાં પ્રાથમિક શિક્ષણ મફત છે, અને માધ્યમિક શિક્ષણની ફી લેવાય છે; પરંતુ માધ્યમિક શિક્ષણ પણ મફત હોવું જોઈએ એ વિચારને હવે વેગ મળતો જાય છે. ૧૯૩૩ માં ફ્રાન્સે બધી માધ્યમિક શાળાઓની ફી ઓછી કરી નાખી. ઈંગ્લાંડમાં સેંકડે ૫૦ થી ૬૦ જેટલા વિદ્યાર્થીઓ હાઈસ્કૂલમાં માફી રહી શકે છે. રાજકીય બાબતોમાં સામાન્ય લોકો, ખેડૂતો અને મજૂરવર્ગને જેમ જેમ વધારે સત્તા મળતી જશે તેમ તેમ મફત કેળવણી આપવાનું સૂત્ર ઠેઠ ઉચ્ચ શિક્ષણ સુધી પણ અમલમાં આવી જશે એ ચોક્કસ છે; કેમકે, ભણવામાં પૈસાની ખરી મુશ્કેલી ગરીબ લોકોને જ આવે છે. અર્થાત્ જ્યારે જ્યારે આ વર્ગના હાથમાં સત્તા આવે છે

ત્યારે ત્યારે તે પોતાનાં બાળકોને માટે શિક્ષણનાં દ્વારો વિના મૂલ્યે ખુલ્લા મૂકી દેવાનો પ્રયત્ન અવશ્ય કરે જ છે.

**સામાજિક અસંતોષનું નિવારણ**

વિદ્યાનાં દ્વાર બધાં માટે ખુલ્લાં હોવાં જોઈએ એ સિદ્ધાંતનો અમલ અમેરિકાએ કર્યો તેથી એકંદરે સમાજમાં સારું પરિણામ આવ્યું છે. પ્રાથમિક શિક્ષણથી માંડીને કૉલેજ સુધીની કેળવણી આજે સામાન્ય લોકોને સુલભ થઈ છે. એથી એક મજૂર કે ખેડૂતનું બાળક પણ આજે એન્જીનિયર, ડૉકટર, પ્રોફેસર, સંશોધક અથવા રાજ્યમાં મોટા અમલદાર થઈ શકે છે. દેશમા કોઈ પણ વર્ગને એવો અસંતોષ નથી કે અમુક સ્થાને પહોચવામાં પોતાને કોઈ અંતરાય છે. કોઈ વ્યક્તિમાં સ્વત જ લાયકાત કે આવડત ન હોય તે પાછળ રહી જાય, તેમાં સમાજનો દોષ શી રીતે કાઢી શકાય? પરંતુ ઉચ્ચનીચનો જાતિભેદ, ગરીબપૈસાદારનો વર્ગભેદ અથવા એવા કોઈ કૃત્રિમ સામાજિક ભેદને કારણે જ અમુક વ્યક્તિને આગળ વધવાનું કશું સાધન ન હોય એવી પરિસ્થિતિ અમેરિકામાં રહી નથી. જ્યાં હરેક વ્યક્તિને પોતાના વિકાસની સંપૂર્ણ છૂટ હોય છે ત્યાં સમાજમા સંતોષ વધારે હોય છે, જ્યાં લાયક લોકોને ઊતરતા વર્ગોમાંથી ઉપલા વર્ગોમાં જવાનો અવકાશ નથી હોતો ત્યાં કચરાયેલો વર્ગ સદા અસંતુષ્ટ રહે છે. જે દેશમાં જાતિ, ધર્મ, આર્થિક પરિસ્થિતિ, ઇત્યાદિ કારણોને લઈ અભેદ્ય એવા વર્ગો પડી ગયેલા છે અને પરિણામે લોકોમાં અસંતોષ, મત્સર, ઈર્ષ્યા, અવિશ્વાસ વગેરે દુષ્ટ ભાવનાઓ જન્મ્યા કરે છે, તે દેશે આ બાબતનો વિચાર કરી જોવા જેવો છે. હલકા ગણાયેલા વર્ગને સમાજમા ઊંચે ચડવા સારુ કેળવણી જેવું સાધન સુલભ કરી દેવામાં આવે તો અસંતોષનું કારણ જ નાશ પામે, અને લોકોમાં પરસ્પર વિશ્વાસ અને શાંતિનું વાતાવરણ જામે.

**સાર્વત્રિક કેળવણીની ઉદ્યોગધંધાઓ પર થયેલી અસર**

શિક્ષણના સાર્વત્રિક પ્રચારને લઈ ભણેલા તેમ જ અભણ એવા

મોટા ભેદો અમેરિકામાં રહ્યા નથી. લોકોનો મોટો ભાગ ભણેલો હોવાથી અમુક ધંધાઓ અભણ લોકોના અને અમુકમાં ભણેલા જ હોય એવા પણ ભેદ રહ્યો નથી. ભણેલા માણસથી તો ઊજળાં કપડાંનો જ ધંધો થઈ શકે એવી વિચારસરણીનો અમેરિકામાં લોપ થયો છે; ભણેલો ગમે તે ધંધો કરવા તૈયાર હોય છે; ને તેથી ભણેલા લોકો બધા ધંધાઓમા ઘૂસી ગયા છે. પદવીધર માણસ હલકા ધંધાઓને હલકા ગણતો જ નથી, તેથી ઉદ્યોગમાં અનેક ભણેલા લોકો છે. ભણેલા ધંધો કરે અને અભણ ધંધો કરે એમા તુરત ફરક પડવાનો જ; અને ભણેલાઓએ બધા ઉદ્યોગોમાં કામ કરવા માંડ્યાથી જીવનના દરેક ક્ષેત્રમાં આજે અમેરિકા પ્રગતિ કરી રહેલ છે. એક રસોઈ જેવા ધંધાનો જ વિચાર કરો; તેમાં પણ ભણેલાં સ્ત્રીપુરુષો કામે લાગી ગયાં હોવાથી રસોઈનું પાકશાસ્ત્ર જેવું સ્વતંત્ર શાસ્ત્ર ઊભું થયું છે. દરેક મોટી હોટેલમાં અથવા કોઈ શિક્ષણસંસ્થાના રસોડામાં જોશો તો તે વિષયના પારંગત લોકો જ ત્યાં નજરે પડશે. કદાચ આવું વાંચતાં આપણને હસવુ આવે. પરંતુ એથી એકંદર દેશના આરોગ્યમાં કેવડો જબરો ફાળો આપી શકાય એની કલ્પના કરવાથી આનું મહત્ત્વ સમજાશે. આપણા દેશમાં આજે ઘણાખરા ઉદ્યોગો (નાના ઉદ્યોગો) અભણ લોકોના હાથમાં છે. કાં તો તેમને તેની તાલીમ મળવી જોઈએ, અથવા તો તાલીમ પામેલા શિક્ષિત લોકોએ એ ધંધાઓ હાથ કરવા જોઈએ. એમ ન થાય ત્યાં સુધી આપણા નાના ધંધાઓનો વિકાસ થવાનો નથી. માત્ર પશ્ચિમમાંથી યંત્રો અને તેના ખાસ જાણકારો લાવી ખડા કરવાથી ઉદ્યોગધંધાનો વિકાસ થતો નથી. ધંધા ઉપર બેસનારી દરેક વ્યક્તિ કેળવાયેલી હોય અને તે પોતાના જ્ઞાન અને આવડતનો ઉપયોગ તેની સુધારણા અર્થે કરવા માંડે ત્યારે, આવા લાખો લોકોની મદદ વડે જ ઉદ્યોગનો વિકાસ અને અભિવૃદ્ધિ થાય. કેળવણીની સાથે સમાજની ઉન્નતિનો કેટલો નિકટનો સંબંધ છે તે વાચકોના લક્ષમાં આથી સહેજે આવી શકશે.

# પ્રકરણ ત્રીજું

# અભ્યાસક્રમ અને અધ્યાપન

**બૌદ્ધિક ઈચ્છાભોજન**

અમેરિકાનો અભ્યાસક્રમ ઇચ્છાભોજન જેવો છે. જેમ અન્નભંડારમાં પેંડા પછી દરેકને પોતાની ઇચ્છાનુસાર અને જઠરશક્તિ પ્રમાણે ભોજન પસંદ કરવાની અનુકૂળતા હોય છે, તેવી અમેરિકાની હાઈસ્કૂલોની સ્થિતિ છે. વિદ્યાર્થી પોતાના મનનું વલણ, પસંદગી અને જીવનની ભાવી જરૂરિયાતોની દૃષ્ટિએ ગમે તે વિષયો (અભ્યાસક્રમો) પસંદ કરી શકે છે. એકાદ વિષય ગમતો ન હોય અથવા ભણી શકાતો ન હોય તો આખી જિંદગી અભણ રહેવું પડે એવું કોઈને માટે બનતું નથી. જેનો જેમાં સારી રીતે પ્રવેશ થઈ શકે તેમ લાગે, તેનો તે ખૂબ ઊંડો અભ્યાસ કરે. અમુક ચોક્કસ અભ્યાસક્રમમાંથી દરેક વિદ્યાર્થીએ પસાર થવુ જ જોઈએ એવી સંચાની કલ્પના ત્યાં નથી. જે સ્થિતિ હાઈસ્કૂલમાં છે તે જ કોલેજમાં છે. કોલેજમાં પણ દરેક પોતાને મનગમતા ગમે તેટલા વિષયોની પસંદગી કરી શકે છે. ઇતિહાસ જેવા એક જ વિષયની પસંદગીમાં પણ પાંચ વિદ્યાર્થીઓ તેના પાંચ પેટા વિભાગો પસંદ કરી શકે છે. આથી માત્ર પદવી મેળવવા ખાતર જ અભ્યાસ કરવાનુ ન રહેતાં હોંશથી અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ ઘણા નીકળે છે. ઉનાળાની લાંબી રજાઓમાં ચાલતા વિદ્યાપીઠના વર્ગોમાં ઉંમરે પહોંચેલા અનેક વયોવૃદ્ધ વિદ્યાર્થીઓ પણ હોય છે. તેઓ પદવી લેવા ખાતર કેળવણી લેતા નથી પરંતુ પોતાની પસંદગીના વિષયોનો અભ્યાસ વધારવા ખાતર જ અભ્યાસ કરે છે. અમુક જ વિષયોના અભ્યાસથી સંસ્કારિતા પ્રાપ્ત થાય છે અથવા માનઅધિકાર થાય છે એવી સંકુચિત માન્યતા ત્યાં નથી. હરકોઈ વિષયનો બાંધિ દૃષ્ટિએ ઊંચી કોટિનો અભ્યાસ કરવાથી કેળવણી વિષયક

ફાયદાઓ મળે જ છે અને જીવનમાં તે ઉપયોગી નીવડે છે એ વિચાર આના મૂળમાં છે.

**હિંદી બુદ્ધિનું રૂંધન**

ઉપલી પદ્ધતિની આપણા દેશની અને ખાસ કરીને મુંબઈ પ્રાંતની પદ્ધતિ સાથે તુલના કરીએ તો એ યોજનાનું મહત્ત્વ ખ્યાલમાં આવશે. ઐચ્છિક વિષયોનું મહત્ત્વ આપણા દેશની વિદ્યાપીઠો અને શાળાઓએ હજુ સ્વીકાર્યું નથી; ઠેઠ ઉચ્ચ શિક્ષણ સુધી પહોંચતાં લગી દરેકને એક જ બીબામાંથી પસાર થવું પડે છે, તેથી અનેક વ્યક્તિઓની કેળવણી વિષયક મહત્ત્વાકાંક્ષાઓ અપૂર્ણ રહી જાય છે. માત્ર સંસ્કૃતનો જ અભ્યાસ આકરો પડવાને કારણે કેટલાયે વિદ્યાર્થીઓને કૉલેજનાં દર્શન થઈ શકતાં નથી; સાહિત્ય અને લલિત કલાઓમાં વિશિષ્ટ બુદ્ધિ ધરાવતા અનેક વિદ્યાર્થીઓ માત્ર ગણિત ન આવડવાને કારણે 'મેટ્રિક ફેઈલ'ની અપમાનભરી છાપ નિરુપાયે સહી લઈને પણ પોતે કલાની સેવા કર્યા કરે છે. આવા દાખલાઓ અનેક નીકળશે. ઐચ્છિક વિષયોની પદ્ધતિ આપણી માધ્યમિક શાળાઓમાં મોટા પ્રમાણમાં દાખલ થાય તો જ સમાજમાં અનેક વ્યક્તિઓને આગળ આવવાનો અવકાશ મળશે.

**શાળાઓમાં વિવિધ બુદ્ધિવાળાઓની ભરતી**

કોઈ કોઈ વિદ્વાનો દલીલ કરશે કે આપણી અને અમેરિકાની પરિસ્થિતિ જુદી છે. દુનિયાની કેળવણીના ઇતિહાસ તરફ નજર નાખીશું તો જણાશે કે પ્રત્યેક સમાજ સમાન કોટિની પરિસ્થિતિમાંથી કાળે કરીને પસાર થાય જ છે. અમેરિકામાં ઐચ્છિક વિષયોની આટલી વિવિધતા કેમ સ્વીકારાઈ તેનો વિચાર સમાજશાસ્ત્રની દૃષ્ટિએ કરી લેવો જોઈએ. લોકશાહીને અખંડ જાળવી રાખવા માટે સાર્વત્રિક ફરજિયાત મફત કેળવણી દાખલ થઈ, અને પરિણામે અજ્ઞાન, અણઘડ અને અભણ રહેલા ખેડૂત અને મજૂર જેવા શ્રમજીવી વર્ગનાં બાળકોની શાળાઓમાં ભરતી થઈ. આ બાળકોને બુદ્ધિના સારા સંસ્કારો

વારસામાં મળેલા તો હતા નહિ; નિશાળમાં જે મળી શકે તેટલી જ તેમની કેળવણી. ઊલટ પક્ષે અત્યાર પહેલાં જે વર્ગ ભણવા આવતો તે બુદ્ધિમાં આગળ વધેલો ઉજળિયાત વર્ગ હતો; તેને બુદ્ધિના સંસ્કારોની પરંપરા મળી હતી. આમ બે ભિન્ન વર્ગના વિદ્યાર્થીઓ એકી વખતે એક જ વર્ગમાં એનો એ વિષય ભણવા માટે ભેગા થયા. અર્થાત્ બધાની બૌદ્ધિક લાયકાતમાં મોટું અંતર ખડું થયું. પૂર્વે જે એક જ જાતનો ઉજળિયાત વર્ગ હતો તેવું ન રહેતાં શાળામાં બહુજનસમાજનાં વિવિધ પ્રવૃત્તિ અને અભિરુચિવાળાં બાળકો ભણવા આવ્યાં. આપણા દેશમાં પણ ઘણે અંશે આજે આવી જ સ્થિતિ શાળાઓમાં ઊભી થઈ છે.

**'વ્યક્તિ તેટલી પ્રકૃતિ' નો સિદ્ધાંત**

સમાજની જરૂરિયાત અને શાસ્ત્રોના વિકાસનો જે સુમેળ રચાય તો સમાજની પ્રગતિ જલદીથી થાય છે. વિવિધ મનોવૃત્તિવાળા વિદ્યાર્થીઓને શું ભણાવવું એ મહા પ્રશ્ન તે કાળે અમેરિકાની શાળાઓ પાસે ખડો થયો. માનસશાસ્ત્રીઓ તેના ઉકેલમાં મદદે આવ્યા. પ્રયોગશાળામાં તેમણે અવલોકનો કર્યાં, અને અખતરાઓ કરી જોયા. બૌદ્ધિક, માનસિક અને શારીરિક વગેરે અનેક દૃષ્ટિબિંદુએ અવલોકન અને અખતરા કર્યા પછી તેમણે સમાજ અને શિક્ષણશાસ્ત્રીઓ પાસે એ મુદ્દો રજૂ કર્યો કે વ્યક્તિવ્યક્તિઓમાં સ્વભાવવૈચિત્ર્ય ઘણું હોય છે; કહો કે 'વ્યક્તિ તેટલી પ્રકૃતિ.' અર્થાત્ શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ બધાઓને એક જ બીબામાં ઘડવા એ અશાસ્ત્રીય છે. દરેક વ્યક્તિનો સ્વતંત્ર રીતે વિચાર થવો જોઈએ; અને કેળવણી આપતી વેળા વ્યક્તિની બુદ્ધિ, તેનો શોખ અને જીવનની ભાવી જરૂરિયાત, વગેરે બાબતો ધ્યાનમાં લેવી જ જોઈએ. એટલે કે કેળવણીમાં અગત્યની બાબતો તે વિષયો, અભ્યાસક્રમ કે કેળવણી ખાતાએ ઘડેલા નિયમો નથી પરંતુ ભણવા આવનાર વ્યક્તિ-નિષ્ઠ થઈ છે. અમેરિકન કેળવણીની વિચારણાના પાયામાં આ સિદ્ધાંત રહેલો છે. એ જો આપણે ધ્યાનમાં લઈએ

તો અમેરિકન કેળવણીના બધા પ્રશ્નોનો જવાબ સહેલાઈથી મળી જાય છે.

શાળામાં બહુજનસમાજનાં બાળકો ભણવા આવ્યાં; તેથી બુદ્ધિની દૃષ્ટિએ વિવિધતા વધી. આ બધાં બાળકોને શાળામાં ખરેખર ભણવા દેવાં હોય તો વિષયોની વિવિધતા આપવી જ જોઈએ જ. આ કારણે ત્યાંની શાળાઓના અભ્યાસક્રમમાં ધીમે ધીમે અનેક વિષયો માનભર્યું સ્થાન પામ્યા. શરૂઆતમાં સાહિત્યપ્રધાન વિષયો જ અભ્યાસક્રમમાં હતા; ધીમે ધીમે તેમાં હાથકારીગરીના વિષયો ઉમેરાતા ગયા. પરિણામે શ્રમજીવી વર્ગનાં બાળકોને માટે માધ્યમિક શિક્ષણ સુલભ થયું. તે જ પ્રમાણે લલિતકલાપ્રધાન વિષયોનો સમાવેશ પણ માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની શાળાઓમાં કરવામાં આવ્યો, ને એ રીતે જીવનમાં ઉપયોગી અનેક વિષયો શિક્ષણમાં દાખલ થયા. આ રીતે એકંદરે દરેક વ્યક્તિને પોતાના વ્યક્તિત્વનો યોગ્ય વિકાસ થઈ શકે તેવી કેળવણી મેળવવાની અનુકૂળતા સાંપડી.

આજે આપણા દેશમાં પણ આ જ પ્રશ્ન ઊભો છે. એક બાજુએ સમાજના પછાત વર્ગોનાં બાળકોને શાળામાં ભણવાની અનુકૂળતા જોઈએ તેવો આગ્રહ છે; પરંતુ તે કારણે ઉત્પન્ન થતી પરિસ્થિતિ અનુસાર અભ્યાસક્રમમાં ફેરફાર કરવો પડે તો તે વિષે નારાજી છે. આથી ભણવા આવેલા અનેકવિધ મનોવૃત્તિવાળા વિદ્યાર્થીઓ અત્યંત રુંધાય છે. જો તેમને માટે યોગ્ય સગવડ ઊભી નહિ કરીએ તો જિંદગી બરબાદ કરાવ્યાનો દોષારોપ તેઓ આજના કેળવણીકારો અને વિદ્વાન મોટેરાઓને માથે મૂક્યા સિવાય રહેશે નહિ.

**વ્યક્તિગત પ્રગતિને અવકાશ**

વૈયક્તિક દૃષ્ટિએ જેમ બુદ્ધિમાં ફેર હોય છે તેમ તેનો વિકાસ પામવાની ગતિમાં પણ ફેર હોય છે. એક જ વિષય ભણતી પાંચ વ્યક્તિઓ તે વિષયનો અભ્યાસ અમુક ચોક્કસ સમયમાં જ પૂરો ન કરી શકે; કોઈ ને વધારે ઓછો સમય લાગે જ. વ્યક્તિની માનસિક ગતિમાં જે આ ભેદ રહેલ છે તેને ધ્યાનમાં રાખીને અમેરિકન કેળવણીની

યોજના કરવામાં આવી છે. ભણવાની વિષયોના સંખ્યા વધારે માટે સરખી ન રાખતાં દરેક વિદ્યાર્થીની મરજી ઉપર તે રખાય છે; બેશક સાધારણ બુદ્ધિના વિદ્યાર્થીઓ પહોંચી વળી શકે તેટલા વિષયોની સંખ્યા તો બધા માટે જ ફરજિયાત હોય છે. કૉલેજમાં ભણવાના અઠવાડિયે ઓછામાં ઓછા બાર કલાકો ધારો કે નક્કી કરવામાં આવ્યા હોય, તોપણ વિદ્યાર્થી પોતાની શક્તિ અનુસાર બાર, સોળ કે ઓગણીશ કલાકનો અભ્યાસ પસંદ કરી શકે છે; તે જ રીતે હાઈસ્કૂલમાં ભણવાના વિષયોની ઓછામાં ઓછી સંખ્યા નક્કી થઈ હોય તોપણ વિદ્યાર્થી પોતાના ગમતા વિષયોના પ્રકાર અને સંખ્યા પોતે નક્કી કરી શકે છે.

બીજી અગત્યની બાબત વિદ્યાર્થી દરેક વિષયમાં પાસ થાય તો જ ઉપલા વર્ગમાં દાખલ થઈ શકે એવા નિયમનો અભાવ છે. એકાદ બે વિષયમાં વિદ્યાર્થી નાપાસ થાય, તો તે વિષય પૂરતો તે નીચલા ધોરણમાં રહે, ને બાકીના વિષયોમાં ઉપલા વર્ગમાં ચડે; એટલે એમ બને કે વિદ્યાર્થીએ પોતે ભણવાના ૭ વિષયો પસંદ કર્યા હોય તેમાંથી થોડામાં તે પાંચમા ધોરણમાં હોય અને બાકીનામાં છઠ્ઠા ધોરણમાં હોય! કોઈ પણ કારણે વ્યક્તિગત પ્રગતિને રોકવી નહિ; પણ તેને વધારેમાં વધારે સગવડ કરી આપવી એ અમેરિકન કેળવણીનો પહેલો સિદ્ધાંત છે. એને સારુ અનેક શોધખોળો, પ્રયોગો અને પ્રયત્નો ચાલ્યા જ કરે છે. વ્યક્તિગત વિવિધતા ધ્યાનમાં લેતાં કેળવણીની વિગતોમાં કેટલા જુદા જુદા સુધારાઓ શક્ય છે તે જોવું હોય તો અમેરિકન શિક્ષણપદ્ધતિનો વિગતવાર બારીક અભ્યાસ કરવો જોઈએ. એવી અનેક યોજનાઓ ત્યાં યોજાઈ છે કે છેક મંદ અને અતિ બુદ્ધિમાન બધા વિદ્યાર્થીઓને નાસીપાસ થયા સિવાય આખો અભ્યાસક્રમ પૂરો કરવાની અનુકૂળતા મળે.'

**વ્યક્તિગત વિકાસ અને સમાજધારણાનો સમન્વય**

કેળવણી અને સમાજનો બહુ નિકટનો સંબંધ છે તે બાબતનો સ્વીકાર અમેરિકન શિક્ષણપદ્ધતિમાં પગલે પગલે જોઈ શકાય છે.

વ્યક્તિના સ્વતંત્ર વિકાસમાં જેમ કેળવણીએ મદદ કરવી જોઈએ તેમ સમાજધારણાના દૃષ્ટિબિંદુથી પણ તેની યોજના હોવી જોઈએ, એ સિદ્ધાંતનો સુમેળ આ શિક્ષણપદ્ધતિમાં દેખાય છે. જર્મની, ઇટાલી, રશિયા વગેરે દેશોની કેળવણી સમાજધારણાપ્રધાન છે; ઈંગ્લાંડ ને ફ્રાન્સ જેવા દેશોમાં તે વ્યક્તિવિકાસપ્રધાન છે. પરંતુ આ બંને પ્રકારના દેશોનુ ધોરણ બંને બાબતોમાં લગભગ છેલ્લે પાટલે બેઠું છે; અમેરિકામાં આ બંને વચ્ચેનો મધ્યમ માર્ગ કાઢવાનો પ્રયાસ ચાલે છે.

વિદ્યાર્થી, સમાજ અને અભ્યાસક્રમ એવા કેળવણીના ત્રિકોણના ત્રણ છેડાઓ છે. જૂની પદ્ધતિમાં અભ્યાસક્રમ પ્રધાનસ્થાને હતો; તે ખાતર વિદ્યાર્થીનો ભોગ આપવો પડે તોય વાંધો નહોતો. ત્યાર પછી વ્યક્તિપ્રધાન શિક્ષણપદ્ધતિઓનો કાળ આવ્યો અને કેળવણીની યોજના વ્યક્તિવિકાસને ધોરણે આલેખાઈ. પરંતુ તેમાં સામાજિક ધ્યેયોની ઉપેક્ષા થવા લાગી. આ કારણે સમાજને જ કેન્દ્રસ્થાને રાખનારી સમાજનિષ્ઠ કેળવણીપદ્ધતિનો જન્મ જર્મની અને ઇટાલી જેવા દેશોમાં થયો. આ પદ્ધતિમાં સમાજની ખાતર વ્યક્તિને સહન કરવું પડે છે. આથી વ્યક્તિ અને સમાજ ઉભયની જરૂરિયાતોને લક્ષમાં રાખીને અભ્યાસક્રમની યોજના થાય તેવી શિક્ષણપદ્ધતિ હસ્તીમાં આવવા માંડી છે. એનું તાજું ઉદાહરણ અમેરિકામાંથી મળે છે.

**સંસ્કારિતા અને અભ્યાસના વિષયો**

અમુક વિષયોનો અભ્યાસ પૂરો કરવાથી સંસ્કારિતા પ્રાપ્ત થાય છે એવી માન્યતા આપણે ત્યાં છે; અમેરિકામાં અને પશ્ચિમના બીજા દેશોમાં પણ તેમ જ મનાતું. સંસ્કૃત, ગણિત, વ્યાકરણ વગેરે વિષયોના અભ્યાસથી બુદ્ધિને એવી તાલીમ મળે છે કે ભવિષ્યમાં ગમે તે બાબતોમાં તેનો પ્રવેશ સહજ બને છે, એ માન્યતા અનુસાર આપણો અભ્યાસક્રમ ઘડાયો છે. અમેરિકામાં પણ એ જ કારણે લેટિન બીજગણિત વગેરે વિષયો ફરજિયાત ભણવા પડતા. પરંતુ સાધારણ બુદ્ધિના વિદ્યાર્થીઓને આ વિષયો ભણવાનું આકરું થઈ પડતું અને તેમને

સહન પણ કરવું પડતું. આથી બુદ્ધિની કેળવણીમાં આ વિષયોનો ખરેખર કેટલો ફાળો છે તે જાણવા સારુ માનસશાસ્ત્રીઓએ પ્રયોગો આદર્યા. આ વિદ્વાનોમાં થોર્નડાઈકનું નામ મોખરે આવે છે. અનેક પ્રયોગો કરી જોયા પછી છેવટે તે એવા નિર્ણય પર આવ્યો કે આ રીતે સંસ્કારિતાનું સંક્રમણ (transfer of training) બહુ ઓછા પ્રમાણમાં થાય છે; આપણે માનીએ છીએ તેટલા પ્રમાણમાં તો તે લાભદાયી નથી જ. એટલું જ નહિ, પરંતુ જો સંસ્કારિતા ખાતર જ આ વિષયો ભણાવવા હોય અને જીવનમાં અન્ય રીતે તેનો કશો ઉપયોગ ન હોય, તો તે ભણવાની જરાયે જરૂર નથી; એને બદલે સંસ્કારો આપનારા બીજા ઉપયોગી વિષયો ભણવાથી જરાયે નુકસાન થવાનું નથી. આ સિદ્ધાંતના પ્રચારની સાથે લેટિન ને ગણિત જેવા પૂર્વે આવશ્યક મનાતા વિષયોનું મહત્ત્વ ઓછું થવા લાગ્યું, ને આ સિવાયના બીજા કયા ઉપયોગી વિષયો છે તેની શોધ કેળવણીકારો કરવા લાગ્યા. આપણા દેશમાં પણ શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ વધે તો સંસ્કૃત અને ગણિત જેવા આવશ્યક મનાતા વિષયો ઐચ્છિક ગણનામાં મૂકાયા જાય અને એથી સામાન્ય વિદ્યાર્થીઓ એના ભોગ થતા બચી જાય.

**નવીન શિક્ષણસિદ્ધાંતની શોધ**

જૂના આવશ્યક મનાતા વિષયોનું સ્થાન ગૌણ મનાવાની સાથે જ બીજા નવા વિષયો કયા પસંદ કરવા તે વિચાર મોખરે આવ્યો ને વ્યક્તિ અને સમાજ બંનેને ઉપયોગી થાય એવું શિક્ષણ આપવાનો સિદ્ધાંત સ્વીકારાયો. વ્યક્તિનો વિકાસ અને સમાજવારણા બંને દૃષ્ટિએ થયેલા પ્રયોગોને અંતે કેળવણીનું નવું દર્શન કરવાનું માન જ્યોન ડ્યૂઈ જેવા દૃષ્ટાને મળે છે. જ્યોન ડ્યૂઈ કોલંબિયા વિદ્યાપીઠમાં તત્ત્વજ્ઞાનના અધ્યાપક હતા. તે સ્થાન છોડી દઈને કેટલાંએક વર્ષો તેમણે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને ભણાવવામાં ગાળ્યાં, અને એ પ્રયોગને અંતે કેળવણીમાં તેમણે નવી વિચારસરણી આણી. એનું પરિણામ આજે અમેરિકાની અને આખી દુનિયાની કેળવણી પર ભારે સુંદર થયેલું છે. એમની પદ્ધ-

વ્યક્તિના સ્વતંત્ર વિકાસમા જેમ કેળવણીએ મદદ કરવી જોઈએ તેમ સમાજધારણાના દષ્ટિબિંદુથી પણ તેની યોજના હોવી જોઈએ, એ સિદ્ધાંતનો સુમેળ આ શિક્ષણપદ્ધતિમાં દેખાય છે. જર્મની, ઇટાલી, રશિયા વગેરે દેશોની કેળવણી સમાજધારણાપ્રધાન છે; ઇગ્લાંડ ને ફ્રાન્સ જેવા દેશોમાં તે વ્યક્તિવિકાસપ્રધાન છે. પરંતુ આ બંને પ્રકારના દેશોનું ધોરણ બંને બાબતોમાં લગભગ છેટલે પાટલે બેઠું છે; અમેરિકામાં આ બંને વચ્ચેનો મધ્યમ માર્ગ કાઢવાનો પ્રયાસ ચાલે છે.

વિદ્યાર્થી, સમાજ અને અભ્યાસક્રમ એવા કેળવણીના ત્રિકોણના ત્રણ છેડાઓ છે. જૂની પદ્ધતિમા અભ્યાસક્રમ પ્રધાનસ્થાને હતો; તે ખાતર વિદ્યાર્થીનો ભોગ આપવો પડે તોય વાંધો નહોતો. ત્યાર પછી વ્યક્તિપ્રધાન શિક્ષણપદ્ધતિઓનો કાળ આવ્યો અને કેળવણીની યોજના વ્યક્તિવિકાસને ધોરણે આલેખાઈ. પરંતુ તેમાં સામાજિક ધ્યેયોની ઉપેક્ષા થવા લાગી. આ કારણે સમાજને જ કેન્દ્રસ્થાને રાખનારી સમાજનિષ્ઠ કેળવણીપદ્ધતિનો જન્મ જર્મની અને ઇટાલી જેવા દેશોમાં થયો. આ પદ્ધતિમા સમાજની ખાતર વ્યક્તિને સહન કરવું પડે છે. આથી વ્યક્તિ અને સમાજ ઉભયની જરૂરિયાતોને લક્ષમા રાખીને અભ્યાસક્રમની યોજના થાય તેવી શિક્ષણપદ્ધતિ હસ્તીમાં આવવા માંડી છે. એનુ તાજું ઉદાહરણ અમેરિકામાંથી મળે છે.

**સંસ્કારિતા અને અભ્યાસના વિષયો**

અમુક વિષયોનો અભ્યાસ પૂરો કરવાથી સંસ્કારિતા પ્રાપ્ત થાય છે એવી માન્યતા આપણે ત્યાં છે; અમેરિકામાં અને પશ્ચિમના બીજા દેશોમાં પણ તેમ જ મનાતું. સંસ્કૃત, ગણિત, વ્યાકરણ વગેરે વિષયોના અભ્યાસથી બુદ્ધિને એવી તાલીમ મળે છે કે ભવિષ્યમાં ગમે તે બાબતોમાં તેનો પ્રવેશ સહજ બને છે, એ માન્યતા અનુસાર આપણો અભ્યાસક્રમ ઘડાયો છે. અમેરિકામા પણ એ જ કારણે લેટિન બીજગણિત વગેરે વિષયો ફરજિયાત ભણવા પડતા. પરંતુ સાધારણ બુદ્ધિના વિદ્યાર્થીઓને આ વિષયો ભણવાનું આકરું થઈ પડતું અને તેમને

બિત થયેલી છે. સમાજ પ્રગતિશીલ છે; તેનો હમેશાં વિકાસ થયા જ કરે છે. સમાજની જરૂરિયાતો જેમ જેમ બદલાતી જાય તેમ તેમ સામાજિક સંસ્થાઓ પણ નવાં નવાં સ્વરૂપો ધારણ કરે. આ પરિવર્તન અખંડ ચાલુ જ રહે છે. એમાં સનાતનપણા કરતાં ઉત્ક્રાંતિશીલતા વિશેષ છે. સમાજની આર્થિક ગોઠવણો બદલાયે જાય છે; રાજકીય પરિસ્થિતિ ફર્યા કરે છે; સામાજિક સંસ્થાઓ પણ નવાં નવાં સ્વરૂપો લેતી જાય છે. આવા બદલાતા જતા સમાજને અનુરૂપ અભ્યાસક્રમ ઘડવો હોય તો તેમાં પણ પરિવર્તનશીલતા અને ઉત્ક્રાંતિની શક્યતા હોવી જોઈએ. એક વાર ઘડેલો અભ્યાસક્રમ પચીશત્રીશ વર્ષો ચાલ્યા કરે એ અશક્ય છે. હરેક જમાને જેમ તેની જરૂરિયાતો બદલાતી જાય તેમ તે સાથે જમાનાના અભ્યાસક્રમો પણ ફરતા જ જવા જોઈએ. દાદો, બાપ અને પુત્ર એમ ત્રણ પેઢી સુધી એક જ જાતનો અભ્યાસક્રમ ચાલી શકે નહિ; સમાજને તે ઉપયોગી પણ ન થાય. તે જ પ્રમાણે એક ખાસ સમાજને માટે યોજેલો અભ્યાસક્રમ બીજા સમાજને બરાબર બંધબેસતો થશે એમ ન કહી શકાય. હરેક સમાજે અને જમાનાએ પોતપોતાની જરૂરિયાતો, પરિસ્થિતિ અને ધ્યેય પારખી લઈને તે પ્રમાણે પોતાની કેળવણીનું વિધાન કરવું જોઈએ. અમેરિકાની કેળવણીની યોજનામાં આ સિદ્ધાંતની જબરી અસર થયેલી દેખાય છે. કેળવણીની યોજના ઘડવામાં અને અભ્યાસક્રમ તથા તેની વિગતો ગોઠવવામાં આજે અમેરિકા જે છૂટથી દ્રવ્યબળ અને મનુષ્યબળ વાપરે છે તેટલા પ્રમાણમાં બીજો કોઈ દેશ ખર્ચતો હોય તેમ જાણ્યું નથી. દરેક પ્રાંત, શહેર વિદ્યાપીઠ તેમ જ પ્રાયોગિક શિક્ષણસંસ્થાઓનાં અભ્યાસક્રમમંડળો સ્થપાયેલાં છે; આ મંડળો કાયમી સ્વરૂપનાં છે. તેમનું કામ શિક્ષણમાં સતત સુધારા અને તેની પુનર્ઘટના કેવા સ્વરૂપની થવી જોઈએ તેની વિચારણા અને સંશોધનનું છે. રોચેસ્ટર શહેરની શિક્ષણસમિતિએ પોતાની શાળાઓના શિક્ષણક્રમની પુનર્ઘટના માટે ખાસ એક મંડળ નીમ્યું છે. આ મંડળે મહેનત કરીને બસોથી પાંચસો પાનાંનાં મોટાં મોટાં આઠદસ પુસ્તકો

પ્રગટ કર્યા છે. આ લખવાનો હેતુ એ બતાવવાનો છે કે ત્યાં સમાજ અને કેળવણીની યોજનાને બહુ નિકટનો સબંધ છે. હરેક સમાજે પોતપોતાની જરૂરિયાતો ધ્યાનમા રાખીને કેળવણીની પુનર્રચના કરવી જોઈએ, તેમા હમેશાં સુધારાવધારા થયા જ કરવા જોઈએ, અને તે સાર સમાજે દ્રવ્યબળ અને મનુષ્યશક્તિનો છૂટથી ઉપયોગ કરવો જોઈએ. બેચાર જાણકારો એક અભ્યાસક્રમ ઘડી આપે અને કેળવણી ખાતું શાળાઓ દ્વારા તેનો અમલ ચાલુ કરી દે, એથી પરીક્ષાઓ આપી પાસ થવાશે પણ એકંદરે સમાજને તેથી લાભ થશે નહિ.

કેળવણીનો, અભ્યાસક્રમનો અને તેની બીજી વિગતોનો વિચાર કરવા બેસીએ ત્યારે અનેક સામાજિક પ્રશ્નો ઊભા થાય છે અને તેનું પ્રતિબિંબ કેળવણીમાં પણ પડે છે. આ દૃષ્ટિએ અમેરિકાની કેળવણી સામાજિક અને સિદ્ધાંતની દૃષ્ટિએ કઈ ભૂમિકા ઉપર છે તેનો ખ્યાલ વાચનારને આવ્યો જ હશે. આ દૃષ્ટિએ જ તેની બીજી વિગતો તપાસીએ તો તેની યોગ્યાયોગ્યના ખ્યાલમાં આવે અને તે વિષે સાચી સમજણ પેદા થાય.

**પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ**

અગાઉ પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ આઠ વર્ષનો હતો, તે નવી પુનર્રચના અનુસાર ૭ વર્ષનો રાખવામાં આવ્યો છે, અને બાકીનાં બે વર્ષમાં હાઈસ્કૂલનાં ચાર વર્ષમાંથી એક વર્ષ ઉમેરીને ત્રણ વર્ષની જૂનીઅર હાઈસ્કૂલની રચના કરવામાં આવી છે. શહેરની પ્રાથમિક શાળાઓમાં વર્ગ દીઠ એકેક શિક્ષક રાખવાનો રિવાજ છે, પરંતુ ગામડાંની શાળાઓ નાની હોવાથી એકેક શિક્ષકને ચાર ચાર વર્ગો પણ સોંપાય છે! જરા મોટી શાળા હોય તો બબ્બે વર્ગો સોંપવાનો રિવાજ છે. પ્રત્યેક વર્ગમાં ત્રીશથી ચાળીશ વિદ્યાર્થીઓની સંખ્યા હોય છે. હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કર્યો હોય તથા ટ્રેન્ડ થયા હોય અથવા શિક્ષણશાસ્ત્રની પદવી લીધી હોય તેવાઓની શિક્ષકો તરીકે નિમણૂક થાય છે. શિક્ષકોમાં મોટે ભાગે સ્ત્રીઓ હોય છે; પુરુષો બહુ

થોડા હોય છે. શાળાનો સમય સવારના ૮ અથવા ૯ થી બપોરના ૨ અથવા ૩ સુધીનો રખાય છે.

બધા વિષયો એક જ શિક્ષક શીખવે છે. બધી પ્રાથમિક શાળાઓમાં અને ખાસ કરી નીચલાં ધોરણોમાં પ્રોજેક્ટ પદ્ધતિએ અથવા એ પદ્ધતિના મુખ્ય સિદ્ધાંતો ધ્યાનમાં રાખીને ભણાવવાનો રિવાજ છે; હાલચાલ અને કામ કરવાનું મળે તે બાબત વધારે ધ્યાન અપાય છે. દરેક વિષયને જુદો પાડીને ખાસ ભણાવવાને બદલે અનુકૂળતા પ્રમાણે વિષયોનું એકીકરણ કરાય છે. નવીન પદ્ધતિએ ચાલતી કોઈ પ્રાથમિક શાળામાં દાખલ થાઓ તો વિદ્યાર્થીઓ એકી વખતે અનેક કામ કરતા નજરે પડશે. ચિત્રોમાં રંગ પૂરવા, સંવાદો તૈયાર કરવા, નાટ્યપ્રયોગ માટે કપડાંઓ તૈયાર કરવાં, ગાવું, વાર્તાઓ કહેવી કે સાંભળવી, દટ્ટાઓમાંથી આકારો બનાવવા, પોસ્ટઑફિસ સરકસ કે દુકાન જેવી રમતો રમવી, પ્રયોગશાળા પુસ્તકાલય કે કારખાનાનું કંઈ કામ કરવું, વગેરે અનેક કામકાજો વર્ગમાં ચાલતાં હોય છે. વિદ્યાર્થીઓ હારબંધ બાંકડા ઉપર બેઠા છે અને શિક્ષક ભાષણ આપી રહ્યો છે એવું દૃશ્ય ક્વચિત જ દેખાય છે. વર્ગના બાંકડાઓ બાજુએ ગોઠવીને ઓરડાની વચલી જગ્યા હરીફરી શકાય તે સારુ ખાલી રાખવામાં આવે છે. પ્રાપ્ત કરેલ જ્ઞાન–માહિતીને વધારે દૃઢ કરવાને પુનરાવર્તનના થોડા અલાયદા સમયો રાખવામાં આવે છે; કોઈ કોઈ શાળાઓ જૂની પદ્ધતિના જ સમયપત્રકમાં યોજનાપદ્ધતિનુ મિશ્રણ કરી દે છે. ભણાવવામાં પ્રત્યક્ષ પાઠ અને ક્રિયાને વધારે સ્થાન અપાય છે.

**અભ્યાસના વિષયો**

પ્રત્યેક સંસ્થાન દીઠ સ્વતંત્ર કેળવણી ખાતું તેમ જ દરેક જિલ્લે અથવા શહેરે પણ પોતાનાં સ્વતંત્ર ખાતાંઓ હોવાથી અભ્યાસક્રમ અને સમયપત્રકમાં વિવિધતા પુષ્કળ છે. બધે એક જ જાતનો અભ્યાસક્રમ કે સમયપત્રકો નથી. સામાન્યતઃ પ્રાથમિક શાળામાં નીચેના વિષયો શીખવવામાં આવે છેઃ—

માતૃભાષા, વાચન, લેખન ને અક્ષરો સુધારવા.

ગણિત અને વિજ્ઞાન.

ઇતિહાસ, ભૂગોળ અને નાગરિકશાસ્ત્ર.

આરોગ્યશાસ્ત્ર અને શારીરિક શિક્ષણ.

ચિત્રકલા, હાથકારીગરી અને સંગીત.

આ વિષયો લગભગ બધી જ શાળાઓમાં ભણાવવામાં આવે છે. સિવાય સ્થાનિક જરૂરિયાત અને સાધનોની અગવડતા હોય તો બીજા પણ અનેક વિષયોનો સમાવેશ કરવામાં આવે છે. શુદ્ધ વાણીમાં બોલવું, સાહિત્ય, વ્યાકરણ, સમાજ વિષયક અભ્યાસ, નાગરિકનાં કર્તવ્યો, સૃષ્ટિશાસ્ત્ર, રંગકલા, ગૃહવિજ્ઞાન, જુદી જુદી હાથકારીગરીનાં કામો વગેરે વિષયો પણ પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં હોય છે.

આ વિષયોના શિક્ષણમાં પણ માત્ર માહિતી ઉપર ધ્યાન રાખવાને બદલે બાળકોના માનસિક વિકાસ તરફ વધારે ધ્યાન અપાય એવી માન્યતા ધીમે ધીમે ફેલાતી જાય છે. 'ચાઇલ્ડ સેન્ટર્ડ સ્કૂલ' અને 'ચાઇલ્ડ સેન્ટર્ડ કરીક્યુલમ' એ શબ્દપ્રયોગો અમેરિકન શિક્ષકોને કાને આજે વારંવાર અથડાયા કરે છે.

**વિદ્યાર્થીઓની વર્ગવારી**

શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા મોટી હોવાને કારણે દરેક ધોરણમાં ઘણા વિભાગો થાય છે; આ માટે નાનાં બાળકોની વર્ગવહેંચણ કરવામાં આવે છે. કોઈ કોઈ સ્થળે આ વહેંચણી બૌદ્ધિક યોગ્યતા (ઇન્ટેલીજન્ય કોશંટ અથવા આઈ.ક્યૂ.) પ્રમાણે પણ કરવામાં આવે છે, પરંતુ તેનું ધોરણ વિદ્યાર્થીઓને અથવા વાલીઓને જણાવવામાં આવતુ નથી. હમણાં હમણાં આ જાતની માત્ર બુદ્ધિની યોગ્યતા ઉપર જ કરવામાં આવતી વર્ગવારી કેળવણીકારો પસંદ કરતા નથી, તેથી હવે મિશ્ર વર્ગવહેંચણ કરવાનું દાખલ થતું જાય છે. બધા જ વિષયોમાં સરખા જ હોશિયાર, મધ્યમ કોટિના અને ઊતરતી બુદ્ધિના વિદ્યાર્થીઓની વહેંચણ ન કરતાં દરેક વિષય પ્રમાણે આ વહેંચણી કરાય

છે. દરેક વિદ્યાર્થી છેવટ એકાદ વિષયમાં હોશિયાર હોય જ છે, અને તેને એનો ફાયદો મળે છે, આથી કેવળ મંદબુદ્ધિના ગણાવાનું તેને નસીબે આવતું નથી.

**માધ્યમિક શાળાઓનો અભ્યાસક્રમ**

હાઈસ્કૂલનો અભ્યાસ ચાર વર્ષ અને ૭ વર્ષ એમ બે પદ્ધતિએ અમેરિકામાં થાય છે. ૭ વર્ષની યોજનામાં જ્યૂનીઅર અને સીનિયર એવા બે ભાગ પડે છે. આ ભાગ પાડવાનું કારણ માત્ર વહીવટની અનુકૂળતા જ નથી; એનું મૂળ માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોમાં રહેલુ છે. બાળકની ૧૩ થી ૧૫ વર્ષની વયે થતો વિકાસ, તેની ઉંમર, તેનું આરોગ્ય તથા માનસિક બૌદ્ધિક અને શારીરિક સ્થિતિ વગેરે અનેક કારણો પરત્વે એથી નાનાં તેમ જ મોટી ઉંમરનાં બાળકોથી અનેક બાબતોમાં જુદો પડે છે. આ ઉંમરે તેમના શારીરિક અને માનસિક વિકાસમાં ઘણા ફેરફારો થતા હોય છે. પ્રાથમિક શાળાના વાતાવરણમાંથી હાઈસ્કૂલના નવા વાતાવરણમાં તેઓ પ્રવેશે છે. આ કાળે તેમના સ્વાભાવિક વિકાસ અને પ્રવૃત્તિઓને અનુકૂળ વાતાવરણ આવશ્યક છે, અને તેથી જ આ જ્યૂનીઅર હાઈસ્કૂલની યોજના ઘડાઈ છે. સીનિયર હાઈસ્કૂલ કરતાં જ્યૂનીઅર હાઈસ્કૂલના અભ્યાસમાં હાથકારીગરી, કલા, અભ્યાસ સિવાયની બીજી પ્રવૃત્તિઓ, શિક્ષકો સાથેનો નિકટ પરિચય, બૌદ્ધિક અને ઔદ્યોગિક માર્ગદર્શન કરાવવાની ગોઠવણ, વિષયોની વિવિધતા વગેરે વધારે હોય છે. સીનિયર હાઈસ્કૂલમાં દાખલ થયા પછી વિદ્યાર્થી કૉલેજનો કે ઔદ્યોગિક શિક્ષણનો અભ્યાસ કરવાની અથવા કોઈ ધંધામાં પડવાની તૈયારી વધારે ચોક્કસપણે કરે છે; તેને બીજી બાબતો તરફ ધ્યાન આપવાની નવરાશ ઓછી હોય છે. ઉંમરે પણ તે વધેલો હોય છે. હાઈસ્કૂલના બે વિભાગ કરવામાં આ બધા વિચારોને ધ્યાનમાં લેવાયા છે.

**શિક્ષણનાં ધ્યેયો**

શિક્ષણનાં ધ્યેયો શા હોવાં જોઈએ એ વિષે કેળવણીકારોએ

ઘણો વિચાર કર્યો છે. માધ્યમિક કેળવણીનાં ધ્યેયો ઠરાવવા માટે રાષ્ટ્રીય શિક્ષણસભાએ ( નેશનલ એજ્યુકેશન એસોસીએશને ) એક માધ્યમિક કેળવણી પુનર્ઘટના મંડળ ( કમીટી ઑફ ધી રીઓર્ગનાઈઝેશન ઑફ સેકંડરી એજ્યુકેશન) નીમ્યું હતું. આ મંડળે સને ૧૯૧૮માં પોતાના અહેવાલ દ્વારા માધ્યમિક શિક્ષણના ધ્યેયોને ચોક્કસ સ્વરૂપ આપ્યું. આ અહેવાલની અસર હાઈસ્કૂલની કેળવણી ઉપર ઘણી મોટી થઈ છે. હરકોઈ વિષયને અભ્યાસક્રમમાં દાખલ કરતી વખતે આ ધ્યેયોની કસોટી પર તેને ચડાવવામાં આવે છે. આ ધ્યેયો 'માધ્યમિક શિક્ષણના મૂળભૂત સિદ્ધાંતો ' ( કાર્ડીનલ પ્રિન્સીપલ્સ ઑફ સેકંડરી એજ્યુકેશન ) તરીકે ગણાય છે તે નીચે પ્રમાણે છે: (૧) આરોગ્ય; (૨) આવશ્યક જ્ઞાન અને કલાસંગ્રહ; (૩) સાત્ત્વિક કૌટુંબિક જીવન; (૪) ઉદ્યોગધંધાનું જ્ઞાન; (૫) નાગરિકતાની કેળવણી; (૬) નવરાશના સમયનો સદુપયોગ કરવાની આવડત; અને (૭) નીતિ તથા ચારિત્ર્ય.

અભ્યાસક્રમ ઘડવા માટે અમેરિકાએ એક આખું શાસ્ત્ર જ નિર્માણ કર્યું છે. જે સમાજ વચ્ચે શાળા આવી હોય તેની જરૂરિયાત, જેને કેળવણી આપવી છે તે વ્યક્તિની જરૂરિયાત અને યોગ્યતા, તથા કેળવણી વિષયક સિદ્ધાંતો, એ ત્રણ બાબતો ઉપર અભ્યાસક્રમની વિગતો મુકાય છે. એટલે ઘણીખરા વિષયો ઉપલક દૃષ્ટિએ તેના તે જ દેખાવા છતાં તેની વિગતોની ગોઠવણ દરેક સંસ્થાન પ્રમાણે જુદી જુદી હોય છે.

**ફરજિયાત અને મરજિયાત વિષયો**

અભ્યાસક્રમમાં ફરજિયાત વિષયો અને મરજિયાત વિષયો એવા બે ભાગ હોય છે. કેળવણી ખાતા તરફથી કેટલાએક વિષયો ફરજિયાત રાખેલા હોય છે; દરેક સંસ્થાનમાં તે જુદા જુદા હોય છે, પરંતુ સાધારણ રીતે અંગ્રેજી, અમેરિકાનો ઇતિહાસ અને શારીરિક કેળવણી એ ત્રણ વિષયો ફરજિયાત ગણાય છે. મરજિયાત વિષયોનું ધોરણ શાળાનાં સાધનો અને વિદ્યાર્થીઓના જીવનના ભાવિ ઉદ્દેશો ઉપર આધાર રાખે છે. અભ્યાસક્રમના બીજા વિષયોમાં સાહિત્ય, વેપાર,

ઉદ્યોગ, ખેતીવાડી અને કલા એવા સ્થૂળ વિભાગો પડે છે. વિદ્યાર્થી પોતાની ભાવિ કેળવણી અથવા ધંધાની દૃષ્ટિએ આમાંથી ગમે તે વિભાગ પસંદ કરે છે, અથવા પોતાની રુચિ અનુસાર પોતાને ઉપયોગી લાગતા ઐચ્છિક વિષયો પસંદ કરે છે. શહેરની શાળાઓ અનેક વિષયોના વિકલ્પ રાખી શકે છે, જ્યારે ગામડાંની શાળાઓમાં વિકલ્પની સંખ્યા મર્યાદિત હોય છે.

**અભ્યાસક્રમનો નમૂનો**

સેંટલુઈ એક સામાન્ય શહેર છે. ત્યાંના કેળવણી ખાતાએ પોતાનો અભ્યાસક્રમ ઠરાવતી વેળા આ પ્રમાણે ઉદ્દેશ રાખ્યો છેઃ—

"બધા વિદ્યાર્થીઓને ઉદાર અને વ્યાપક કેળવણી આપવી એ માધ્યમિક શાળાઓનો ઉદ્દેશ છે. ઉપરાંત ઇચ્છા હોય તેમને વિશિષ્ટ શિક્ષણ આપવું તથા જેમને કૉલેજમાં જવું હોય તેમને તેવી જાતની તૈયારી કરાવી આપવી એ પણ આ શિક્ષણનો ઉદ્દેશ છે."

આ શહેરનીશાળા ઓમાં નીચેના વિષયો ભણાવવાની ગોઠવણ છેઃ–

અંગ્રેજી.

સમાજશાસ્ત્રો. નાગરિક નીતિશાસ્ત્ર, ભૂગોળ, યુરોપનો ઇતિહાસ, અમેરિકાનો ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર.

ગણિત. બીજગણિત (પ્રાથમિક અને ઉચ્ચ), ભૂમિતિ, ત્રિકોણમિતિ.

પરદેશી ભાષા. ફ્રેન્ચ, જર્મન, ગ્રીક, લૅટિન, સ્પેનિશ, હિબ્રુ.

ભૌતિક શાસ્ત્રો સામાન્ય વિજ્ઞાન, જીવનશાસ્ત્ર, રસાયન, પદાર્થ-વિજ્ઞાન, પ્રાકૃતિક ભૂગોળ.

લલિત અને ઔદ્યોગિક કલા. ચિત્રકલા, ગૃહવિજ્ઞાન, હાથ-કારીગરી (સુતારીકામ અને લુહારકામ), યંત્રશાસ્ત્રની રેખાકલા, સંગીત.

વેપારી વિષયો. પ્રાથમિક વેપારી શિક્ષણ, નામું, લઘુલિપિલેખન (શૉર્ટહૅન્ડ), મુદ્રાલેખન, વેપારી કાયદા, અર્થશાસ્ત્ર.

ઉપલા અભ્યાસક્રમના બધા વિષયોનો સરવાળો ૩૦ થી ૩૫ જેટલો થાય છે. આમાંથી અંગ્રેજી, ઇતિહાસ (અમેરિકાનો અને

યુરોપનો ) ભૌતિક શાસ્ત્રોમાંથી એક અને શારીરિક કેળવણી આટલા વિષયો બધાને માટે ફરજિયાત છે, બાકીના વિષયોની પસંદગી વિદ્યાર્થી પોતાની જરૂરિયાત પ્રમાણે કરી લે છે. વિદ્યાર્થીઓના પણ ચાર વિભાગ પડે છે; કૉલેજમાં દાખલ થવા ઇચ્છનારા, ઉચ્ચ ઔદ્યોગિક અથવા વ્યાપારી શિક્ષણ લેનારા, અભ્યાસ પૂરો કરીને સીધા ધંધામાં પડનારા અને માત્ર સંસ્કારિતા મેળવવા સારુ અભ્યાસ કરનારા. દરેક વર્ગ પોતાપોતાની જરૂરિયાત અને સગવડ પ્રમાણે વિષયો પસંદ કરે છે.

શહેરની મોટી શાળાઓમા ઐચ્છિક વિષયોની સંખ્યા વધારે હોય છે; ગામડાની અથવા નાના શહેરોની શાળામાં આ સંખ્યા નાની હોય છે. પરંતુ ગમે તેટલી નાની શાળા હોય તોપણ તેમાં અભ્યાસક્રમના ઓછામાં ઓછા ચારપાંચ પ્રકારો તો હોય જ છેઃ કૉલેજપ્રવેશ, વેપારી, ઔદ્યોગિક, કલાત્મક અને ખેતી વિષયક. ગામડાંઓની હાઈસ્કૂલોમાં ખેતીવાડી અને તેને લગતા વિષયોનું શિક્ષણ ઘણે ઠેકાણે અપાય છે. કેટલાએક વિષયોના સ્વતંત્ર શિક્ષકો રાખવાની ગામડાંમાં મુશ્કેલી હોય ત્યાં જુદાં જુદાં ગામડાંઓ વચ્ચે એક ફરતો શિક્ષક તેવા વિષય માટે રખાય છે; અઠવાડિયે તે એકાદ કલાક ભણાવે છે અને બાકીના દિવસોમાં શું કામ કરવું તે બતાવી દે છે. આવી પરિસ્થિતિ હોય ત્યાં હવે તો ટપાલ દ્વારા અભ્યાસક્રમ શીખવવાની (કૉરસ્પૉન્ડન્સ કોર્સિંગ) રીત વધારે પ્રચલિત થતી જાય છે.

**પ્રવેશપરીક્ષાના વિષયો**

ગઈ બે પેઢી દરમિયાન જૂના મનાતા વિષયો પરત્વે ઉદાસીનતા વધતી ગઈ છે અને તેને બદલે નવા નીકળતા જતા વિષયો વધારે લોકપ્રિય થતા જાય છે. ૧૯૨૨માં આ દૃષ્ટિએ તપાસ થઈ તે વખતે ગણિત અને પ્રાચીન ભાષા પસંદ કરનારાઓથી સંખ્યા ઘટતી જતી માલૂમ પડેલી અને ભૌતિકશાસ્ત્રો સમાજશાસ્ત્ર તેમજ લલિત અને ઔદ્યોગિક કલાની પસંદગી કરનારાઓનું પ્રમાણ વધતું જતું જણાયું હતું.

કૉલેજ માટેની પ્રવેશપરીક્ષા સારુ દરેક વિદ્યાપીઠ જુદા જુદા વિષયો

મુકરર કરે છે. કેટલીએક આગળ પડતી વિદ્યાપીઠોના વિષયો નીચે પ્રમાણે છેઃ—

કોલંબિયાઃ અંગ્રેજી, પરદેશી ભાષા, ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન.

હારવર્ડઃ અંગ્રેજી, લેટિન, અન્ય ભાષા, ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન.

ડાર્ટમથઃ અંગ્રેજી, ગણિત, ઇતિહાસ, પરદેશી ભાષા.

યેલ: અંગ્રેજી, લેટિન, પરદેશી ભાષ, ગણિત વગેરે.

કોર્નેલ: અંગ્રેજી, બે પરદેશી ભાષા, ગણિત, ઇતિહાસ.

કેટલીએક વિદ્યાપીઠો સાહિત્ય અથવા વિજ્ઞાન વિષયક અભ્યાસ કરનારાઓ માટે પ્રવેશપરીક્ષા સારુ જુદા જુદા વિષયો રાખે છે. ટેક્નોલૉજીકલ ઇન્સ્ટીટ્યૂટસ ગણિત અને વિજ્ઞાન ઉપર વધારે ભાર દે છે. જેમને આગળ અભ્યાસ અર્થે વિદ્યાપીડમાં દાખલ થવાની ઇચ્છા ન હોય તેમને શાળાઓ તરફથી અભ્યાસક્રમ પૂરો કર્યાનાં પ્રમાણપત્રો આપવામાં આવે છે; આથી વેપારી અથવા કલાત્મક ધંધાઓમાં જવા ઇચ્છનારાઓ લેટિન અથવા ગણિત જેવા વિષયો ન ભણવા છતાં માધ્યમિક શિક્ષણ પૂરું કરી શકે છે.

**વર્ગ ચડાવવાની રીત**

અમેરિકામાં દર ૭ ૭ મહિને વર્ગો ચડાવવામાં આવે છે; કેટલાંએક શહેરોમાં ત્રણ ત્રણ મહિને પણ ચડાવાય છે. આથી જેમણે અભ્યાસ પૂરો કર્યો હોય તેઓ આગળ જઈ શકે છે, અને જેઓ તે પૂરો કરી ન શક્યા હોય તેમને પણ એક આખું વર્ષ તે જ વર્ગમાં પડી રહેવું પડતું નથી; ત્રણ અથવા ૭ મહિને તેઓ ફરી વખત પરીક્ષા આપી આગળ જઈ શકે છે.

**અભ્યાસક્રમની સળંગસૂત્રતા**

ઉપર અભ્યાસક્રમનું જે સ્થૂળ સ્વરૂપ આપ્યું છે તે ઉપરથી જોઈ શકાશે કે તેમાં વ્યક્તિગત અભિરુચિને કેટલું સ્થાન આપવામાં આવ્યું છે. પણ તે સાથે આટલા બધા વિષયોની વિપુલતામાં વિદ્યાર્થી પોતાના વિષયો શી રીતે પસંદ કરી શકતો હશે એ પ્રશ્ન સહેજે ઉદ્ભવે. એક રીતે

આના ઉપાય તરીકે જ અમેરિકામાં શિક્ષણ વિષયક માર્ગદર્શનની પદ્ધતિ ચાલુ થઈ છે. વિદ્યાર્થીને સલાહસૂચના આપવા સારુ એક ખાસ શિક્ષકની નિમણુક કરવામાં આવે છે; તેની સલાહ લઈને વિદ્યાર્થી પોતાનો અભ્યાસક્રમ સળંગસૂત્ર રહે તેમ ગોઠવી શકે છે. પ્રત્યેક હાઈસ્કૂલમાં એક નાનું એવું અભ્યાસક્રમપત્રક રાખવામાં આવે છે; વ્યક્તિની જરૂરિયાત મુજબ કયા કયા વિષયો પસંદ કરવાયોગ્ય છે તેની માહિતી એમાં આપવામાં આવી હોય છે. આમ છતાં અમેરિકન અભ્યાસક્રમમાં સળંગસૂત્રતા પૂરેપૂરી જળવાતી નથી એવો એક આક્ષેપ છે; અને તેમાં કંઈક અંશે સત્ય પણ છે. વિષયોની સંખ્યા વધારવાના ઉત્સાહમાં અભ્યાસની સળંગસૂત્રતા કે સાપેક્ષિતપણું સચવાયું છે કે નહિ તે તરફ કેળવણી ખાતાના વડાઓનું ધ્યાન આજ સુધી ગયું નહોતું. હવે આ ખામી દૂર કરવાના તેઓ પ્રયત્નો કરી રહ્યા છે.

**શિક્ષણપદ્ધતિઓ**

યોજનાપદ્ધતિ (પ્રોજેક્ટ મેથડ) અને સ્વાધ્યાયપદ્ધતિ ( ડાલ્ટન પ્લેન ) અમેરિકાની શિક્ષણપદ્ધતિઓમાંની મુખ્ય પદ્ધતિઓ છે. આ બન્નેનો ઉદ્ભવ અમેરિકામાં જ થયો છે. આ સિવાય પણ ઘણી પદ્ધતિઓનાં નામો અપાય છે, પરંતુ થોડા થોડા ફેરફારો બાદ કરતાં આ બધી પદ્ધતિઓના મૂળમાં રહેલા સિદ્ધાંતો એક જ જાતના છે. આ સિદ્ધાંતો જાણી લઈએ તો નામફેરમાં ખાસ વિશેષતા નથી રહેતી. એટલે આપણે ત્યાંના કેળવણીકારોએ આ નામોની પાછળ ગાંડા થવાની જરાય જરૂર નથી તેમ તે પદ્ધતિઓને તેને તે રૂપે અહીં ઉતારવાનો પ્રયત્ન કરવાની પણ આવશ્યકતા નથી. બંને દેશોની પરિસ્થિતિ જ જુદી છે. સાધનોની વિપુલતા, શિક્ષકોની તૈયારી વગેરે દૃષ્ટિએ આપણા દેશમાં અને તેમાં ઘણું અંતર છે. કોઈ સંપન્ન શાળા બેચાર પસાદાર વાલીઓનાં બાળકો સારુ એ પદ્ધતિ આપણે ત્યાં દાખલ કરી શકે; પરંતુ સામાન્ય જનતાનાં અસંખ્ય બાળકોને ભણાવનારી ગરીબ સાર્વજનિક શાળાઓએ તો એ શિક્ષણપદ્ધતિઓના સિદ્ધાંતોનો સ્વીકાર

કર્યા પછી વિગતો તો આપણા દેશની પરિસ્થિતિ તથા સાધનસામગ્રીનો વિચાર કરીને નક્કી જ કરવી.

**શિક્ષણપદ્ધતિના મુખ્ય સિદ્ધાંતો**

નાનાં બાળકો અને નાની ઉંમરના વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ ક્રિયા-પ્રધાન અને રમત તરફ ઢળતી વિશેષ હોય છે. કંઈ પણ હલનચલન-ની પ્રવૃત્તિ સિવાય તેમનાથી રહેવાય જ નહિ. એમ કહો કે હરેક જીવપ્રાણીની આ જ વૃત્તિ હોય છે, પરંતુ આપણે શિક્ષણ દ્વારા તેનો નાશ કરીએ છીએ.

न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

શ્રીમદ્ ભગવદ્ગીતાનો આ સિદ્ધાંત શિક્ષણશાસ્ત્રમાં પણ સત્ય ઠરે છે. પૂતળાની જેમ શાંતિથી બેસી રહેવાનું બાળકોને કહેવું એ તેમની સ્વાભાવિક વૃત્તિથી ઊલટું છે. માટે જ શિક્ષણપદ્ધતિમાં ક્રિયા અને હાથકામને સ્થાન મળવું જોઈએ ને કામ કરતાં કરતાં જ શિક્ષણ મળવું જોઈએ. કામો ક્રિયાત્મક હોય અથવા તો બૌદ્ધિક સ્વરૂપનાં પણ હોઈ શકે; પરંતુ બાળકોનો વિકાસ ને તેમની સહજ વૃત્તિને ધ્યાનમાં રાખીને તે યોજવાં જોઈએ. નિરીક્ષણ, શ્રવણ, સંવાદ ને હાથકારીગરીની ઇંદ્રિયો દ્વારા થઈ શકે તેવી ક્રિયાઓ વધુમાં વધુ આવે તેવી યોજના આ નવીન શિક્ષણપદ્ધતિઓમાં હોય છે. જૂની શિક્ષણપદ્ધતિમાં ફક્ત વાચન લેખન અને શ્રવણ એટલું જ આવતું; આ નવીન પદ્ધતિઓ ક્રિયાપ્રધાન છે.

આ પદ્ધતિઓનો બીજો સિદ્ધાંત વ્યક્તિ પોતે પોતાના જ અનુભવ અને પ્રયત્નો દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરે એ છે.

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥

કામનો અનુભવ કરતાં કરતાં જ વ્યક્તિમાં જ્ઞાનનો ઉગમ થાય છે. આ કારણે વાચન, લેખન, નિરીક્ષણ, વિચારણા, પ્રયોગો વગે-

તેની જવાબદારી વિદ્યાર્થી પર મૂકવામાં આવે છે; શિક્ષકે માત્ર માર્ગદર્શન કરાવવાનું છે. જૂની પદ્ધતિમાં શિક્ષક જ્ઞાન આપે અને વિદ્યાર્થી જ્ઞાન લે એવી કલ્પના છે, આ નવી શિક્ષણપદ્ધતિઓમાં વિદ્યાર્થી સ્વયં જ્ઞાન પ્રાપ્ત કરે છે એવી યોજના છે.

જ્ઞાન મેળવવાની શક્તિનો વિકાસ દરેક વ્યક્તિમાં એક સરખો થતો નથી; બધાની બુદ્ધિ સરખી નથી હોતી. લશ્કરમાં સિપાઈઓ 'એક, દો' કરતા કૂચ કરે અને આખી હારની હાર સાથે જ આગળ વધે; પરંતુ વર્ગમા પણ વિદ્યાર્થીઓ વિષયજ્ઞાનમાં એક સરખી ગતિએ જ આગળ વધે તે અશક્ય છે. દરેક વિદ્યાર્થીની ગ્રહણધારણશક્તિ અને સ્મૃતિ વગેરે માનસિક શક્તિઓ એક સરખી હોતી નથી. આથી બધાને સરખી રીતે જ આગળ વધવાની ફરજ પાડવી અસ્થાને છે. હોશિયાર વિદ્યાર્થી જલદી આગળ વધે ને મંદ વિદ્યાર્થી ધીમે ધીમે જ વિકાસ સાધે. દરેક વ્યક્તિ પોતાથી બનતી પૂરી મહેનત કરીને આગળ વધે, એ ત્રીજો સિદ્ધાંત આ પદ્ધતિઓની પાછળ છે.

**સ્વાધ્યાયતત્ત્વનો પ્રચાર**

કેળવણીના આ નવીન સિદ્ધાંતોનો અમલ પ્રાથમિક શિક્ષણથી માંડીને કૉલેજની કેળવણી સુધી બધે થોડા યા વધારે પ્રમાણમાં થઈ રહ્યો છે. પ્રાથમિક શાળાઓમાં પ્રોજેક્ટ પદ્ધતિ મોટે ભાગે પ્રચલિત છે. માધ્યમિક શાળાઓમાં પણ સ્વાધ્યાયપદ્ધતિનો જોકે સર્વત્ર પ્રચાર થયો નથી, છતાં તેના મૂળભૂત સિદ્ધાંતોનો અમલ અનેક શાળાઓમાં થાય છે. કૉલેજોમાં પણ વ્યાખ્યાનપદ્ધતિનું પ્રમાણ હવે ઘટતું જાય છે; અને તેને બદલે વિદ્યાર્થી અને અધ્યાપકો મળી ચર્ચાઓ કરે, વિદ્યાર્થીઓ જાતે તૈયારી કરી વિષયો રજૂ કરે, નિબંધો લખે, સમાજમાં સીધી રીતે અથવા અન્યથા પરંતુ વર્ગની બહાર જઈને નિરીક્ષણ સંવાદ અને જાતઅનુભવ કરી માહિતી મેળવે, વગેરે રીતો દાખલ થઈ છે. અધ્યાપકો પોતે નોટ્સ વાંચી જઈ વર્ગમાં આવીને 'નોટ્સ' લખાવી દે અને વિદ્યાર્થીઓ તે ગોખીને પરીક્ષામાં પાસ થઈ

જાય એ પદ્ધતિ ત્યાં નજરે પડતી નથી. ત્યાં વિદ્યાર્થીએ જાતે મહેનત કરી ભણવાનુ હોય છે; અધ્યાપકોનું કામ તો મુખ્યત્વે નવી દિશાઓ સુઝાડવાનું, વિચારો રજૂ કરવાનું, રેફરન્સનાં પુસ્તકોની યાદી પૂરી પાડવાનું તથા પોતે શોધી કાઢેલા સિદ્ધાંતો રજૂ કરવાનું હોય છે. આથી પદવી લઈને નીકળનો વિદ્યાર્થી સ્વતંત્ર અભ્યાસ કરવાની ટેવવાળો બને છે. આપણા દેશમાં કોલેજોના શિક્ષણપદ્ધતિમાં આ દૃષ્ટિએ સુધારો થવાની જરૂર છે. માત્ર ભાષણો કરી જઈને અને 'નોટ્સ' લખાવી દઈને ભણાવવાની રીત અટકવી જોઈએ, અને વાંચન, ચર્ચા, વિચારણા તથા નિરીક્ષણ કરવાની જવાબદારી વિદ્યાર્થીઓ ઉપર વધારે ને વધારે મૂકતા જવુ જોઈએ. અધ્યાપકોએ તો માત્ર સ્વતંત્ર અભ્યાસ કરીને નવા નવા સિદ્ધાંતો તેમની પાસે રજૂ કરવાનું ધોરણ સ્વીકારવું જોઈએ. આમ બને તો જ આપણી કોલેજોમાંથી ખરેખરા સુશિક્ષિત પદવીધરો નીકળવા પામે.

**ઇતર પ્રવૃત્તિઓ**

શાળામાં તો માત્ર બૌદ્ધિક કેળવણી જ લેવાની હોય એ ખ્યાલ અમેરિકન કેળવણીનો નથી. વિદ્યાર્થીનો સર્વાંગી વિકાસ થાય અને પરિણામે સમાજમાં તે પોતાનું સ્થાન મેળવી લેવાની સંપૂર્ણ લાયકાત-વાળો બને એવો ઝોક ત્યાંની કેળવણીનો છે. આ સારુ ત્યાં દરેક સંસ્થામાં અનેક ઇતર પ્રવૃત્તિઓ ચાલ્યા કરે છે અને સંચાલકો તેને ઉત્તેજન આપે છે. દરેક વિદ્યાર્થીમાં કોઈ વિશિષ્ટ લાયકાત (ગુણ) સુપ્ત અથવા જાગૃત દશામાં પડેલી જ હોય છે; શાળાએ તેને અવકાશ આપવો જ જોઈએ. કોઈ વિદ્યાર્થી બૌદ્ધિક ક્ષેત્રમાં હોશિયાર હોય, કોઈ કલામાં નિપુણ હોય, કોઈ હાથકારીગરીમાં કુશળતા ધરાવતા હોય તો કોઈ વધારે પ્રમાણમાં વ્યાવહારિક આવડતવાળો નીકળે. આ બધા-ઓને પોતપોતાની બુદ્ધિ અને આવડત બતાવવાનો અવકાશ મળે તેવી અનેક ઇતર પ્રવૃત્તિઓ શાળાઓમાં ચાલ્યા કરે છે. વિદ્યાર્થીઓનાં મંડળો, સંઘો, સભાઓ વગેરે અનેક યોજનાઓ જુદા જુદા વિષયો

માટે જુદી જુદી રીતે યોગ્ય છે અને કેળવણીની દૃષ્ટિએ તેમ જ ભાવિ ધંધાની દૃષ્ટિએ તેનો અનેક રીતે ઉપયોગ થઈ શકે છે. આ બધું જાણવું આપણને ખૂબ રસદાયક થઈ પડે તેવું છે.

અમેરિકાની શાળાઓમાં ભણતરના જેટલું જ મહત્ત્વ આ ઇતર પ્રવૃત્તિઓને અપાય છે. એક મોટી હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ માટે સંઘટનાઓની આ પ્રકારની યોજના હતી:—

(૧) સાડ વિદ્યાર્થીઓનું ઑરકેસ્ટ્રા, (૨) કોરસ (૩) ચેંબર મ્યુઝિક ગ્રુપ, (૪) રસાયનશાસ્ત્રમંડળ, (૫) વિજ્ઞાનમંડળ, (૬) પ્રચલિત ઇતિહાસમંડળ, (૭) નાટ્યમંડળ, (૮) પરદેશી ભાષામંડળો, (૯) પ્રાચીન સંસ્કૃતિમંડળ (ગ્રીક અને રોમન), (૧૦) વ્યાયામમંડળ, (૧૧) ચારિત્ર્ય અને સ્વયંસેવામંડળ, (૧૨) જુવાન વકીલમંડળ, (૧૩) ગણિતમંડળ, (૧૪) બીજગણિતમંડળ, (૧૫) ઇતિહાસસંશોધનમંડળ, (૧૬) વૈદકમંડળ, (૧૭) ભૂગોળમંડળ, (૧૮) કુદરત અભ્યાસમંડળ, (૧૯) ચિત્રકલામંડળ, (૨૦) જાહેરખબર ચિત્રકારમંડળ, (૨૧) રેડિયો મંડળ, (૨૨) સહવિચાર મંડળ, (૨૩) નવલિકામંડળ, (૨૪) મુદ્રણકલામંડળ વગેરે.

આ દરેક મંડળને માર્ગદર્શન કરાવવા સારુ એક અથવા વધારે શિક્ષકોને યોજ્યા હોય છે. મંડળની સભા મળવાની જગ્યા અને સમય શાળા તરફથી નક્કી કરી દેવાય છે. શાળાનું જે કામ મંડળના કામની સાથે વેવારે લગતું હોય તેમાં વિદ્યાર્થીઓ મદદ કરે છે. કેટલાંક મંડળોના સભાસદ થવા સારુ અભ્યાસમાં ઊંચો દરજ્જો મેળવવો પડે છે. મંડળોના કામમાં ઊંચી જાતની લાયકાત બતાવનારાઓને શિષ્યવૃત્તિઓ મળે છે. આ શાળાનો અનુભવ એવો છે કે આ મંડળોમાં એકાદ બાબતમાં રસ ધરાવતો વિદ્યાર્થી ભવિષ્યમાં એ જ ધંધામાં પડે છે. મંડળોની પસંદગીમાં ગમે ત્યારે ફેરફાર કરવાની છૂટ હોય છે. અને સૌથી વધારે તો આ બધી પ્રવૃત્તિઓ ઐચ્છિક હોય છે.

હાલમાં અમેરિકાના કેળવણીકારોનો મત એવો થતો જાય છે કે

આજે વિદ્યાર્થીઓ આ ઇતર પ્રવૃત્તિઓ પર વિશેષ ધ્યાન આપે છે તેને બદલે બૌદ્ધિક અભ્યાસ તરફ તેમનું લક્ષ્ય વધારે જાય તેમ થવાની આવશ્યકતા છે. અતિશયતાનો વિચાર બાજુ પર મૂકી તપાસીએ તો ભાવિ જીવનની તૈયારીની દૃષ્ટિએ આ પ્રવૃત્તિઓથી વિદ્યાર્થીઓને સારો લાભ થાય છે. ન્યૂયૉર્કમા ક્લિંટન નામની એક મોટી શાળા છે. તેનો અનુભવ એવો છે કે આવી ઇતર પ્રવૃત્તિઓને લીધે વિદ્યાર્થીઓને પોતાના ભાવિ માર્ગની દિશા સૂઝે છે, અને ઘણુંખરું શાળામાં જે ઇતર પ્રવૃત્તિઓમાં પોતે પડતા હોય તેમાં જ આગળ જીવનમા પણ તેઓ પડે છે, અને એ રીતે કમાણીના માર્ગનો નિકાલ લાવે છે. આપણા દેશમાં પણ કેળવાયેલાની બેકારીના ઇલાજ તરીકે આવી ઇતર પ્રવૃત્તિઓને આપણે કઈ રીતે દાખલ કરી શકીએ તે વિચારી લેવુ જોઈએ.

**શાળા વિષે અભિમાન**

દરેક વિદ્યાર્થીને પોતાની શાળા અથવા વિદ્યાપીઠ વિષે અભિમાન જાગૃત રહે તેવા પ્રયત્નો સંચાલકો કરે છે. શાળામાં એકાદ વિશિષ્ટ પરંપરા ઊભી કરી તેના પાલનનો આગ્રહ રાખવામાં આવે છે. બેશક આ બાબતનો ખાસ તો મુખ્ય અધ્યાપક ઉપર અવલંબે છે. દરેક શાળાને પોતાનુ બાહ્યચિહ્ન, નિશાન અથવા પ્રતીક હોય છે. ખાસ જાતના વાવટાઓ, વિશિષ્ટ પોશાક અને જુદે જુદે વખતે ગાવાનાં ખાસ ગીતો પણ હોય છે. હરીફાઈઓ વખતે પોતાની મંડળીને ઉત્સાહિત કરવા માટેની વળી ખાસ બૂમો (yell) હોય છે.

મનરો નામની એક હાઈસ્કૂલનુ ગીત નમૂના દાખલ ટાંકુ છું:—

**Loyalty Song**

We're loyal to you, Monroe High,
We're loyal and true, Monroe High,
We'll back you to stand,
'Gainst the best in the land,

For we know you have sand, Monroe High!
Rah! Rah!
So break up their plays, Monroe High;
Go rushing ahead, Monroe High;
Our team is our fame protector—
On, boys, for we expect a victory from you,
Monroe High!

**કેળવણીમાં માનવતા**

અમેરિકાની કેળવણી, અભ્યાસક્રમ અને શિક્ષણપદ્ધતિઓ જોતાં એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે કે કેળવણીમાં મુખ્ય ભાર વ્યક્તિ ઉપર દેવામાં આવ્યો છે. બાળક અને વિદ્યાર્થી કેળવણીના વિચારમાં કેન્દ્રસ્થાને છે. તેનો વધારેમાં વધારે વિકાસ અને કલ્યાણ કેમ સધાય એ દૃષ્ટિએ જ કેળવણીની બધી પદ્ધતિઓ રચાય છે. એને સમાજની વચ્ચે જ જીવવાનું છે એ દૃષ્ટિએ તેની કેળવણી યોજાય છે. અમુક વિષયો ફરજિયાત ગણી એની ચક્કીમાંથી દરેકે પસાર થવું જ જોઈએ એવી લશ્કરી રીત ત્યાં નથી. ટૂંકમાં કહીએ તો ત્યાંની કેળવણીમાં માત્ર પાંડિત્ય નથી પરંતુ માનવતા છે.

## પ્રકરણ ચોથું
# ઔદ્યોગિક કેળવણી અને ભૌતિક ઉત્કર્ષ

**ઉત્કર્ષનું મૂળ**

પરદેશમાં ફરતાં ફરતાં હરકોઈ વિચારી હિંદીનું ધ્યાન તે દેશની ઉન્નતિનું મૂળ શામાં છે તે જાણવા તરફ સહેજે રહે છે. મહાયુદ્ધ પૂર્વે ઉદ્યોગોમાં સામાન્ય દરજ્જાનો ગણાતો અમેરિકા (યુ.એસ.એ.) આજે દુનિયામાં પહેલે નંબરે છે. અમેરિકાનો જમીનવિસ્તાર પુષ્કળ છે અને ખનિજ પણ મોટા પ્રમાણમાં મળે છે, માટે તેની

ઉન્નતિ થઈ એમ કહેવું વ્યાજબી નથી. જે કુદરતી સંપત્તિ આજે અમેરિકન લોકોના હાથમાં છે તે પૂર્વે રેડ ઇન્ડિયનો પાસે પણ હતી જ, છતાં તેઓ ભૌતિક સુધારામાં આગળ આવી શકયા નહોતા. અમેરિકા હસ્તગત કર્યા પછી લગભગ બસો અઢીસો વર્ષો સુધી અમેરિકન લોકો પણ ઉદ્યોગોમાં બહુ આગળ પડતો ભાગ લેતા થયા નહોતા, જોકે તેના ઉત્કર્ષનાં બીજ તેમણે વાવી દીધાં હતાં. તેમની ઔદ્યોગિક પ્રગતિની ઝડપ તો છેલ્લાં પીશપચીશ વર્ષોમાં જ વધી છે.

ઔદ્યોગિક વિકાસમાં આગળ વધેલા દુનિયાના બધા દેશોની ઉન્નતિની ખરી ચાવી તેમની કેળવણીની પ્રથામાં રહેલી છે. મહાયુદ્ધ પૂર્વે જર્મનીએ વિજ્ઞાન અને ઔદ્યોગિક કેળવણીમાં ઘણી પ્રગતિ સાધી હતી; તેની કેળવણીપદ્ધતિનું નિરીક્ષણ કરવા અનેક દેશોમાંથી પ્રતિનિધિઓ જર્મનીમાં આવતા. ઓગણીશમી સદીમાં ઔદ્યોગિક કેળવણીનું મંડાણ થયું તે સાથે જર્મનીની ઉન્નતિનાં બીજ રોપાયાં. એને જ બળે જર્મની હુન્નરઉદ્યોગમાં આગળ નીકળી આવ્યો. અમેરિકાએ પણ ૧૮૬૨ની સાલથી પોતાની કેળવણીમાં ઉદ્યોગો તરફ વિશેષ લક્ષ આપવું શરૂ કર્યું. ત્યારથી માંડીને અત્યાર સુધી ધીમે પરંતુ ચોક્કસ પગલે માધ્યમિક તેમ જ પ્રાથમિક ધંધાદારી કેળવણીની સંસ્થાઓ ત્યાં વધતી જ ચાલી છે. ઔદ્યોગિક ઉન્નતિ અને ધંધાદારી શિક્ષણનો વિકાસ બંને સાથે સાથે જ રહે છે. અમેરિકામાં ધંધાદારી કેળવણીની તેમ જ ઔદ્યોગિક વિકાસની બાબતમાં એમ જ બન્યું છે.

**એપ્રેન્ટીસ (ઉમેદવારી)પદ્ધતિનો અસ્ત**

અમેરિકામાં તેમ જ યુરોપમાં ઉચ્ચ ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓનો વિકાસ પહેલાં થયો, જ્યારે માધ્યમિક તથા પ્રાથમિક દરજ્જાની ધંધાદારી કેળવણીની સંસ્થાઓ પાછળથી થઈ છે. આમ બનવાનું એક એ કારણ છે કે જ્યાં સુધી ઉદ્યોગધંધામાં ઊતરતી કક્ષાનાં કામો સરલતાભર્યાં હતાં ત્યાં સુધી ઉમેદવારો રાખીને તે શીખવી શકાતાં. પરંતુ યાંત્રિક સુધારણામાં જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ ઊતરતા

દરજ્જાનાં કામોમાં પણ વધારે કુશળતાની જરૂર જણાવા લાગી; ખાસ તાલીમ લીધા વિના માત્ર ઉમેદવાર તરીકે શીખીને એ કામો બજાવવાનું અઘરું થઈ પડ્યું. આ કાળે વ્યવસ્થિત રીતે ચાલતી ધંધાદારી શાળાઓની માગણી વધી. આ પરિસ્થિતિને લીધે ઉચ્ચ ઔદ્યોગિક શિક્ષણ આપવાનો પ્રબંધ એકાદ સકાથી શરૂ થયો હોવા છતાં ઊતરતા દરજ્જાની ધંધાદારી કેળવણીની સંસ્થાઓની માગણી ને વિકાસ લગભગ બધા જ દેશોમાં પચીશપચાસ વર્ષથી જ થયા ગણાય. ઇંગ્લાંડની ધંધાદારી શિક્ષણશાળાઓનો વિકાસ પણ ૧૯૦૨ પછી થયો, ને અમેરિકામાં તો તે ૧૯૧૭ પછી થયો છે. બેશક તે પૂર્વે ક્યાંઈક ક્યાંઈક આવી શાળાઓ ચાલતી હતી, પણ દેશભરમાં રીતસરની આ જાતની ઔદ્યોગિક કેળવણીની શરૂઆત તો ત્યારથી જ થઈ છે.

**કેળવણીની સંસ્થાઓની સ્થિતિનિષ્ઠતા**

ઔદ્યોગિક કેળવણીના ઇતિહાસમાં એક બીજી બાબત પણ ધ્યાનમાં લેવા જેવી છે. કેળવણીની સંસ્થાઓની શરૂઆત બૌદ્ધિક કેળવણી આપવામાંથી થઈ છે. શરૂઆતની શાળાઓ ધર્મશાસ્ત્ર અને સાહિત્યનું જ શિક્ષણ આપતી, ધીમે ધીમે તેમાં કાયદો અને વૈદકશાસ્ત્રના વિષયોનો સમાવેશ થયો. પરંતુ સીધી રીતે ઉદ્યોગધંધા સાથે સંબંધ ધરાવતા વિષયો દાખલ કરતી વેળા બૌદ્ધિક કેળવણી આપતી સંસ્થાઓ સામાન્યતઃ વિરોધ દાખવતી માલૂમ પડી છે. કેળવણીનું ધોરણ ઊતરી જશે, હલકું થઈ જશે એવી દલીલ દરેક વખતે રજૂ કરવામાં આવે છે. છતાં આજે જુદા જુદા અનેક ઉદ્યોગધંધાઓએ વિદ્યાપીઠોના અભ્યાસક્રમમાં પણ પોતાનું સ્થાન મેળવી લીધું છે. જે વાત વિદ્યાપીઠોને લાગુ પડે તે જ હાઈસ્કૂલોને પણ લાગુ પડે છે. શરૂઆતમાં તો સાદી હાથની કેળવણી આપવાની બાબતમાં પણ તેમણે વિરોધ કર્યો પરંતુ આજે હવે ઉદ્યોગો તેમ જ ખેતીવાડીના વિષયો પણ હાઈસ્કૂલોના શિક્ષણક્રમમાં ઘૂસી ગયા છે. અમેરિકા અને રશિયાની માધ્યમિક શાળાઓએ આ બાબતમાં ખૂબ ઉદાર ધોરણ રાખ્યું છે.

બીજા દેશોની હાઈસ્કૂલોએ માત્ર હાથકારીગરીને જ શિક્ષણમાં થોડુંએક સ્થાન આપ્યું છે.

### ઉચ્ચ ઔદ્યોગિક કેળવણીનો પાયો

અમેરિકામાં ઉચ્ચ ઔદ્યોગિક કેળવણીની શરૂઆત ઓગણીશમી સદીમાં જ થઈ છે. ૧૮૨૫ની સાલ પછી જુદે જુદે ઠેકાણે પોલીટેકનિક ઇન્સ્ટીટ્યૂટ્સની સ્થાપના થઈ. શરૂઆતમાં આ શાળાઓમાં યંત્રશાસ્ત્રનું પ્રાથમિક શિક્ષણ મળતું; આગળ જતાં એ જ શાળાઓ એન્જીનિયરિંગ કૉલેજના રૂપમાં ફેરવાઈ ગઈ. ઓગણીશમી સદીના પૂર્વાર્ધમાં આવી સંસ્થાઓ ખાનગી અને નાના પાયા ઉપરની છૂટીછવાઈ પડી હતી. ઈ.સ. ૧૮૬૨ની સાલથી આ સંસ્થાઓનો સંઘટિત વિસ્તાર આખા દેશ પર પાથરી દેવામાં આવ્યો. આ વર્ષે મોરીલ એક્ટ નામે કાયદો મધ્યવર્તી સરકારે પસાર કર્યો. તે અનુસાર પ્રાંતિક સરકારો ખેતીવાડી તેમ જ યાંત્રિક શિક્ષણ આપનારી શાળાઓ કાઢે અને મધ્યવર્તી સરકાર તરફથી તેમને જમીન અને કાયમી ફંડની રકમો મદદ તરીકે મળે એમ ઠર્યું. આથી દરેક સંસ્થાનમાં ખેતીવાડી અને યંત્રશાળાનું ઉચ્ચ શિક્ષણ મળી શકે તેવી સગવડ થઈ. આમાંની કેટલીએક સંસ્થાઓએ ઘણી પ્રગતિ કરી છે, અને આજે તો તેઓ ઉચ્ચ દરજ્જાનું સંશોધનકાર્ય કરી રહી છે. કોર્નેલ વિદ્યાપીઠની ખેતીવાડી કૉલેજ આ દૃષ્ટિએ ખૂબ પ્રસિદ્ધ છે. અનેક દેશના વિદ્યાર્થીઓ ત્યાં ખેતીવાડીશાસ્ત્રની તાલીમ મેળવવા આજે આવે છે.

### માધ્યમિક ધંધાદારી કેળવણીની પ્રગતિ

સરકારી મદદને લીધે ઉચ્ચ ઔદ્યોગિક કેળવણીની સગવડ તો થઈ, પરંતુ માધ્યમિક ધંધાદારી કેળવણીની સગવડ જલદી ન થઈ શકી. તોપણ ખાનગી પ્રયત્નો અને સ્થાનિક સરકારની મદદને લઈને મેન્યુઅલ ટ્રેનિંગ સ્કૂલો ક્યાંઈક ક્યાંઈક સ્થપાઈ ખરી. યાંત્રિક ઉદ્યોગોમાં ખપ લાગે તેવી સામાન્ય તાલીમ આ શાળાઓમાં મળતી. વખત જતાં આ વિભાગનો સમાવેશ હાઈસ્કૂલના અભ્યાસક્રમમાં પણ થયો. અને

હાથકારીગરીની કેળવણી એ સામાન્ય સંસ્કારિતાની કેળવણીનો જ એક અંશ છે, એ વિચાર બૌદ્ધિક કેળવણી આપનારાઓએ આ શાળાઓમાંથી જ ઉપાડ્યો છે.

ઓગણીશમી સદીના અંત સુધી માધ્યમિક–પ્રાથમિક દરજ્જાની ધંધાદારી કેળવણીનો બહુ પ્રચાર નહોતો; ત્યાં સુધી એપ્રેન્ટીસ (ઉમેદવારી, પદ્ધતિ જ ચાલતી હતી. કોઈ કોઈ સ્થળે આ જાતની ખાનગી શાળાઓ માત્ર શરૂ થવા માંડી હતી. ખરું કહીએ તો આ જાતની કેળવણી આપવાની મુખ્ય શરૂઆત ખાનગી શિક્ષણસંસ્થાઓએ જ કરી છે, સરકારે તો પાછળથી માત્ર અનુકરણ કર્યું છે. ધંધાદારી કેળવણી આપવાનું કામ સરકારનું જ છે એવી ચળવળની ખરી શરૂઆત તો આમવર્ગે જ કરી, અને સરકારે પછી તેમાં સહાનુભૂતિપૂર્વક સહકાર આપ્યો. સને ૧૯૦૬માં " ઔદ્યોગિક શિક્ષણ પ્રચારની રાષ્ટ્રીય સભા ' ( નૅશનલ સોસાયટી ફોર ધી પ્રમોશન ઑફ ઇન્ડસ્ટ્રિયલ એજ્યુકેશન ) નામે એક મંડળ ઊભું થયું. આ મંડળના સભાસદો ઔદ્યોગિક, કેળવણી વિષયક અને રાજકીય વગેરે ઘણાં ક્ષેત્રોમાં કામ કરનારા હતા. આ સંસ્થાએ ધંધાદારી કેળવણી માટે સરકારી મદદ મળવી જોઈએ એવી ચળવળ જોસભેર ચલાવી અને આઠ વર્ષને અંતે ૧૯૧૪માં એ માટેની એક તપાસસમિતિની નિમણૂક કરાવી. યુરોપમાં આ જ અરસામાં મહાયુદ્ધની શરૂઆત થઈ. આ સમિતિએ કરેલી ભલામણો સરકારે મંજૂર રાખી ને તેનો એક કાયદો પસાર થયો. આ વખતે વુડ્રો વિલ્સન પ્રમુખ હતા. સ્મિથ હ્યુજીસને નામે ઓળખાતા આ કાયદા ઉપર તેમણે જ ૧૯૧૭માં સહી કરી. આ કાયદાને પરિણામે ધંધાદારી શિક્ષણસંસ્થાઓને ઘણું ઉત્તેજન મળ્યું. ગયાં વીસ વર્ષોમાં અમેરિકામાં ધંધાદારી કેળવણીનો વિસ્તાર પણ બહુ મોટા પ્રમાણમાં થયો છે. સ્મિથ હ્યુજીસ કાયદાનો અર્થ એ હતો કે ધંધાદારી કેળવણીના પ્રચાર સારુ પ્રાંતિક સરકારોને મધ્યવર્તી સરકારે ખર્ચની અરધોઅરધ મદદ આપવી; એટલે

ઔદ્યોગિક શિક્ષણની જવાબદારી મધ્યવર્તી સરકારે જ ઉપાડી લીધી એમ કહી શકાય. પ્રાંતિક સરકાર અને મધ્યવર્તી સરકારના સહકારને લઈને આજે દેશમાં સર્વ સ્થળે ઔદ્યોગિક શિક્ષણસંસ્થાઓનો બહોળો વિસ્તાર થયો છે. પણ આ બધું મહાયુદ્ધ પછીનાં વીશ વર્ષોમાં જ બન્યું છે એ આપણે ભૂલવું ન જોઈએ.

**સરકારની જવાબદારી અને લોકોનો સહકાર**

ઔદ્યોગિક તથા ધંધાદારી કેળવણી આપવાનું કામ સરકારે ઉપાડી લીધું છે તોપણ બીજી અનેક સંસ્થાઓ તરફથી આ પ્રકારની કેળવણી આપનારી શાળાઓ ચલાવવામાં આવે છે. શહેર અથવા તાલુકા કે જિલ્લાનાં મંડળોએ પોતપોતાની હદમાં ઉદ્યોગધંધાને મદદગાર થાય તેવી જાતની ધંધાદારી શાળાઓ કાઢી છે; પ્રાંતિક સરકાર તરફથી તેમને મદદ પણ મળે છે. કેટલીક શાળાઓ કારખાનાંવાળાઓએ પોતાનાં કારખાનાંઓને અંગે પણ કાઢી છે. આવી શરૂઆત પહેલવહેલી ૧૮૭૨ માં 'હો ઍન્ડ કંપની' એ કરી હતી. આજે બધાં મોટાં મોટાં કારખાનાંઓને પોતાની સ્વતંત્ર ધંધાદારી શાળાઓ છે. વેસ્ટર્ન ઇલેક્ટ્રિક, ગુડ ઇયર ટાયર્સ, ફોર્ડ કંપની, લીનો ટાઈપ કંપની, કાર્નેગી સ્ટીલ કંપની, વગેરે કારખાનાંઓની શાળાઓ તો બહુ ઊંચા દરજ્જાની છે.

કેટલીએક શાળાઓ ખાનગી વ્યક્તિઓ અથવા સંસ્થાઓ તરફથી ચાલે છે. વેપારી કેળવણી આપનારી અનેક શાળાઓ ખાનગી છે. કેટલીએક ખાનગી વિદ્યાપીઠો પણ પોતા તરફથી ઔદ્યોગિક કેળવણીની અનેક શાળાઓ ચલાવે છે. કેટલીએક ધંધાદારી શાળાઓ સ્થાનિક ગ્રામસભા, કારખાનાંવાળા અને કામદારસંઘ ત્રણેના સહકારથી ચાલે છે. ન્યૂયૉર્કમાં આવી એક ઉત્તમ દરજ્જાની મુદ્રણશાળા છે.

ટૂંકામાં અમેરિકાની ધંધાદારી કેળવણી માત્ર સરકાર અથવા માત્ર જાહેર જનતા ઉપર જ નભે છે એવું નથી. મુખ્ય જવાબદારી મધ્યવર્તી પ્રાંતિક સરકારે પોતાને માથે રાખી છે; તોપણ સ્થાનિક ગ્રામસભાઓ, જિલ્લા–તાલુકા સભાઓ, કારખાનાંવાળાઓ, કામદારસંઘો,

વિદ્યાપીઠો અને ખાનગી સંસ્થાઓ અથવા વ્યક્તિઓ, એ બધાંએ પોતપોતાનો ફાળો આપીને આ અંગ ખીલવ્યું છે અને ચલાવે છે.

**આદ્યોગિક સંસ્થાઓનું વર્ગીકરણ**

ઔદ્યોગિક શિક્ષણસંસ્થાઓનું વર્ગીકરણ બે રીતે થઈ શકે. જો સમયની દૃષ્ટિએ તપાસીએ તો આખો વખત અને અરધો વખત ભણવાની શાળાઓ એવા વર્ગો પડી શકે; કેળવણીની દૃષ્ટિએ જોઈએ તો ઉચ્ચ, માધ્યમિક અને પ્રાથમિક એ રીતે એક બીજું પણ વર્ગીકરણ થઈ શકે.

બૌદ્ધિક કેળવણી પ્રમાણે ઔદ્યોગિક કેળવણીની પણ ત્રણ કક્ષાની શાળાઓ છે. વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિ અને લાંબા સમય સુધી અભ્યાસ ચાલુ રાખવાની તેમની તૈયારીને ધ્યાનમાં રાખીને આ ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. ચૌદ વર્ષની ઉમર સુધીની આઠ વર્ષની ફરજિયાત પ્રાથમિક કેળવણી લીધા પછી જે વિદ્યાર્થીઓને તુરત કમાવાની ઇચ્છા હોય તેમને સારુ પ્રાથમિક કક્ષાની ઉદ્યોગશાળાઓ છે; જેમને ફરજિયાત કેળવણીનો કાળ પૂરો કર્યા પછી પણ બીજાં ચારપાંચ વર્ષો ભણવાની ઇચ્છા હોય તેમને સારુ હાઈસ્કૂલની કક્ષાની માધ્યમિક શાળાઓ છે, તથા બૌદ્ધિક અથવા ઔદ્યોગિક હાઈસ્કૂલની કેળવણી પૂરી કર્યા પછી જેમને ધંધાની તાલીમ લેવાની ઇચ્છા હોય તેમને સારુ વિદ્યાપીઠ અથવા ટેકનોલોજીકલ ઇન્સ્ટીટ્યૂટસમાં ઉચ્ચ દરજ્જાનું શિક્ષણ મળવાની પણ વ્યવસ્થા છે. બેશક ઉચ્ચ કક્ષાનું શિક્ષણ લેનારાઓની બુદ્ધિશક્તિ પણ તે પ્રમાણમાં ઉચ્ચ દરજ્જાની તો હોવી જ જોઈએ. આ રીતે જુદી જુદી ઉંમરના અને બુદ્ધિશક્તિવાળા પ્રત્યેક નાગરિકને ધંધાદારી કેળવણી મળે તેવી અનુકૂળતા છે.

વળી લડાઈમાં અથવા કોઈ યાંત્રિક કામ કરતાં શરીરનો કોઈ અવયવ નાશ પામે અને તે કારણે અગાઉનો ધંધો કરવાને માણસ અસમર્થ નીવડે તો તેને પોતાની શક્તિ અને લાયકાત મુજબનો બીજો ધંધો શીખવી દેવાની જવાબદારી સરકારને માથે છે. સને ૧૯૨૦

માં પાસ થયેલા 'સિવિલિયન વોકેશનલ રીહેબીલીટેશન એક્ટ' અનુસાર આવી કેળવણી આપનારી ખાસ સંસ્થાઓ યોજવામાં આવી છે.

**વિદ્યાપીઠોની લોકસંગ્રહવૃત્તિ**

અમેરિકન વિદ્યાપીઠોની કેળવણીમાં કાયદા, વૈદક, એન્જીનિયરિંગ, ખેતીવાડી વગેરે ચાલુ ધંધાઓ ઉપરાંત બીજા અનેક ધંધાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. માત્ર બૌદ્ધિક વિષયોની જ કેળવણી આપીને ન અટકી જતાં સમાજને ઉપયોગી ઔદ્યોગિક વિષયોનો સમાવેશ પણ પોતાની કેળવણીમાં કરવાનું ધોરણ અમેરિકાની વિદ્યાપીઠોએ પહેલેથી જ વિચારપૂર્વક સ્વીકારેલુ છે. આ કારણે યુરોપની વિદ્યાપીઠો તેમનો ઉપહાસ પણ કરે છે અને તેના પડઘા આપણા દેશમા પણ પડે છે. દરેક દેશની કેળવણી જોતા વખતે એક વિશિષ્ટ દૃષ્ટિકોણ રાખવાની જરૂર હોય છે, અને એ દૃષ્ટિબિંદુએ જ તે જોવી જોઈએ. વિદ્યાપીઠો લોકોએ જ ભરેલા કરના પૈસામાંથી ચાલે છે માટે તેમનું શિક્ષણ પણ સીધી રીતે સામાન્ય જનતાને ઉપયોગી થાય તેવુ જ જોઈએ, ઉચ્ચ કેળવણીને પરિણામે સામાજિક જીવનમા પણ સુધારણા આવવી જોઈએ અને એકંદરે આમવર્ગમાં સરકારિતાનું પ્રમાણ વધવુ જોઈએ, એ અમેરિકન કેળવણીનો સિદ્ધાંત છે. ઇલીનોઇ વિદ્યાપીઠના કુલગુરુ એન્ડ્ર્યુ સ્લોન ડ્રેપરે ૧૯૦૪માં સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે "દુનિયાની અન્ય વિદ્યાપીઠોનું અનુકરણ કરવાને બદલે અમેરિકાની વિદ્યાપીઠોએ અમેરિકન પ્રજાનું જીવન અને ઉદ્યોગધંધા તરફ જ વળવુ જોઈએ. બધા ધંધાઓ અને ઉદ્યોગોને વિદ્યાપીઠોએ મદદ કરવી જોઈએ. શાસ્ત્રીય શોધખોળનાં સુફળો ઝૂંપડે ઝૂંપડે પહોંચાડવાનુ કામ વિદ્યાપીઠોનું છે. સમાજના રોજના જીવનમાં શાસ્ત્રીય સિદ્ધાંતો પરોવી દઈને આરોગ્યદાયી ઘરો, સુંદર રસ્તાઓ, સાધનસંપન્ન ખેતરો, સુરક્ષિત વાહનો તથા કરકસરથી સુખશાંતિમાં રહી શકાય તેવાં શહેરો નિર્માણ કરવાનું કામ વિદ્યાપીઠોનુ છે." આ તત્ત્વને અનુસરીને અમેરિકન વિદ્યાપીઠો પોતાનુ કાર્ય કરે છે. ખરેખર સમા-

-જનું જીવન સુખી કરવામાં અમેરિકાની વિદ્યાપીઠોએ સારો ફાળો આપ્યો છે. બીજી વિદ્યાપીઠોમાં શીખવાતા સાહિત્ય, કાયદો, વૈદકશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્રો વગેરે વિષયો તો અમેરિકાની વિદ્યાપીઠોમાં શીખવાય જ છે; ઉપરાંત બીજી અનેક ઔદ્યોગિક શાખાઓની કેળવણી વિદ્યાપીઠોમાં અપાય છે. ન્યૂયૉર્ક સંસ્થાનમાં આવેલી કોલંબિયા અને ન્યૂયૉર્ક વિદ્યાપીઠોમાં સાહિત્ય, કાયદો, વૈદકશાસ્ત્ર ઇત્યાદિ સામાન્ય વિષયો ઉપરાંત નીચે જણાવેલા બીજા જે વિષયો અભ્યાસક્રમમાં શીખવાય છે તે ઉપરથી આનો ખ્યાલ આવી શકશે.

કોલંબિયા વિદ્યાપીઠઃ—વાસ્તુશિલ્પકલા, વેપાર, પત્રકારિત્વ, ગ્રંથાલયશાસ્ત્ર, ઔષધિશાસ્ત્ર, દંતવૈદક, સાર્વજનિક આરોગ્ય, ઔદ્યોગિક શિક્ષણશાસ્ત્ર, આરોગ્યશિક્ષણશાસ્ત્ર વગેરે.

ન્યૂયૉર્ક વિદ્યાપીઠઃ—ચિત્રકલા, મૂર્તિકલા, વેપાર, પત્રકારિત્વ, રીઅલ એસ્ટેટ વગેરે.

### માધ્યમિક (ઔદ્યોગિક) કેળવણીની સંસ્થાઓ

વિદ્યાપીઠ અને ટેકનિકલ ઇન્સ્ટીટ્યૂટોથી ઊતરતી સંસ્થાઓ તે માધ્યમિક કોટિની ને પૂરો વખત અભ્યાસ કરાવનારી સંસ્થાઓ છે. ૧૯૧૭ની સાલ પછી સ્થપાયેલાં ઔદ્યોગિક વિદ્યાલયો આ વર્ગમાં આવે છે. એને 'પૂર્ણકાળ ધંધાદારી શિક્ષણશાળાઓ' (ઓલ-ડે વોકેશનલ સ્કૂલ્સ) કહે છે. જે વિશિષ્ટ ધંધાનું શિક્ષણ તે આપતી હોય તે મુજબ તે ખેતીવાડી વિદ્યાલય, વેપારી વિદ્યાલય, અથવા ઔદ્યોગિક વિદ્યાલય એમ જુદે જુદે નામે ઓળખાય છે. માધ્યમિક તેમ જ પ્રાથમિક વર્ગનાં બધાં વિદ્યાલયોના વિષયે પ્રમાણે ચાર વિભાગ થઈ શકે છેઃ (૧) ખેતીવાડી, (૨) વેપાર, (૩) ગૃહવિજ્ઞાન અને (૪) ઔદ્યોગિક. આમાં અનેક પેટાવિભાગો છે.

આખો વખત શિક્ષણ આપનારી શાળાઓનો અભ્યાસક્રમ ચાર વર્ષનો હોય છે. પ્રાથમિક શાળામાં આઠ વર્ષ ભણ્યા પછી ચૌદમે વર્ષે છોકરા-છોકરીઓ આ શાળામાં દાખલ થાય છે. તાત્ત્વિક તેમ જ

વ્યવહારાત્મક શિક્ષણ શાળામાં જ અપાય છે. વિદ્યાલયનો અભ્યાસ પૂરો કર્યા પછી જેમને એ વિષયની કૉલેજોમાં દાખલ થવાની ઇચ્છા હોય તેમને થોડા વધારે વિષયોનો અભ્યાસ કરવાનો હોય છે. ખેતીવાડી વિદ્યાલયમાંથી તેની કૉલેજમાં, વેપારી વિદ્યાલયમાંથી વેપારી કૉલેજમાં અને મિકેનિકલ સ્કૂલમાંથી એન્જીનિયરિંગ કૉલેજમાં દાખલ થવાય છે. વિદ્યાલયોમાં ઔદ્યોગિક અભ્યાસ કરનારાઓને પણ અમેરિકામાં કૉલેજનુ શિક્ષણ મેળવવાની સગવડ છે, એ આપણે ધ્યાનમા રાખવા જેવુ છે. આ યોજનાથી મહત્ત્વાકાંક્ષી વિદ્યાર્થી માધ્યમિક ધંધાદારી શાળામાંથી ઉચ્ચ ઔદ્યોગિક શિક્ષણ લેવા વિદ્યાપીઠમાં જઈ શકે છે.

**અરધો વખત ભણાવતી ધંધાદારી શાળાઓ**

ઔદ્યોગિક વિદ્યાલયોનો ત્રીજો પ્રકાર અરધો વખત ભણાવતી ધંધાદારી શાળાઓ (પાર્ટ–ટાઇમ વોકેશનલ સ્કૂલ્સ) તથા સહકારી ધંધાદારી શાળાઓ (કોઓપરેટીવ વોકેશનલ સ્કૂલ્સ) નો છે. આવી શાળાઓમાં અરધો વખત ભણવાનું ને બાકીનો અરધો વખત કોઈ કારખાનામા કામ કરવા જવાનું હોય છે. શાળામાં ભણાવાતા વિષયોનો જ પ્રત્યક્ષ અનુભવ કારખાનામાં અપાય છે, શાળામાં તો તેનો તાત્ત્વિક શાસ્ત્રીય અભ્યાસ જ કરાવવામાં આવે છે. આ રીતે જ્ઞાન (શાસ્ત્રીય) અને અનુભવનો સુમેળ સધાય છે ને શિક્ષણ પૂરુ થયા પછી અનુભવ લેવાની જરૂરિયાત રહેતી નથી. શાળાઓને સામેથી એ લાભ છે કે તેમને મોટા પ્રમાણમા સાધનો વગેરે વસાવવાં પડતાં નથી.

આવી શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને કારખાનાના માલિકો ભણવાની અનુકૂળતા કરી આપવાને બદલે માત્ર કામ કઢાવી ન લે તેની દેખરેખ રાખવા માટે ખાસ અધિકારીઓ નિમાય છે. વિદ્યાર્થીને અમુક કારખાનામાં અભ્યાસ કરવાનું મળતુ નથી એમ જણાતાં તેને બીજા કારખાનામાં ફેરવી નાખવામાં આવે છે. ઉદ્યોગો અને શિક્ષણક્રમનો સમન્વય સધાતો રહે તે માટે શાળાના મુખ્ય આચાર્ય તથા કારખાનાંના માલિકોના પ્રતિનિધિઓનું એક સલાહકારમંડળ નિમાય

છે, તેનુ કામ આવી શાળાઓ ઉપર દેખરેખ રાખવાનું છે. સ્થાનિક સરકારનું પીઠબળ આ શાળાઓને હોવાથી આ જાતની શિક્ષણપદ્ધતિ સફળ રીતે ચલાવી શકાય છે. વિદ્યાર્થીઓને કારખાનાંમાં કામ કરવા બદલ થોડાઘણા પૈસા પણ મળે છે.

આવી ઘણી સગવડોને કારણે અમેરિકામાં અરધો વખત ભણાવની ધંધાદારી શાળાઓ વધારે લોકપ્રિય થતી જાય છે. પૂરો વખત ભણાવતી ધંધાદારી શાળાઓ કરતાં પણ આવી જાતની શાળાઓની સંખ્યા આજે વધતા પ્રમાણમાં છે કારખાનાઓનો અને કેળવણી ખાતાનો સારો સહકાર હોયતો આવી શાળાઓ સુંદર ચાલી શકે.

**ઔદ્યોગિક હાઈસ્કૂલો**

માધ્યમિક કક્ષાનું ઔદ્યોગિક શિક્ષણ આપનારી શાળાઓના ત્રીજા પ્રકારમાં જે હાઈસ્કૂલો પોતાના અભ્યાસની સાથે ધંધાદારી કેળવણી આપે છે તેમનો સમાવેશ થાય છે. અમેરિકન હાઈસ્કૂલોમાં બૌદ્ધિક કેળવણીની સાથેસાથ વેપારી, ખેતીવાડી, ગૃહવિજ્ઞાન તેમ જ યાંત્રિક ઉદ્યોગો વગેરે બીજા વિષયો શીખવાય છે. હાઈસ્કૂલોના ફરજિયાત વિષયો ઉપરાંત મરજિયાત વિષયોમાં ઔદ્યોગિક શિક્ષણના વિષયો પસંદ કરી શકાય છે, ને હાઈસ્કૂલનુ શિક્ષણ પૂરું કર્યા પછી આગળ એન્જીનિયરિંગ, ખેતીવાડી, વેપાર, અથવા બીજા વિષયોની કૉલેજમાં દાખલ થઈ શકાય છે. શહેરોમાં મોટે ભાગે વેપારી અને ઔદ્યોગિક હાઈસ્કૂલો છે, અને ગામડાંઓમાં ખેતીવાડી વિભાગવાળી હાઈસ્કૂલો હોય છે. આવી શાળાઓમાં બૌદ્ધિક તથા ઔદ્યોગિક બન્ને પ્રકારની કેળવણીનો લાભ અનેક વિદ્યાર્થીઓ લઈ રહ્યા છે. ઘણી ખરી શાળાઓમાં મોટર વર્કશોપ, સુતારીકામ, યાન્ત્રિકકામ, મુદ્રણકલા, વેપારશાસ્ત્ર, ગૃહવિજ્ઞાન, વેપારી ચિત્રકલા વગેરે જાતના વિષયો ભણાવવાની સગવડ હોય છે. અંગ્રેજી, ઇતિહાસ, વિજ્ઞાન અને શારીરિક કેળવણી એટલા વિષયો ફરજિયાત હોય છે, ને ઉદ્યોગના વિષયો મરજી અનુસાર પસંદ કરી શકાય છે.

**પુરવણી શાળા તથા રાત્રિશાળાઓ**

ઉપર ગણાવી તે સિવાયની બીજી બે જાતની શાળાઓ છે. આવી શાળાઓમાં દિવસે અથવા રાત્રે નવરાશના વખતમાં થોડો વખત ધંધાદારી કેળવણી મળે છે અને બાકીનો બધો વખત વિદ્યાર્થી કારખાનામાં અથવા બીજે ગમે ત્યાં કમાણી કરી શકે છે.

ચૌદ વર્ષની ઉમરે ફરજિયાત કેળવણી પૂરી કર્યા પછી આગળ અભ્યાસ કરવાને બદલે ધંધે ચડતા વિદ્યાર્થીઓ સારુ આ પુરવણી શાળાઓ (કંટિન્યૂએશન સ્કૂલ્સ) છે સોળ અથવા અઢાર વર્ષની ઉંમર પૂરી થતાં સુધી આવી શાળાઓમાં આખા અઠવાડિયામાંથી આઠથી નવ કલાક ભણવાનું તેમને ફરજિયાત છે વિદ્યાર્થી પોતે જે ધંધો કરતો હોય તેને મદદરૂપ થાય તેવો અથવા સામાન્ય જ્ઞાન મળે તેવો અભ્યાસક્રમ આ શાળાઓમાં રખાય છે. અડતાળીશ સંસ્થાનો-માંથી સત્તાવીશ સંસ્થાનોમાં આ ભણતર ફરજિયાત છે.

આવી બીજી જાત તે રાત્રિશાળાઓ (ઇવનિંગ સ્કૂલ્સ)ની છે. આ શાળાઓ પ્રૌઢ કામદારો માટે છે. કામદારલોકો દિવસે જે ધંધામાં કામે જાય છે તે જ ધંધાનું ઉચ્ચ શિક્ષણ મેળવવા અર્થે તેઓ આવી રાત્રિશાળાઓમાં જાય છે. દિવસે કામનો પ્રત્યક્ષ અનુભવ મળ્યા કરે છે તેથી આ રાત્રિશાળાઓમાં તાત્ત્વિક અભ્યાસ ઉપર વધારે ભાર અપાય છે. આ શિક્ષણ મરજિયાત છે.

જે સ્થાને બીજી ધંધાદારી કેળવણી આપનારી સંસ્થાઓ હોય છે ત્યાં જ આ પુરવણી શાળાઓ અથવા રાત્રિશાળાઓ રાત્રિના ભાગમાં ચાલે છે. કેટલીએક શાળાઓને પોતાનાં સ્વતંત્ર મકાનો પણ છે, પરંતુ સામાન્ય રીતે ઔદ્યોગિક કેળવણી આપનારી શાળા-ઓનો દિવસે અને રાત્રે બંને વખત ઉપયોગ કરાય છે. આને લીધે એ જ સાધનોનો વધારેમાં વધારે વખત ક્રમમાં લઈ શકાય છે.

આ સિવાય બીજા પણ અનેક માર્ગો દ્વારા ધંધાદારી કેળવણી મળે છે. ટપાલ દ્વારા અભ્યાસક્રમ મોકલીને, રેડિયો દ્વારા વ્યાખ્યાનો

આપીને, ખાસ વ્યાખ્યાનમાળાઓ અથવા તો ફરતા શિક્ષકો ગોઠવીને, એમ અનેક રીતે ધધાદારી શિક્ષણનો અભ્યાસ સર્વસાધારણ લોકો કેમ વધારે કરી શકે તેવી યોજનાઓ થયા જ કરે છે

**ખેતીવાડીનું શિક્ષણ**

ઔદ્યોગિક કેળવણીના મુખ્ય ચાર અગોમા ખેતીવાડીનુ શિક્ષણ એ મુખ્ય અગ છે અમેરિકા ખેતીપ્રધાન દેશ હોવાથી ખેતીવાડી—વિજ્ઞાનને પ્રધાન સ્થાન અપાય છે આ વિભાગમા ઉચ્ચ, માધ્યમિક તથા પ્રાથમિક ત્રણે દરજ્જાનુ શિક્ષણ મળે છે દશ વર્ષમા આ કેળવણીમા થયેલી પ્રગતિ નીચેના આકડાઓ પરથી જોઈ શકાય છે —

| સાલ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૧૮ | ૬૦૯ | ૧૫,૪૫૦ |
| ૧૯૨૯ | ૬૫૩૩ | ૧,૬૮,૧૪૪ |

ખેતીવાડી વિદ્યાલયોમા અરધો દિવસ ભણવાનુ અને અરધો દિવસ જાતે કામ કરવાનુ હોય છે, અને પાઠ્યપુસ્તકોના અભ્યાસ કરતા પ્રત્યક્ષ પ્રયોગો અને જાતઅનુભવ ઉપર વધારે ભાર અપાય છે

**યાંત્રિક કેળવણી**

યાંત્રિક કેળવણી વિભાગમા અનેક વિષયો સમાઈ જાય છે યત્રની સહાયથી બની શકે તેવા નાના નાના ધધાઓનો આમા સમાવેશ થાય છે ઘણીખરી હાઈસ્કૂલોમા આ વિષયો ભણાવવાની સગવડ હોય છે સિવાય સ્વતત્ર ધધાદારી શાળાઓ હોય છે તે જુદુ. ૧૯૧૭ની સાલથી સરકારી મદદ મળવા માડ્યા પછી શાળાઓ તથા વિદ્યાર્થીઓની સખ્યા ઝપાટાબધ વધી છે ૧૯૧૮મા આવી શાળાઓમા માત્ર દોઢ લાખ વિદ્યાર્થીઓ ભણતા હતા, તે સખ્યા દશ વર્ષના ગાળામા છ લાખ ઉપર પહોચી ગઈ છે

**ગૃહવિજ્ઞાનની કેળવણી**

ખેતીવાડી અને ઉદ્યોગોની કેળવણી તરફ અમેરિકાનુ જેટલુ ધ્યાન છે તેટલુ જ ગૃહજીવનના ઉદ્યોગો તરફ પણ તેનુ ધ્યાન છે તે તુરત

દેખાઈ આવે છે. આ કેળવણીનો ઉદ્દેશ બેવડો છે. ઘરે જાતે બધું કામ પતાવતી સ્ત્રીઓને ગૃહસંસારનું શાસ્ત્રીય જ્ઞાન આપીને અમેરિકાનું ગૃહજીવન સુધારવાનો એક ઉદ્દેશ છે, તે સાથે કમાણીના સાધન તરીકે કુટુંબોમાં અથવા વેપારી સંસ્થાઓમાં ધંધો કરતી સ્ત્રીઓને પણ તે વિષયનું શાસ્ત્રીય જ્ઞાન મળે તે આનો બીજો પણ ઉદ્દેશ છે. રાંધવું, પીરસવું, રસોડાને લગતાં યાંત્રિક સાહિત્યો વાપરવાં, ખોરાકમાં પોષક દ્રવ્યોનું પ્રમાણ, ગૃહશણગાર વગેરે અનેક વિષયોનો આ શિક્ષણમાં સમાવેશ થાય છે. શાળા–કૉલેજના અભ્યાસક્રમમાં આ વિષય દાખલ થયો તે પહેલાં બૌદ્ધિક કેળવણીના ખેરખાંઓએ તેનો ખૂબ વિરોધ કરેલો. આથી શરૂઆતમાં આ જાતની ખાનગી શાળાઓ જ શરૂ થઈ. ૧૮૭૪માં જ્યૂલિયેટ કાર્સન નામની એક બાઈએ પહેલવહેલું સ્વયંપાકશાસ્ત્ર વિદ્યાલય ( કૂકીંગ સ્કૂલ ) શરૂ કર્યું. ત્યાર પછી ઇલીનોય અને કેન્સાસ સંસ્થાનનાં વિદ્યાપીઠોએ ગૃહવિજ્ઞાન ( ડોમેસ્ટિક સાયન્સ ) ના અભ્યાસક્રમો દાખલ કર્યા. ૧૯૧૭ પછી આ વિષયોનો ખૂબ પ્રચાર થયો. આજે ઘણી ખરી હાઈસ્કૂલોમાં આ વિષયોનું શિક્ષણ અપાય છે. અમેરિકાનું ગૃહજીવન સુખી કરવાનું શ્રેય મુખ્યત્વે આ શિક્ષણને આપવું જોઈએ.

**ચૂલા સુધી પહોંચેલો ભૌતિક સુધારો**

અમેરિકાએ સાધેલ ભૌતિક સુધારાનું દર્શન કારખાનાં તેમ જ રસોડાં બન્ને સ્થળે થાય છે. એનું કારણ શાસ્ત્રીય જ્ઞાનને ગૃહજીવનમાં કામે લગાડવાની વૃત્તિ કેળવણીએ ઊભી કરી તે છે. આપણા હિંદુસ્તાનમાં આથી ઊલટી દશા છે. આપણે ત્યાં કોઈ કારખાનામાં કે પ્રયોગશાળામાં છેક અદ્યતન યંત્રસામગ્રી હશે, પરંતુ ગૃહજીવન જોઈશું તો આપણે જાણે પથ્થરયુગ (સ્ટોન એઈજ)માં જીવતા હોઈએ એવું જણાશે. આનું કારણ આપણી કેળવણીમાં જીવનની રોજની બાબતો પરત્વે રખાતી ઉપેક્ષા છે. આજ સુધીના અનેક દેશોના અનુભવોનો લાભ લઈ આપણે આપણી કેળવણીમાં બૌદ્ધિક ને વ્યાવહારિક જીવ-

નનો સમન્વય કેમ સાધવો તે નક્કી કરવું જોઈએ.

**વેપારી શિક્ષણ**

ઔદ્યોગિક કેળવણીનું ચોથું અંગ વેપારી શિક્ષણ છે. આ અંગનો વધારે વિસ્તાર તો ગઈ સદીના ઉત્તરાર્ધથી થયો છે. સરકારી મદદ સારુ બેસી ન રહેતાં ખાનગી વ્યક્તિ અને સંસ્થાઓએ વેપારી શિક્ષણની અનેક શાળાઓ ઉઘાડી છે. ૧૮૫૦ થી ૧૮૯૦ સુધી ખાનગી શિક્ષણ-સંસ્થાઓએ વેપારી શિક્ષણની બાબતમાં સારો ફાળો આપ્યો છે. ત્યાર પછી આ શિક્ષણને વિદ્યાપીઠ અને હાઈસ્કૂલોમાં સ્થાન મળ્યું. શિક્ષણ-સંસ્થાઓ કેવી રૂઢિચુસ્ત હોય છે તેનું આ એક ઉદાહરણ છે. ખાનગી સંસ્થાઓ આગેવાની લઈ અમુક વિષયને કેળવણીની દૃષ્ટિએ બરાબર ગોઠવીને તૈયાર કરે પછી વિદ્યાપીઠો તેનો સ્વીકાર કરે છે. પોતે કોઈ નવા વિષયના શિક્ષણમાં આગેવાની લેતી નથી. ૧૯૦૦ની સાલમાં વેપારી શિક્ષણની હાઈસ્કૂલો ઊઘડી અને ૧૯૦૮માં હાર્વર્ડ વિદ્યાપીઠે આ વિષયને પોતાના અભ્યાસક્રમમાં દાખલ કર્યો. આજે અમેરિકામાં કેળવણીના વિષયોમાં વેપારી શિક્ષણ બહુ લોકપ્રિય અંગ છે. આંકડાઓ બતાવે છે કે હાઈસ્કૂલના વિદ્યાર્થીઓમાંથી સેંકડે ૩૦ થી ૩૫ ટકા વિદ્યાર્થીઓ આ વેપારી શિક્ષણનો વિષય પસંદ કરે છે; કોઈ કોઈ ઠેકાણે તો તે પ્રમાણ ૬૦ ટકા સુધી પહોંચે છે.

પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ એમ ત્રણે કોટિનાં વ્યાપારી વિદ્યાલયો છે. તેમાં સાધનોની સગવડ સારી હોય છે. બનતાં સુધી વેપારી લત્તામાં આ શાળાઓનાં મકાનો હોય છે. કાર્યાલયના કામમા ઉપયોગી ગણાતી બધી યંત્રસામગ્રી શાળાઓમાં વસાવાય છે. હિસાબો કરવા, લખવું (ડિક્ટાફોનથી), બોલવું અને સાંભળવું, નોંધ રાખવી, નકલો કરવી વગેરે અનેક કામોમાં અમેરિકામાં યંત્રોનો ઉપયોગ છૂટથી થાય

**શાળા મારફત ધંધો મળવાની સગવડ**

ઔદ્યોગિક શાળામાં પૂરું ભણેલા વિદ્યાર્થીને ધંધો અથવા નોકરી મેળવી આપવા માટે શાળામાં એક ખાતું ખોલી તે દ્વારા ગોઠવણ (ફોલોઅપ એન્ડ પ્લેસમેન્ટ) કરવામાં આવે છે. આ ખાતાને અનેક કારખાનાઓ તથા પેઢીઓ સાથે સંબંધ હોય છે, તેમ તેની પાસે અભ્યાસ પૂરો કરી નીકળેલા વિદ્યાર્થીઓની યાદી પણ હોય છે; આથી વિદ્યાર્થીઓને યોગ્ય કામગરી મેળવી આપવામાં શાળા મદદ કરી શકે છે. ઉપરાંત કામે લાગ્યા પછી પણ થોડાએક વર્ષો સુધી તેમનું ત્યાં કેમ ચાલે છે તેની તપાસ શાળા તરફથી થયા કરે છે. વિદ્યાર્થીઓને પૂરું ભણાવવાની ને પછી પણ બનતાં સુધી તેમને ધંધે લગાડી સમાજમાં ગોઠવી દેવાની બેવડી જવાબદારી શાળાએ સ્વીકારી છે; આનો બીજો લાભ એ પણ છે કે સમાજમાં પોતાની શાળાના વિદ્યાર્થીઓની માગ કેટલી છે, તેમ જ તેને અંગે શિક્ષણક્રમમાં શી શી સુધારણા કરવાની આવશ્યકતા છે તે શાળાઓને જાણવાનું મળે છે. આ રીતે સમાજની માગણી અને શાળાનું શિક્ષણ બંનેનો સમન્વય રહ્યા કરે છે.

**ઔદ્યોગિક કેળવણીના સિદ્ધાંતો અને માન્યતાઓ**

અમેરિકાની ઔદ્યોગિક કેળવણી પાછળ કેટલાક વિશિષ્ટ સિદ્ધાંતો રહેલા છે. તેનો પૂરો ખ્યાલ આવે તો અમેરિકાની ઔદ્યોગિક કેળવણીનું રહસ્ય તુરત સમજાય.

દેશનો પ્રત્યેક પ્રજાજન સારી રીતે પોતાનો ગુજારો કરી શકે તે માટે ધંધાની કેળવણી આપવાની ફરજ સરકારની છે, એ સિદ્ધાંત અમેરિકામાં લગભગ સ્વીકારાઈ ગયો છે. જેમ બૌદ્ધિક કેળવણી આપવાની જવાબદારી સરકારે લીધી છે, તેમ જ ઔદ્યોગિક કેળવણી આપવાનું કામ પણ પોતાનું જ છે એમ હવે તેણે સ્વીકાર્યું છે. આ કામ માત્ર પ્રાંતિક સરકારો ઉપર છોડી દેવાને બદલે મધ્યવર્તી સરકારે તેને માટે ખર્ચના ૫૦ ટકા જેટલી મદદ આપવાનું કબૂલ્યું છે, અને પ્રાંતિક સરકારોએ તો પોતે સ્વીકારેલી રકમથી પણ વધારે ખર્ચ કરીને પોતાને ત્યાં ઔદ્યોગિક

કેળવણી આપનારી શાળાઓ ચાલુ કરી દીધી છે.

લોકશાહીનો સિદ્ધાંત છે કે કોઈ પણ વ્યક્તિ ઊતરતી કે હલકી નથી. એ જ રીતે કોઈ પણ વિષય અભ્યાસ તરીકે હલકો નથી એવો કેળવણીનો સિદ્ધાંત પણ અમેરિકાએ આજે વ્યવહારમાં સ્વીકારી લીધો છે. શરૂઆતમા વિદ્યાપીઠો અને હાઈસ્કૂલોએ ઔદ્યોગિક કેળવણીનો વિરોધ કર્યો હતો, પણ આજે તે નામશેષ થયો છે. આજે કોઈ પણ વિષયનો માધ્યમિક તથા ઉચ્ચ દરજ્જાનો અભ્યાસ હાઈસ્કૂલો અથવા કોલેજમાં થઈ શકે છે. આજે વિદ્યા અને કલા બંનેને સરખાં ગણવામાં આવે છે, આથી અમુક ચોક્કસ વિષયનો અભ્યાસ કરનારા ઊંચા અને બીજા વિષયો ભણનારા હલકા અથવા ઊતરતા એવી માન્યતાનો લોપ થતો જાય છે. ઔદ્યોગિક કેળવણીનો આગ્રહ ધરાવનારાઓને તે માટે આજ સુધી ચળવળ સતત ચાલુ રાખવી પડી છે. કોઈ પણ વ્યક્તિને અમુક જ શિક્ષણમાં અથવા ધંધામાં ગોંધી રાખી તેના વિકાસનો રોધ કરવાનું અમેરિકનોને પસંદ નથી. યુરોપમાં આવી બંને જાતની સરખા દરજ્જાની શિક્ષણસંસ્થાઓ છે; પરંતુ ત્યાં એકમાંથી બીજીમાં જઈ શકાતું નથી, તેથી તેમની વચ્ચે હમેશાં મોટું અંતર રહે છે; ને તે દૂર કરવાની કોઈ જાતની યોજના નથી. આથી ઊલટું અમેરિકામાં ઔદ્યોગિક કેળવણીની હાઈસ્કૂલોનું જોડાણ કૉલેજોની સાથે કરી દેવામાં આવ્યું છે. માત્ર ઔદ્યોગિક વિભાગ પસંદ કર્યો માટે જ વિદ્યાર્થી ઉચ્ચ કેળવણીની કોલેજોમાં જઈ ન શકે એવું અમેરિકામાં નથી; તેને ઉચ્ચ કેળવણીની કોલેજ કે વિદ્યાપીઠમાં દાખલ થવાની છૂટ છે. ઔદ્યોગિક કેળવણી આપતી વખતે પણ વિદ્યાર્થીની પ્રગતિ સતત થયા જ કરે એવાં ક્ષેત્રો તેને બતાવી દેવાનું ધોરણ શાળાઓ રાખે છે. મર્યાદિત અને સંકુચિત ક્ષેત્રવાળા ધંધાઓ ( બ્લાઇન્ડ એલી જોબ્સ ) કરતાં જે ધંધાઓમાં હજુ વિકાસનો ઘણો અવકાશ છે એવા જ ધંધાઓ વિદ્યાર્થીઓ પસંદ કેમ કરે તેવો પ્રયત્ન શાળાઓ કર્યા કરે છે.

કેળવાયેલ વ્યક્તિનો દરજ્જો અને ધંધાઓ વચ્ચેનો કૃત્રિમ સંબંધ અમેરિકામાં રહ્યો નથી. ભણેલા માણસોએ ઊજળાં કપડાંનો ધંધો જ કરવો જોઈએ એવી માન્યતા જે બીજા દેશોમાં છે, તેવી અમેરિકામાં રહી નથી; શિક્ષણની પ્રગતિને લીધે આ માન્યતાનો લોપ થયો છે. માણસ ગમે તેટલુ ભણ્યો હોય તોપણ તેને હરકોઈ ધંધો કરવામાં નાનમ લાગતી નથી, આથી બૌદ્ધિક અને શારીરિક મહેનતના ધંધાઓ સમાન દરજ્જે ઊભા રહે છે. ઔદ્યોગિક શિક્ષણ ઊતરતા દરજ્જાનું છે એ માન્યતાનો ધીરે ધીરે લોપ થતો ગયો છે. ઔદ્યોગિક તાલીમ આપનારી શાળાઓમાં પણ સ્વમાનની ભાવના જાગતી જાય છે. બૌદ્ધિક કેળવણી માટે નાલાયક નીવડેલા વિદ્યાર્થીઓને ધંધાની કેળવણી લેવા મોકલી દેવાના રિવાજ સામે તેમનો વિરોધ ચાલુ છે; ધંધામાં પણ બુદ્ધિશાળી માણસો જ જોઈએ એવો તેમનો ચોક્કસ મત છે, અને તે અનુસાર કેટલીએક શાળાઓમાં તો બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને જ દાખલ કરવા એવા નિયમો પણ છે.

**બૌદ્ધિક અને ઔદ્યોગિક કેળવણીનો સંબંધ**

ઔદ્યોગિક કેળવણીનો જો વિશાળ અર્થ લઈએ તો તેવી કેળવણી માત્ર ધંધાદારી શાળાઓમાં નહિ પણ અમેરિકાની દરેક શાળામાં અપાય છે એમ કહેવું જોઈએ. ઔદ્યોગિક કામ કરી શકવાની વ્યક્તિની લાયકાત તેને અમુક ધંધો કરતાં આવડે તેટલાથી જ માપી ન શકાય. ઔદ્યોગિક પ્રગતિ માટે સમાજ તેમ જ વ્યક્તિમા અમુક વિશિષ્ટ ગુણો હોવા જોઈએ. અમેરિકાની કેળવણીની એ વિશિષ્ટતા છે કે વ્યક્તિમાં આ ગુણો આપોઆપ ખીલે, અને તેથી ઔદ્યોગિક જીવન ગાળવામાં તે વધારે લાયક નીવડે. શારીરિક મહેનતનો શોખ, હાથે કામ કરવાનો ઉત્સાહ, હમેશાં નવા નવા પ્રયોગો કરવાની વૃત્તિ અને યાંત્રિક ધંધાઓનો શોખ, વગેરે ગુણો અમેરિકન કેળવણીથી વિદ્યાર્થીમાં કેળવાય જ છે, અને તેનો આડકતરો લાભ આખા દેશની ઔદ્યોગિક ઉન્નતિમાં મળ્યા કરે છે. ભણેલા અમેરિકનો પણ શારીરિક

મહેનતને હલકું કામ ગણતા નથી.

ખાસ ધંધાદારી કેળવણીનો વિચાર બાજુએ રાખીએ અને ફક્ત સંસ્કારિતાનો અથવા બૌદ્ધિક કેળવણીનો જ શિક્ષણક્રમ તપાસીએ તો-પણ એ સ્પષ્ટ જોઈ શકાય છે કે તેમાં વ્યક્તિની કુદરતી ક્રિયાવૃત્તિનો હ્રાસ થવાને બદલે તેને વેગ મળે છે. વિદ્યાર્થીને વર્ગમાં નિરાંતે બેસી રહીને શિક્ષકનાં ફક્ત ભાષણો જ સાંભળવાનાં હોતાં નથી. કાંઈક પણ કરીને જ્ઞાન મેળવવું, તે સારુ આવશ્યક હલનચલન કરવું, ઓજારો અને સાધનો વાપરી જાણવાં, માટી લાકડું કે પતરાંની કાંઈક પણ ચીજો બનાવવી, ચિત્રકલાનું કાંઈક કામ કરવું, વિશાળ કુદરતનું અવલોકન કરવું, શોખની ખાતર જ પ્રયોગશાળામાં જઈને પ્રયોગો કરવા, વર્કશોપમાં પોતાને ગમતું કાંઈક કાંઈક બનાવવું, વગેરે બાબતનો શોખ વિદ્યાર્થીને સહેજે લાગી જાય છે. શાળાના ભણતરથી તે શોખને ઉત્તેજન મળે છે; તેને કુંઠિત કરવામાં આવતો નથી. એટલું જ નહિ, આ બધાં કામોનો બૌદ્ધિક ભણતર સાથે મેળ સાધવામાં આવે છે. હાથે કામ કરવાથી બુદ્ધિનો વિકાસ થાય છે, અને બુદ્ધિના વિકાસને લીધે હાથે કરવાના કામમાં સફાઈ અને પૂર્ણતા આવે છે, એવો અમેરિકન કેળવણીનો સિદ્ધાંત આમાં રહેલો છે.

દરેક હાઈસ્કૂલમાં જુદા જુદા અનેક સંઘો અને મંડળો હોય છે, તેમાં ઔદ્યોગિક પ્રવૃત્તિને ઉત્તેજન આપનારાં પણ ઘણાં મંડળો હોય છે. રેડિયો, વિજ્ઞાન, મુદ્રણકળા, સૃષ્ટિનિરીક્ષણ, વેપાર, યંત્રશાસ્ત્ર, ચિત્રકલા વગેરે મંડળો (ક્લબ્સ) શાળામાં હોય છે. તેમને સાધન અને જગ્યાની સગવડ શાળા કરી આપે છે. રેડિયો, મોટર, વીજળી વગેરેને લગતા જુદા જુદા પ્રયોગો પ્રયોગશાળામાં કરવા, શાળાનું સામયિક છાપવું, તેમાં સચિત્ર જાહેરખબરો (પોસ્ટર્સ) ગોઠવવી, વગેરે અનેક કામો વિદ્યાર્થીઓ કરે છે. એથી વિદ્યાર્થીઓની કામ કરવાની તથા શોધખોળ કરવાની વૃત્તિ જાગૃત રહે છે. વિદ્યાર્થી ગમે તે ધંધામાં પડે તોપણ તેને આ ગુણો લાભદાયી જ થાય છે. ટૂંકમાં માત્ર બૌદ્ધિક

ગણાતી કેળવણીમાંથી પણ ઔદ્યોગિક પ્રગતિને ઉપયોગી ગુણો વિદ્યાર્થીમાં સહેજે કેળવાય છે

ઔદ્યોગિક શાળાઓ સીધી રીતે ધંધાની કેળવણી આપે છે, અને બૌદ્ધિક કેળવણી આપનારી શાળાઓ આજના ઔદ્યોગિક જમાનાને આવશ્યક ગુણોને કેળવે છે આ રીતે બૌદ્ધિક અને ઔદ્યોગિક કેળવણીને વિરોધ નથી પરંતુ બંધે પરસ્પર સહકાર પ્રવર્તે છે અમે તો ફક્ત સંસ્કારિતાની જ કેળવણી આપીએ એવી સંકુચિતતા–કહો કે દુરાગ્રહ, બૌદ્ધિક કેળવણી આપનારી શાળાઓમાં નથી, કારણકે સાક્ષાત્ જીવનમાં પણ બૌદ્ધિક અને ઔદ્યોગિક એવી બે સ્પષ્ટ મર્યાદાઓ છે નહિ.

પ્રકરણ પાંચમું

## નવીન પ્રયોગો અને યોજનાઓ

**કેળવણી વિષયક હિલચાલનો વિસ્તાર**

દુનિયાના બધા દેશોના કેળવણીકારો શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે અમેરિકામાં આવે છે તેનું રહસ્ય શું છે ? યુરોપના બીજા સુધરેલા દેશોની કેળવણીપદ્ધતિ બેશક જોવા લાયક તો છે જ, પરંતુ અમેરિકામાં અનેક જાતના શિક્ષણપ્રયોગો અને યોજનાઓની જે વિવિધતા સાંપડે છે તે બીજા દેશોમાં એટલા પ્રમાણમાં નથી અમેરિકાની રાષ્ટ્રીય પુનર્ઘટનામાં કેળવણી એ મુખ્ય અંગ છે દરેક શહેરમાં, પ્રાંતમાં, વિદ્યાપીઠમાં અથવા શિક્ષણસંસ્થામાં જુઓ તો કાંઈક કાંઈક નવીન પ્રયોગો અને યોજના ચાલતી જ હોય ઇંગ્લાંડમાંથી અમેરિકામાં આવનાર હિંદીને આ બે દેશોનો તફાવત તુરત નજરે ચડે છે. કેળવણીની પુનર્ઘટના અને વિચારણાના મોજાં આખા અમેરિકામાં મોટા પાયા પર ઊછળતા દેખાય છે

દરેક વિદ્યાપીઠમાં કેળવણીશાસ્ત્રના અભ્યાસની સગવડ છે. શિક્ષણ-

શાસ્ત્રના અધ્યાપકો પોતે સ્વતંત્ર પ્રયોગો કરતા હોય છે, ઘણું ઘણું વિચારતા હોય છે. જુદા જુદા પ્રાંતના વિદ્યાર્થીઓ આવા અધ્યાપકો પાસેથી નવા વિચારો અને નવી કલ્પનાઓ લઈ જઈને પોતાના પ્રાંતોમાં તેનો પ્રચાર કરે છે. આ અધ્યાપકોની છાપ અમેરિકાની કેળવણી ઉપર જેટલી છે તેટલી કેળવણી ખાતાની પણ નથી. વિદ્યાપીઠનાં અધ્યાપનમંદિરોમાં જે વિચારસરણી પ્રચલિત હોય તેનું પરિણામ ભાવિ પેઢીમાં આવવાનું છે. આ અધ્યાપકોમાંના કેટલાક વિદ્વાનો તો આખા દેશમાં પંકાયેલા છે. ડયૂઈ, થોર્નડાઇક અને કિલપેટ્રિક જેવા શિક્ષણશાસ્ત્રીઓનાં નામો આજે જગપ્રસિદ્ધ છે. પ્રત્યેક વિદ્યાપીઠને અંગે એક એક પ્રાથમિક તથા એક એક માધ્યમિક શાળા શિક્ષણના પ્રયોગો અર્થે હોય છે, જેમાં અભ્યાસક્રમ તથા અધ્યાપનપદ્ધતિ સંબંધેના જુદા જુદા પ્રયોગો ચાલે છે. કેળવણી વિષયક માનસશાસ્ત્રના પ્રયોગો માટેની ખાસ પ્રયોગશાળાઓમાં બાલમાનસનું અવલોકન થાય છે, અને તેને માટેના જુદા જુદા પ્રયોગો કરવામાં આવે છે.

કેળવણીમાં સુધારા કરવાના આશયથી નીકળેલી અનેક ખાનગી પ્રયોગસંસ્થાઓ છે. કેળવણી ખાતું અને વિદ્યાપીઠનાં ઓછાંમાં ઓછાં અને અતિ આવશ્યક બંધનો સ્વીકારીને આદર્શ કેળવણીની દષ્ટિએ વિધવિધ અખતરાઓ આ પ્રાયોગિક શાળાઓમાં થયા કરે છે. આ શાળાઓમાં સફળ નીવડેલા પ્રયોગો અને યોજનાની અસર પછી બીજી સંસ્થાઓ પર થાય છે, અને ત્યાં તેનું અનુકરણ કરવામાં આવે છે. સિવાય ખાનગી દાનો અને ટ્રસ્ટફંડોમાથી કેળવણીને ઉપયોગી અનેક કાર્યો અનેક સંસ્થાઓ મારફત થયા કરે છે. માર્ગદર્શક બાલકાલય ( ચાઇલ્ડ ગાઇડન્સ ક્લિનિક ), પ્રૌઢ કેળવણી ( ઍડલ્ટ ઍજ્યુકેશન ), ધંધાઓનું માર્ગદર્શન ( વોકેશનલ ગાઇડન્સ ) વગેરે અનેક જાતના શિક્ષણપ્રયોગો અને યોજનાઓ દેશમાં સ્થળે સ્થળે થયા કરે છે.

શિક્ષણસંઘો, કેળવણીનાં સામયિકો અને ઇતર સાહિત્યનો પ્રચાર આખા દેશમાં ઘણો છે. શિક્ષણને લગતાં જેટલાં સામયિકો અમેરિ-

કામાં પ્રગટ થાય છે તેટલાં બીજા કોઈ દેશમાં ભાગ્યેજ થતાં હશે. દરેક શિક્ષક પોતે આવાં બે ત્રણ માસિકોનો ગ્રાહક હશે જ. આ સામયિકોમાંનાં કેટલાંએક નવી નવી શોધોને લગતાં જ હોય છે, તો કેટલાંએક કેળવણીનું સામાન્ય જ્ઞાન આપે તેવાં છે. જુદા જુદા પ્રયોગોમાંથી ફલિત થતાં અનુમાનો આ સાધનો દ્વારા શિક્ષણક્ષેત્રમાં કામ કરી રહેલાં અનેકોની પાસે રજૂ થાય છે. કેટલાંએક કેળવણીમંડળોની શાખાઓ દેશભરમાં પથરાયેલી છે, ને તેમની અસર ઘણી મોટી છે. નેશનલ એજ્યુકેશન એસોસીએશન નામનું એક મોટું મંડળ છે, તેના સભ્યોની સંખ્યા ૬૦,૦૦,૦૦૦ (સાઠ લાખ) થી પણ વધારે છે! આ સસ્થાના જુદા જુદા વિભાગો છે, ને કેળવણીનો શોખ ધરાવતી દરેક વ્યક્તિને ઉપયોગી નીવડે તેવું સાહિત્ય તે દ્વારા પ્રગટ થાય છે. આ મંડળનાં વર્ષમાં બે અધિવેશનો મળે છે, તે વખતે દેશમાં ચાલતા કેળવણી વિષયક બધા પ્રયત્નોની સમાલોચના કરવામાં આવે છે તથા નવીન વિચારો રજૂ થાય છે. આ સસ્થા દ્વારા કેળવણી વિષયક શોધખોળો પણ કરવામાં આવે છે.

અમેરિકા જેવા મોટા દેશમાં સ્થળે સ્થળે કેળવણી વિષયક જે જે કામો ચાલી રહ્યાં છે તેનુ માત્ર વિહંગાવલોકન અહીં આપ્યું છે. આ બધા પ્રયત્નોના મૂળમાં બે હેતુઓ તરી આવે છે. એક તો વર્તમાન પરિસ્થિતિ સંબધે અસંતોષ અને તેમા સુધારો કરવાની ધગશ, તથા બીજું અખતરાઓ કરીને તેમાથી રસ્તો શોધી કાઢવાની ઉત્સુકતા. બીજા કેટલાએક દેશોમાં જે જાતનો આત્મસતોષ અને અહંકાર દેખા દે છે, તે અમેરિકામાં નથી. પોતાની કેળવણીપદ્ધતિ સંબંધે ટીકા કરવા અને કરાવવા તેઓ સદા તત્પર હોય છે, અને તેથી તેમને ત્યાં સુધારાને પૂરતો અવકાશ રહે છે.

અમેરિકાની કેળવણીપદ્ધતિમાં ચાલી રહેલા કેટલાએક પ્રયોગો અને યોજનાઓની થોડી ઘણી માહિતી આપવી આવશ્યક છે. આજે અથવા કાલે આપણા દેશની કેળવણીમાં આપણે જે બાબતોનો સમાવેશ કરવો

જ પડશે તેનુ પૂર્વદર્શન આપણે અહી કરી લેવુ ઉપયોગી થશે

**વિષયપસંદગીમાં માર્ગદર્શન**

અમેરિકાની કેળવણીમા વિદ્યાર્થીના (બાળકના) વ્યક્તિત્વને પ્રાધાન્ય આપવામા આવે છે દરેક વ્યક્તિ પોતાની પ્રવૃત્તિ અને વલણને અનુરૂપ કેળવણી લઈ શકે તે તરફ કેળવણીકારોનુ ધ્યાન મુખ્યત્વે હોય છે. વિદ્યાર્થીનુ વિશિષ્ટ વલણ શુ છે તે શોધી કાઢી તે દિશામા જ તેને દોરવો એ કેળવણીનુ કામ છે, અને આ જવાબદારી શાળાઓની છે તેની ખાતરી કેળવણીકારોને થયેલી છે આજ સુધી આ બાબતનો સ્વીકાર સિદ્ધાત તરીકે તો બધા દેશોમા થતો જ હતો, પરંતુ તેને અનુસરીને શિક્ષણની યોજના કરવાનો પ્રયત્ન ઓછો થયો છે, માત્ર અમેરિકા જ આ દિશામા પ્રયત્ન કરી રહેલ છે તે તુરત જોઈ શકાય છે.

જે શાળામા અમુક જ વિષયો ભણાવવાની માત્ર સગવડ હોય ત્યા વિદ્યાર્થીનું સ્વાભાવિક વલણ જાણવાની તથા તેનો તે દિશામા વિકાસ કરી આપવાની અનુકૂળતા નથી હોતી તેમ જ અનેક વિષયો ભણવાની સગવડ હોવા છતા દરેકનો થોડો થોડો જાતઅનુભવ લીધા વિના પોતાનુ વલણ કઈ તરફ છે, તે વિદ્યાર્થી પણ સમજી શકે નહિ આ હેતુથી માધ્યમિક શિક્ષણસસ્થાઓમા એકબે વર્ષો અભ્યાસક્રમમા આવા દિશાસંશોધન અર્થે રાખવામા આવે છે ઉપલા ધોરણમા જે વિષયો ઐચ્છિક હોય છે, તેનો પ્રાથમિક અભ્યાસ કરી લઈ વિષયનુ સામાન્ય સ્વરૂપ શુ છે, તે ભણી શકશે કે કેમ, ગમશે કે નહિ, ભવિષ્યમા તે ઉપયોગી થવાનો કેટલો સભવ છે, વગેરે જાણવાનો અવકાશ વિદ્યાર્થીને આપવામા આવે છે ઉપલી હાઈસ્કૂલોમાં લૅટિન, ગણિત, વિજ્ઞાન, હાથકારીગરી અને લલિતકલા વગેરે વિષયો ફરજિયાત છે, તેમાથી એકાદ વિષયની પસદગી કરતા પહેલા તેનુ સ્વરૂપ કેવુ છે તે જાણી શકાય તે સારુ પ્રાથમિક અને સશોધનાત્મક (exploratory) અભ્યાસક્રમ યોજવામા આવ્યા છે આથી કોઈ વિષય પસદ કર્યા પછી પણ વિદ્યાર્થીને જો એમ જણાય કે તે વિષય

પોતાને ગમશે નહિ, તો તે પૂરો કરવાની તેને માથે ફરજ પડતી નથી. ભાવિ અભ્યાસક્રમ સંબંધે દિશાદર્શન કરાવવાનું આ તત્ત્વ અમેરિકાની કેળવણીમાં બધાં અંગોમાં પ્રચાર પામતું જાય છે.

કૉલેજમાં દાખલ થયા પછી વિષયોની પસંદગી કરવાનું વિદ્યાર્થીને મુશ્કેલ થઈ પડે છે. તે સારુ દરેક અધ્યાપક પોતપોતાના વિષયમાં એક બે પ્રાથમિક વ્યાખ્યાનો ગોઠવે છે, જેમાં તે પોતાના વિષયનો પ્રદેશ કેટલો છે અને વિદ્યાર્થીના ભાવિ જીવનમાં તેનો શો ઉપયોગ થશે તે સંબંધે સમજાવે છે. કૉલેજમાં કોઈ વિષય પસંદ કરતા પહેલાં અધ્યાપકોની સલાહ વિદ્યાર્થીઓને મળી શકે તેવી યોજના પણ હોય છે. કૉલેજ શરૂ થતા પહેલાંનું અઠવાડિયું બધા અધ્યાપકો પોતપોતાના હૉલમાં અથવા સાથે બેસે છે. અભ્યાસક્રમના વિષયોની ચોક્કસ પસંદગી નક્કી કરતા પહેલાં વિદ્યાર્થી પોતાને જે વિષયો લેવાની ઇચ્છા હોય તેના અધ્યાપકને મળે છે, અને પોતે પસંદ કરવા ધારેલા વિષયો પોતાને કેટલા ઉપયોગી થશે તેની ચર્ચા કરે છે; અધ્યાપક પણ વિદ્યાર્થીની પસંદગી કેવી જાતની છે, તેની જરૂરિયાતો શી છે વગેરે બાબતો તેની સાથે વાતચીત કરી જાણી લે છે, અને તે અનુસાર સલાહ આપે છે. દરેક કૉલેજમાં વિદ્યાર્થીઓને માર્ગદર્શન કરાવવા સારુ એક સ્વતંત્ર અધ્યાપક યોજાય છે. ટૂંકમાં વિદ્યાર્થીને તેના ભાવિ અભ્યાસક્રમમાં, ધંધામાં તથા બીજી બાબતોમાં યોગ્ય માર્ગ બતાવવો એ શાળા-કૉલેજનું કર્તવ્ય છે એમ મનાય છે. તેનો યથાર્થ અમલ થઈ શકે તે સારુ જુદા જુદા માર્ગો અને સાધનોનો ઉપયોગ કરાય છે, અને નવાં નવાં પણ યોજાય છે.

**ધંધા માટે માર્ગદર્શન**

ધંધો શોધી આપવાની અથવા તેનું માર્ગદર્શન કરાવવાની પ્રથા અમેરિકામાં ઘણા વખત પહેલાંથી શરૂ થઈ છે, અને આજે તો તેનો પુષ્કળ પ્રચાર થયો છે. અભ્યાસ પૂરો થયા પછી વિદ્યાર્થીએ કયો ધંધો લેવો અથવા તો ચાલુ અભ્યાસક્રમ પૂરો કરી પછી કયા ધંધાનું

શિક્ષણ લેવુ તે બતાવવાનું કામ અમેરિકામાં શાળાઓનું ગણાય છે. તેને માટે ઘણીખરી શાળાઓમાં ધધાની શોધ (વોકેશનલ ગાઇડન્સ) ના અભ્યાસક્રમની ગોઠવણ હોય છે

શરૂઆતમા માનસશાસ્ત્રીઓ એમ માનતા હતા કે અમુક વ્યક્તિએ કયો ધધો કરવો તે શાસ્ત્રીય શોધખોળ પછી નક્કી કરી શકાશે, તેને માટે તેમણે મનોવિજ્ઞાનને આધારે કેટલીયે કસોટીઓ ( Tests ) પણ કરાવી હતી પરતુ આખરે તેમનો અનુભવ જુદી જાતનો આવ્યો છે માનસશાસ્ત્રની દૃષ્ટિએ કોઈ વ્યક્તિ અમુક ધધા માટે લાયક હોવા છતા તે તેને ગમશે જ અથવા ગમી જાય તોપણ તેમા પડવાની અનુકૂળતા તેને મળશે જ એવી ખાતરી અપાય નહિ. એકાદ માનસ શાસ્ત્રીની સલાહ અનુસાર અમુક ધધો કોઈ વ્યક્તિ સ્વીકારી લે તેના કરતા તેણે પોતે પોતાની ખુશીથી પોતાની પસદગીથી ધધો નક્કી કરવો જોઈએ શાળા તેને આ કામ માટે જુદા જુદા ધધાઓ સબધેની માહિતી પૂરી પાડે, તેમ જ તેનો જાતે અનુભવ લેવાની સગવડ પણ કરી આપે તે બરાબર છે, અને શાળાઓએ તે કરી આપવુ પણ જોઈએ ભવિષ્યમા પોતે કયો ધધો કરવો તે દૃષ્ટિએ અવલોકન કરવાની અનુકૂળતા વિદ્યાર્થીને શાળા આપે, જરૂર જણાય ત્યાં તેને રસ્તો બતાવે અને આ રીતે જો વિદ્યાર્થીમા પોતામા આ બુદ્ધિ ઊગી જાય તો માહિતી અને અનુભવ મેળવી લઈ તે પોતાનો ધધો પોતે જ શોધીને નક્કી કરે આવી રીતે પસદગી થાય ત્યા ભૂલ થવાનો સભવ ઓછો રહેશે

**શાળાની મદદ દ્વારા ધંધાની પસદગી**

અમેરિકામા ધધાની શોધની શરૂઆત હાઈસ્કૂલના પહેલા બેત્રણ વર્ષોમા એટલે વિદ્યાર્થીની ૧૪–૧૫ વર્ષની ઉમરે થાય છે શાળામા જુદા જુદા ધધાઓને લગતું સાહિત્ય રાખવામા આવે છે, જે વિદ્યાર્થીઓ વાચે છે અનેક ધધાઓમા ફતેહમદ નીવડેલા લોકોના ભાષણો વિદ્યાર્થીઓ માટે ગોઠવાય છે વિદ્યાર્થીઓ જાતે પણ જુદા જુદા

ધંધાઓનાં કામકાજ તથા કારખાનાંઓ જુએ છે. અને આ બધી બાબતોની વ્યવસ્થિત નોંધ દરેક વિદ્યાર્થી રાખે એવી પ્રથા છે. આટલું માહિતી મેળવવાના પ્રદેશ પૂરતું. પ્રત્યક્ષ અનુભવ લેવા સારુ કેટલીએક શાળાનાં કારખાનાંઓમાં સગવડ કરવામાં આવે છે; એક વર્કશોપમાં દસબાર જુદાં જુદાં હાથકારીગરીનાં કામો શીખી શકાય છે. અહીં ધંધાઓનો પ્રાથમિક અનુભવ જ વિદ્યાર્થીઓને અપાય છે. શાળામાં આવાં કારખાનાંઓ રાખવાનો હેતુ પણ વિદ્યાર્થીને અમુક ધંધો ગમે છે કે કેમ, પોતે એમાં વિકાસ કરી શકશે કે નહિ વગેરે જાતે નક્કી કરવાનો અવસર તેને મળે તેટલા પૂરતો જ હોય છે. દરેક વિદ્યાર્થી બબ્બે મહિને એક એક એમ જુદા જુદા ધંધાઓનો અનુભવ લે છે. આ રીતે અનેક જાતની માહિતી તેમજ જાતઅનુભવ લેવાનો લાભ દરેક વિદ્યાર્થીને મળે છે, અને તેને આધારે તે પોતાનો ધંધો પસંદ કરે છે. શાળામાં અભ્યાસ ઉપરાંતની જે ઇતર પ્રવૃત્તિઓ ચાલે છે તે દ્વારા પણ ધંધો શોધી લેવાની અનુકૂળતા રહેજ છે, એ અગાઉ આપણે જોઈ લીધું છે.

આ પદ્ધતિનું શુભ પરિણામ એ આવે છે કે વિદ્યાર્થી પાસે કાંઈક નિશ્ચિત ધ્યેય ઊભું થાય છે; પ્રવાહમા ગમે તેમ તે તણાયે જતો નથી. આપણે ત્યાં તો એવી સ્થિતિ છે કે સોળ વર્ષ સુધી ભણ્યા પછી હવે આગળ શું કરવુ તેનો વિચાર સરખો વિદ્યાર્થીના મનમા આવતો નથી અને કદાચ આવે તો તેની પસંદગી કરવામાં તેને મદદ કરવી એ પોતાનું જ કર્તવ્ય છે એમ હાઈસ્કૂલો, કૉલેજો કે તેના અધિકારીઓ માનતા નથી. અર્થાત્ ઊગતા જુવાનોને માર્ગ-દર્શન કરાવવાની કોની જવાબદારી ગણાય એ મહા પ્રશ્ન છે. ધંધો શોધવાની યોજના આપણા દેશમાં બને તેટલી વહેલી તકે હાથ ધરાય

વધારે ધ્યાન આપવાની પ્રવૃત્તિ કેટલી વધતી જાય છે એ આપણે જાણી લેવું જોઈએ. આપણે ત્યાની કેળવણીના યંત્રમાં વિદ્યાર્થીની ગણના છેક એક નિર્જીવ 'વસ્તુ' તરીકે થાય છે એટપૂર્વક કહેવું જોઈએ કે વિદ્યાર્થીને પણ મન, ભાવના, આશા, નિરાશા, મહત્ત્વાકાંક્ષા, દુ ખ, આનદ વગેરે જાતની લાગણીઓ જેવુ કઈક હોય છે એનો સ્વીકાર આપણી શિક્ષણપદ્ધતિમા ક્યાયે જણાતો નથી. વિદ્યાપીઠો અને કેળવણી ખાતાઓ, શાળાના સચાલકો તથા શિક્ષકો, પરીક્ષકો તેમ જ વાલીઓ બધાની વૃત્તિ એક જ જાતની છે. ચોક્કસ વિષયો, ચોક્કસ ચીલુ, ચોક્કસ પરીક્ષા! આ બધામાથી સહીસલામત પાર ઊતરે તે વિદ્યાર્થી નસીબદાર! પછી બાકીનાનું શુ થાય છે, અથવા સમાજમા તેઓ ક્યા દબાઈ પિસાઈ જાય છે તે તરફ કોઈ શા સારુ લક્ષ આપે? વિદ્યાપીઠોની પરીક્ષાઓમા તો લોટરીની જેમ નબર લાગી જાય તો પાસ, નહિતર નાપાસ! નાપાસ થનારાઓની પછી શી વલે થાય છે તેનો વિચાર જાણે કે કેળવણી ખાતાની મર્યાદા બહારનો જ ન હોય? એકાદ વિદ્યાર્થી પાચ ધોરણનો અભ્યાસ કરીને છઠ્ઠીમાં બેસવાને લાયક હોય, પરતુ શાળાપ્રવેશના નિયમોનો ક્યાંઈ ભૂલથી જરા ભગ થઈ ગયો તો તેણે આખું વર્ષ પાચમા ધોરણમા જ પડ્યા રહેવુ! કેળવણીમા આપણે ત્યા આ જાતની યાંત્રિક પદ્ધતિ પ્રવર્તે છે. અમેરિકામા પણ પહેલાં તેવી જ સ્થિતિ હતી; પરતુ તેમા માનવતા આણવાના પ્રયત્નો મોટા પાયા પર આજે ચાલી રહ્યા છે આ સ્થિતિ આણવાનું શ્રેય 'માનસિક આરોગ્યશાસ્ત્ર' (મેન્ટલ હાઇજિન)ના વિકાસને મળે છે.

'માનસિક આરોગ્યશાસ્ત્ર'નો ઉદ્દેશ દરેક વ્યક્તિના મનનું સ્વાસ્થ્ય સચવાય તેવુ વાતાવરણ સદાય જાળવવાનો છે. આનદ, આશા, મહત્ત્વાકાંક્ષા, વગેરે વિધેયાત્મક ભાવનાઓ પોષાય અને તેથી વિરુદ્ધ ભાવનાઓ ઉદ્ભવે નહિ અથવા થાય તો તેમને દૂર કરવામા આવે; શાળાંમાં ભણતર ચાલુ હોય તે દરમિયાન વિદ્યાર્થીના અતઃકરણમાં

તેના માનસિક સ્વાસ્થ્યને હરકત પહોંચે તેવી ભાવનાઓ બનતાં સુધી ઊભી ન થવા દેવી જોઈએ; વિદ્યાર્થીનો ઉત્સાહ અને આનંદ સતત જળવાઈ રહે એ રીતે તેને કેળવણી મળવી જોઈએ; શાળામાંથી બહાર પડતો વિદ્યાર્થી નિરાશ, મહત્ત્વાકાંક્ષા વિનાનો, સફળતા વિષે સદા સાશંક રહેતો, આત્મવિશ્વાસ વિહોણો હોવો ન જોઈએ; ઊલટું કેળવણીને પરિણામે વિદ્યાર્થીમાં આત્મવિશ્વાસ, આશા અને ઉત્સાહનાં પૂર ઉભરાવાં જોઈએ. કેળવણીશાસ્ત્રમાં માનસિક આરોગ્યનો આ ઉદ્દેશ ગણાયો છે.

**યશાપયશનાં માનસિક પરિણામો**

આ વિષે ઉદાહરણ આપીને કહેવુ હોય તો આપણી પરીક્ષાપદ્ધતિનો દાખલો લઈએ. બધી કોટિના અને ભિન્ન યોગ્યતાવાળા બધા વિદ્યાર્થીઓને એક જ બીબામાંથી ને એક જ જાતની પરીક્ષામાં પસાર કરાવવાનુ આપણુ ધોરણ છે. નાપાસ થનાર વિદ્યાર્થીની માનસિક અવસ્થાનો વિચાર સરખો આ પરીક્ષાપદ્ધતિમાં અથવા કેળવણીની યોજનામા દેખાતો નથી. પરીક્ષા અને અભ્યાસક્રમને જેટલું મહત્ત્વ અપાય છે તેટલુ વ્યક્તિને મહત્ત્વ અપાતુ નથી. આને બદલે નાપાસ થનાર વિદ્યાર્થીઓનુ પ્રમાણ કેમ ઓછુ થઈ શકે, પરીક્ષામાં નાપાસ થનાર વિદ્યાર્થી બીજા કયા ક્ષેત્રમાં ફતેહમદ થઈ શકશે, નાસીપાસ થયાની ભાવના વિદ્યાર્થીના મનમાંથી કેમ દૂર થાય, તેનામાં આત્મવિશ્વાસ કઈ રીતે ઘટે નહિ, એવાં રચનાત્મક અંગોનો વિચાર અતિ આવશ્યક છે. અમેરિકામાં અનેક રસ્તે આવી જાતના પ્રયત્નો થઈ રહ્યા છે.

એક રસ્તો બધા વિદ્યાર્થીઓને એક જ માર્ગે ચડાવી આખરે 'નાપાસ'ની છાપ મારવાને બદલે જે વિદ્યાર્થી જે ક્ષેત્રને માટે લાયક હોય તેમાં જ તે જાય તેમ કરવાનો છે. દરેક વિદ્યાર્થી પોતાની બુદ્ધિની લાયકાત પ્રમાણે પોતાના અભ્યાસનું ક્ષેત્ર પસંદ કરે અને તેમાં વધારેમાં વધારે મહેનત કરીને તે ફતેહમદ થાય એવી પણ યોજના છે, આને પરિણામે વિદ્યાર્થી ઓછામાં ઓછો નિષ્ફળ નીવડે

છે. કેળવણીની યોજના જ એવી છે કે ઊગતી પ્રજાના આત્મવિશ્વાસનો નાશ થતો નથી; વિષયોની વિપુલતા, અભ્યાસક્રમમાં વૈવિધ્ય અને સહાનુભૂતિપૂર્ણ માર્ગદર્શનને લીધે વિદ્યાર્થીઓનો આનંદ અને ઉત્સાહ સતત ટકી રહે છે. એથી ઊલટું વરસોવરસ નાપાસ થવાને લીધે, આખું વર્ષ વર્ગમાં છેલ્લે પડી રહેવાને કારણે તથા શિક્ષક અને વાલીઓની પોતા તરફની સતત તિરસ્કારભરી વર્તણૂકને પરિણામે વિદ્યાર્થીના મનમાં એક જાતની લઘુતાગ્રંથિ ઉત્પન્ન થાય છે, અને જો એ કાયમ ટકી રહે તો જીવનભર તેનું ખરાબ પરિણામ તેને સોસવું પડે છે.

યશાપયશની સતત ભીતિ તેમ જ લઘુતા–શ્રેષ્ઠતાગ્રંથિની દૃષ્ટિએ આપણે ઉપર વિચાર કરી લીધો. તે જ રીતે જૂની શિક્ષણપદ્ધતિને લીધે વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન થતી બીજી અનિષ્ટ ભાવઓને કેમ દૂર કરી શકાય તેનો વિચાર પણ અમેરિકન કેળવણીમાં ચાલી રહ્યો છે. પરીક્ષાપદ્ધતિ, ગુણ ( માર્ક ) આપવાની રીતિ તથા વિદ્યાર્થીઓનું વર્ગીકરણ કરવાનું ધોરણ વગેરે વિગતોની પુનર્ઘટના પણ ચાલી રહી છે. માર્ક તથા ઇનામ દ્વારા વિદ્યાર્થીઓમાં હરીફાઈ ઉત્પન્ન કરવાની રીત ધીરે ધીરે બંધ કરી તેને બદલે સંઘકામ દ્વારા પરસ્પરની મદદ વડે સહકાર સાધવાની સાત્ત્વિક ભાવના જાગ્રત કરવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. શાળાઓનો સમય, શારીરિક આરોગ્ય, ઠોઠ હોંશિયાર વિદ્યાર્થીઓની વર્ગવારી, વિશિષ્ટ વૃત્તિવાળાં બાળકોની કેળવણી, શિક્ષણની પદ્ધતિઓ, ઘરના સંસ્કાર અને આર્થિક સ્થિતિ, વગેરે અનેક બાબતોનો વિચાર વિદ્યાર્થીઓનું મનઃસ્વાસ્થ્ય અને માનસિક આરોગ્ય કેમ સચવાય તે દૃષ્ટિએ કરવામાં આવે છે. અમેરિકાની કેળવણીપદ્ધતિમાં વિદ્યાર્થીઓના માત્ર બૌદ્ધિક વિકાસ તરફ જ ધ્યાન આપવાને બદલે તેમનો સર્વાંગી અને ખાસ કરીને લાગણીવિષયક વિકાસ કેમ થાય તે તરફ વધારે લક્ષ આપવામાં આવે છે. કોઈ આપણે કબૂલ કરવું જોઈએ કે આ દૃષ્ટિ છેક આજની છે.

**કેળવણી અને રાષ્ટ્રનું ધ્યેય**

અભ્યાસક્રમના વિષયો અને તે ભણાવવાની પદ્ધતિ તરફ જોઈએ તો અમેરિકન કેળવણીમાં બે બાબતો—સમાજ વિષયક શાસ્ત્રો તથા લલિતકલા ઉપર ખાસ ભાર અપાતો આપણે જોઈ શકીએ છીએ. આજની ઘડીએ આ બે વિષયો પર જ શા માટે વધારે ભાર અપાય છે તે જરા વિચારવા જેવું છે. પ્રત્યેક સમાજનું અમુક સાધ્ય હોય છે; પોતાનામાં ન હોય ને પ્રાપ્ત કરી લેવાનું હોય છે, પોતાનામાં જે સદ્‌ગુણની ઊણપ લાગે તે ભરી દેવાનો વિચાર હોય છે; અને આ સાધનાને અર્થે કેળવણીનો ઉપયોગ થાય છે. દરેક સમાજ પોતે શું પ્રાપ્ત કરવા ઇચ્છે છે તે તેની કેળવણીની યોજના ઉપરથી જણાઈ આવવું જોઈએ. માત્ર હિંદુસ્તાન આમાં અપવાદ રૂપે આવે, કારણકે આપણે ત્યાં તો દેશનું સાધ્ય અને પ્રચલિત શિક્ષણને કશું લાગતું-વળગતું હોય તેવું હજુ દેખાતુ નથી.

**મહત્ત્વના પ્રશ્નો**

રાષ્ટ્રની દૃષ્ટિએ વિચારતાં આજે અમેરિકાની સન્મુખ કયા પ્રશ્નો ખડા છે તે તપાસીએ તો તેમાં સમાજ વિષયક પ્રશ્નો મુખ્યત્વે આગળ તરી આવશે. અમેરિકન સમાજ જુદા જુદા દેશોમાંથી આવી વસેલા ભિન્ન ભિન્ન લોકોનો બનેલો છે. હિંદુસ્તાનમાં જેમ અનેક માનવવંશો, અનેક ધર્મો, અનેક સંસ્કૃતિઓ અને એને અંગે ઊભી થયેલી અનેક ભાવનાઓનો સવાલ છે, તે જ સ્થિતિ અમેરિકાની છે. આ સમાજ વિષયક રાષ્ટ્રીય પ્રશ્ન થયો. રાજકીય દૃષ્ટિએ વિચાર કરતાં અમેરિકાનું ધ્યેય લોકશાહી પદ્ધતિનું છે. પરંતુ અનિયંત્રિત લોકશાહીમાં જે અનિષ્ટો ઉત્પન્ન થાય છે તે અમેરિકામાં દેખાવા લાગ્યાં છે, અને તેને કેમ દૂર કરવાં એ પણ એક પ્રશ્ન છે. આર્થિક દૃષ્ટિએ જોઈએ તો ઔદ્યોગિક અને યાંત્રિક સુધારણામાં અમેરિકા આજે પહેલે નંબરે છે. પરંતુ તેને લીધે જ દેશમાં પૈસાની—સંપત્તિની વહેંચણી વિષમ ધોરણે થઈ ગઈ છે. તેમાંથી શ્રમજીવી અને

બુદ્ધિજીવી વર્ગને તેમની મહેનતનો બદલો યોગ્ય પ્રમાણમાં શી રીતે વહેંચી દેવો એ પ્રશ્ન પણ સમાજ આગળ ખડો છે. દેશમાં સીદી–નિગ્રોની વસ્તી પણ ઠીકઠીક હોવાથી બે ભિન્ન માનવવંશની પ્રજાના સંબંધો કયા ધોરણે રચાવા જોઈએ એ પ્રશ્ન પણ અમેરિકામાં છે. મહાયુદ્ધ પૂરું થયે હજુ વીશ વર્ષ પણ પૂરાં થયાં નથી ત્યાં બીજા મહાયુદ્ધના ભણકારા વાગી રહ્યા છે; આ યુદ્ધમાં અમેરિકાએ કયા ધોરણનો સ્વીકાર કરવો એ વિકટ સવાલ પણ ઊભો છે. આ બધા પ્રશ્નો સમાજરચના વિષયક છે, અને તે બધાનું પ્રતિબિંબ અમેરિકાની કેળવણીપદ્ધતિમાં પડેલું જોઈ શકાય છે.

**સમાજનો અભ્યાસ**

આપણે ત્યાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઇતિહાસ ભણાવાય છે. અમેરિકામાં તેને બદલે ' સમાજઅભ્યાસ ' ( સોશિયલ સ્ટડીઝ ) અથવા સમાજ વિષયક શાસ્ત્રો એ જાતનો વ્યાપક વિષય રખાય છે. રાજકારણશાસ્ત્ર, નાગરિકશાસ્ત્ર, વગેરે સમાજશાસ્ત્રની શાખાઓનો પ્રાથમિક અભ્યાસ કરાવાય છે; અને તે શીખવતી વેળા સમાજની ચાલુ પરિસ્થિતિનો વિચાર અવશ્ય થાય છે. કેટલીએક પ્રગતિશીલ પ્રાથમિક શાળાઓમાં તો ત્યાંના વિદ્યાર્થીઓ પણ સમાજના મહત્ત્વના પ્રશ્નોની ચર્ચાઓ કરે છે. સમાજમાં જુદી જુદી શાસનસંસ્થાઓ કેવી રીતે કામ કરે છે તે પ્રત્યક્ષ જાણવા શહેરની શાળાઓના વિદ્યાર્થીઓ તે તે સંસ્થાઓમાં જાય છે. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ સારુ ' અમેરિકન લોકશાહી સમક્ષનો પ્રશ્ન અને મુશ્કેલીઓ ' ( પ્રૉબ્લેમ્સ ઑફ અમેરિકન ડેમોક્રસી ) જેવા અભ્યાસક્રમો હોય છે, ને તે દ્વારા વિદ્યાર્થીઓ પાસે સમાજના રાષ્ટ્રીય અગત્યના પ્રશ્નો રજૂ કરાય છે. કૉલેજમાં પ્રથમનાં એકબે વર્ષના અભ્યાસક્રમમાં નાગરિકનીતિશાસ્ત્ર તથા સમાજશાસ્ત્ર જેવા વિષયો પ્રમુખ સ્થાને હોય છે. દર વર્ષે અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓ જે ઐચ્છિક વિષયો પસંદ કરે છે તેની ગણતરી કરતાં જણાયું છે કે કૉલેજ અને

વિદ્યાપીઠમાં ભણતા વિદ્યાર્થીઓનું વલણ સમાજ વિષયક અભ્યાસક્રમો પસંદ કરવા તરફ વિશેષ છે. નવી પરિસ્થિતિને અંગે કુટુંબવ્યવસ્થામાં પણ ફેરફારો થઈ રહ્યા છે; તેનું પ્રતિબિંબ કોલેજમાં અભ્યાસક્રમોમાં દેખાય છે. ' કુટુંબવ્યવસ્થા અને તેનું ભાવિ ', ' લગ્ન અને લગ્નજીવનના પ્રશ્નો ' જેવા સ્વરૂપના ઐચ્છિક અભ્યાસક્રમો કેટલીએક વિદ્યાપીઠોએ ચાલુ કર્યા છે, અને તેનો અભ્યાસ કરવા સારુ પ્રૌઢ અને વૃદ્ધ વિદ્યાર્થીઓ પણ પોતાનાં નામ આપે છે. એકંદરે સમાજમાં અને આખા દેશમાં ઊભા થતા પ્રશ્નોનો પદ્ધતિસર અને નિષ્પક્ષ રીતે અભ્યાસ કરવાનું સ્થાન શિક્ષણસંસ્થાઓ જ છે એ માન્યતા સ્પષ્ટ દેખાઈ આવે છે. બીજા દેશોની કેળવણીની પ્રણાલિમાં આ પ્રશ્નોથી દૂર નાસી જવાની વૃત્તિ દેખાય છે, અને પરિણામે કેળવણી અને સમાજ વિષયક પ્રશ્નોનો ક્યાંઈ મેળ ખાતો નથી.

**લલિતકલાઓ અને સાહિત્ય**

અમેરિકાની કેળવણીમાં લોકપ્રિય થયેલી ને પ્રગતિશીલ ગણાતી શિક્ષણસંસ્થાઓમાં તુરત નજરે ચડતી બીજી વિશિષ્ટતા તે લલિતકલાનો અભ્યાસ છે. ખાસ કરીને કેળવણીના પ્રયોગો ખાતર ચાલતી સંસ્થાઓમાં આ વિશિષ્ટતા મુખ્યત્વે દેખાઈ આવે છે. હવે પછીના કાળમાં લલિતકલાઓનો પ્રચાર સામાન્ય શિક્ષણસંસ્થાઓમાં પણ

વિદ્યાર્થીઓને વાપરવાની છૂટ હોય છે. શાળામાં જે નાટ્યપ્રયોગો થાય છે તેમાં આવશ્યક સિનેરી તૈયાર કરવાનું કામ આ વિદ્યાર્થી ચિત્રકારોને સોંપાય છે. સંગીતને લગભગ બધી શાળાઓમાં પ્રાધાન્ય અપાય છે. દરેક શાળાનો એક ઑર્કેસ્ટ્રા હોય છે. વિદ્યાર્થીઓની નટવૃત્તિને શાળા તરફથી ઉત્તેજન મળે છે. સાહિત્યમાં પ્રતિભાશાળી વિદ્યાર્થી આગળ તરી આવે તે સારુ વિદ્યાર્થીઓને સ્વતંત્ર લખાણ લખવાનું પ્રોત્સાહન અપાય છે. આ રીતે શાળાની કેળવણીમાં સાહિત્ય અને લલિતકલાઓને ધીરે ધીરે પ્રમુખ સ્થાન મળતું જાય છે. કહો કે, આ જાતના અભ્યાસની ખાસ સગવડ હોવી એ પ્રાગતિક શાળાઓનું એક વિશેષ લક્ષણ મનાય છે.

**સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા**

અમેરિકા દેશનો ઇતિહાસ ફક્ત ૩૦૦ વર્ષોનો છે. આજ સુધીનો કાળ કુદરત સામે લડવામાં અને ઔદ્યોગિક તથા યાંત્રિક પ્રગતિ સાધવામાં ગયો. પરિણામે દેશની ભૌતિક ઉન્નતિ થઈ પરંતુ સાહિત્ય, સંગીત, કલા, આદિ જે સંસ્કૃતિનાં અંગો ગણાય છે તેમાં વિકાસ સાધવાનો તેને વખત મળ્યો નહિ. આ બાબતોમાં પોતે યુરોપના દેશો કરતાં પાછળ છે, માટે પોતાની વિશિષ્ટ સંસ્કૃતિ અને કલાનો વિકાસ કરવો જોઈએ એનું લોકોને ભાન થયું છે. આ ઉત્કટ ભાવનાનું પ્રતિબિંબ શાળાઓના અભ્યાસક્રમોમાં દેખાય છે. દેશની મહત્ત્વાકાંક્ષા અને કેળવણીને અતિ નિકટ સંબંધ છે—પ્રાપ્ત સંસ્કૃતિનું સંરક્ષણ કરવું અને તેમાં જે ઊણપ હોય તે પૂરી કરી દેવી એ કેળવણીનુ કામ છે.

એક કાળે સાહિત્ય અને કલામાં આગળ વધેલો હિંદુસ્તાન આજે એ જ બાબતોમાં પછાત પડી ગયો છે. ભારતીય કલા અને સંસ્કૃતિની ઉપેક્ષા આપણી શિક્ષણસંસ્થાઓ કરી રહી છે; તે અટકાવીને આપણી કલા અને સંસ્કૃતિનું પોષણ કરવું તે આજની કેળવણીનું કામ છે. તે જ રીતે આપણામાં ઔદ્યોગિક પ્રવૃત્તિની ઊણપ છે. અમેરિકાની શાળાઓમાં જેમ ચિત્રકલા અને સંગીતના વર્ગો છે, તેમ આપણી

શાળાઓમા હાથકારીગરી અને ધંધાદારી શિક્ષણના વર્ગો શરૂ થવા જોઈએ દેશમા જે બાબતની ખામી હોય તે પૂરી કરી દેવાના પ્રયત્નો શાળાઓ મારફત થવા જોઈએ એ સિદ્ધાંત આપણા કેળવણી ખાતાના વડાઓ જો જલદી સમજી લે તો રાષ્ટ્રની પ્રગતિ સાધવામા કેળવણીનો ફાળો અવશ્ય મોટો આવે

**શિક્ષણ વિષયક સાધનોની વિપુલતા**

કેળવણીનુ બાહ્ય અંગ તે તેની સાધન સામગ્રી છે. આ બાબતમા અમેરિકાની અઢળક દોલતનુ દર્શન પૂરેપૂરુ થાય છે. કેળવણીમા શ્રદ્ધા સાથે દેશમા પૈસાની સંપૂર્ણ અનુકૂળતા હોવાથી અમેરિકાની શાળાઓમા સાધનસામગ્રી બહુ ઉચ્ચ પ્રતિની હોય છે એમ યુરોપિયનો પણ સ્વીકારે છે સાધનોની વિપુલતાનો લાભ કેળવણીને મળ્યા વિના રહેતો નથી એ કહેવાની જરૂર નથી દરેક શાળામા અને ખાસ કરીને દરેક માધ્યમિક શાળામા એક સારુ એવુ મુક્તદ્વાર ( ઓપન શેલ્ફ ) પુસ્તકાલય હોય છે અહી વિદ્યાર્થીઓ શાંતિથી પુસ્તકાલયનો અભ્યાસ કરતા દેખાય છે આવા પુસ્તકાલયો જર્મનીની સારી ગણાતી હાઈસ્કૂલોમા પણ દેખાયા નથી ભૌતિક શાસ્ત્રોના અભ્યાસ સારુ સાધનસંપન્ન પ્રયોગશાળાઓ હોય છે. ક્યાંક ક્યાંક વિદ્યાર્થીઓ પોતે રેડિયો બનાવે છે ઘણે ઠેકાણે વિદ્યાર્થીઓએ તૈયાર કરેલા પ્રદર્શનો અને સંગ્રહસ્થાનો ( મ્યૂઝિયમ્સ ) હોય છે હાથકારીગરી શીખવવા સારુ એક વર્કશોપ, એક ઑટોમોબાઇલ શૉપ અને છાપખાનુ, આટલુ તો લગભગ દરેક હાઈસ્કૂલમા હોય છે છોકરીઓને ગૃહકેળવણી આપવા માટે અદ્યતન ચૂલાઓ અને ઇતર સાધનોથી ભરેલા નમૂનાઘરો હોય છે. ચિત્રકલાના શિક્ષણ સારુ અનેક સાધનોવાળા સ્ટુડીઓ હોય છે. દરેક શાળાને નાટ્યગૃહ તરીકે વાપરી શકાય એવો એક મુખ્ય ઓરડો અથવા સભાગૃહ હોય છે કેળવણી વિષયક ચિત્રપટોનો ઉપયોગ ખૂબ છૂટથી કરાય છે. રેડિયાનો તો શાળાના શિક્ષણમા થઈ શકે તેટલો ઉપયોગ કરી લેવા તરફ ઠીક ઠીક પ્રગતિ થઈ

રહી છે. અમેરિકન પાઠ્યપુસ્તકો છપાઈ, ચિત્રો અને અદ્યતન માહિતીની દૃષ્ટિએ ઊંચી કોટિનાં ગણાય તેવાં છે. વિદ્યાર્થીઓની પ્રગતિની નોંધ રાખવાની પદ્ધતિ છેક છેલી સુધારણાવાળી છે; દસ હજાર વિદ્યાર્થીના હાઈસ્કૂલમાંથી એકાદ વિદ્યાર્થી વિષે વિગતવાર માહિતી જોઈતી હોય તો બહુ થોડા વખતમાં તે મળી શકે છે. પ્રત્યેક શાળાને અંગે એક પરિચારિકા (નર્સ) રાખવામાં આવે છે. શારીરિક કેળવણીનાં સાધનો પણ સારો ખર્ચ કરીને વસાવેલાં હોય છે. વ્યાયામ માટેનાં મોટાં મેદાનો અને તરવા સારુ મોટા હોજો દરેક શાળામાં ધ્યાન ખેંચે છે. શાળાઓની સાધનસામગ્રી પાછળ અમેરિકન લોકો જે ખર્ચ કરે છે તે તેમને શોભે તેવો જ છે. માત્ર 'દેખાવ' તરીકે પણ અમેરિકાની શાળાઓ જોવા લાયક ગણાય; જેમણે આ શાળાઓ એક વખત પણ જોઈ હશે તેમને તેમનું આજીવન સ્મરણ રહી જાય તેવી તે હોય છે. અમેરિકાએ અઢળક દ્રવ્ય મેળવ્યું અને પાણીની પેઠે તે વાપર્યું; અનેક જાતના વિલાસો ભોગવ્યા. તોપણ કેળવણી સારુ તેણે ક્યાંયે કરકસર નથી કરી એટલી જ હકીકત ભાવિ પ્રજાને અભિમાનાસ્પદ થઈ પડે તેવી છે.

પ્રયોગોની વિવિધતા, વિચારોની નવીનતા, શિક્ષણસંસ્થાઓનો પ્રચાર, વિદ્યાર્થીઓની મનોરચનાનું સૂક્ષ્મ અવલોકન, સમાજ અને સંસ્કૃતિને અનુરૂપ કેળવણીની યોજનાઓ અને શિક્ષણનાં આધુનિક સાહિત્યસામગ્રી, વગેરે અનેક વિશિષ્ટતાઓને કારણે કેળવણીના જિજ્ઞાસુઓનું અમેરિકા એક તીર્થક્ષેત્ર છે એમ કહેવું જોઈએ.

## પ્રકરણ છઠ્ઠું

# કેળવણીના ગુણદોષો

### નિરીક્ષકનું દષ્ટિબિંદુ

સંપૂર્ણ નિર્દોષ તો ઈશ્વર પણ હોવાનો સંભવ નથી, તો સામાન્ય વ્યક્તિ કે કોઈ દેશ પરત્વે તેની શક્યતા તો કેમ માની શકાય? વળી ગુણદોષનું ધોરણ સાપેક્ષપણે છે, ને તે જોનારના દષ્ટિબિંદુ ઉપર આધાર રાખે છે. હિંદુસ્તાને બીજા દેશો તરફ જોતી વેળા પોતાનાં ચશ્માંથી જોવું જોઈએ. ઘણી વાર એવું બને છે કે યુરોપિયન દષ્ટિએ રજૂ થયેલ અમેરિકાને આપણે ઓળખીએ છીએ; છતાં તે દષ્ટિબિંદુ જાણે આપણું સ્વતંત્ર છે એમ ધારીને આપણે વાતો કરીએ છીએ! યુરોપ અને અમેરિકાના આજના આર્થિક અને રાજકીય સંબંધો પરસ્પર નિર્વિકારપણે જુએ તેવા રહ્યા નથી. એટલે અમેરિકાનું અવલોકન કરતી વેળા યુરોપનાં આપેલાં ચશ્માં ચડાવીને ન જોતાં આપણું સ્વતંત્ર દષ્ટિબિંદુ રાખીને અવલોકન કરશું તો માત્ર દોષો જ ન જોતાં તેની પાસેથી આપણે શું ગ્રહણ કરવા જેવું છે તે પણ જોઈ શકશું. વળી તેના દોષો પણ આપણે નિર્વિકાર દષ્ટિએ જોયા હશે તેથી તે તરફ આપણી સહાનુભૂતિ રહેશે, અને તેથી તે દૂર કરવાનો આપણે પ્રયત્ન કરશું. અર્થાત્ આપણે આપણા દષ્ટિબિંદુથી અમેરિકન કેળવણીના ગુણદોષનું અવલોકન કરવું જરૂરનું છે.

### આધ્યાત્મિક તત્ત્વનો અભાવ

હિંદી દષ્ટિએ અમેરિકન કેળવણીમાં એક મોટો દોષ એ દેખાય છે કે તેમાં આધ્યાત્મિક કેળવણીનો અભાવ છે. આજે આપણે ત્યાં 'આધ્યાત્મિક' શબ્દ જરા ઉપહાસપાત્ર થઈ રહ્યો છે એ આપણું દુર્ભાગ્ય છે. વ્યક્તિના અને સમાજજીવનના પાયામાં મૂળભૂત સિદ્ધાંતો કયા છે તેની વિચારણા તથા એ દષ્ટિએ વ્યક્તિના આદર્શનો ચોક્કસ નિર્ણય થવો જોઈએ. તેમ થયા વિના માત્ર આચારમાં દેખાતા સામાજિક

અથવા વ્યક્તિગત સદ્‌ગુણો બહુ ટૂંક મુદતના અને અશાશ્વત નીવડે છે. વ્યક્તિ, સમાજ અને આખી દુનિયાના પરસ્પર શા સંબંધો છે તે પરત્વે દરેક વ્યક્તિએ પોતાના તાત્ત્વિક મતો નક્કી કર્યા વિના વ્યક્તિગત સદાચાર સદાકાળ ટકશે તેમ માની શકાય નહિ. કેળવણીની કોઈ પણ આદર્શ પ્રણાલિમા આ રીતે વિચારતાં ઉચ્ચ ભૂમિકાની પંથભેદાતીત અને વ્યાપક સ્વરૂપની આધ્યાત્મિક કેળવણીની યોજના હોવી આવશ્યક છે આનો અર્થ સંકુચિત સ્વરૂપનું ધર્મશિક્ષણ આપવું જોઈએ એમ માની લેવાની ભૂલ ન કરવી. સ્થળ, કાળ અને સમાજ પરત્વે બદલાતા ધર્મોના પાયામાં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જે શાશ્વત સિદ્ધાંતો હોય તેનુ જ્ઞાન સંસ્કારી ગણાતી વ્યક્તિને હોવુ આવશ્યક છે. અને આ દૃષ્ટિએ કેળવણી આપવાની યોજના અમેરિકાએ જ નહિ, પરંતુ યુરોપના કોઈ પણ દેશે હજુ કરી નથી.

અમેરિકન કાયદો અને ગ્રન્થગ્રન્થનાને વિશિષ્ટ કારણે અમેરિકન રાજ્યકારણ અને તેને અંગે કેળવણીની પદ્ધતિમાં પણ ધર્મને સ્થાન નથી અનેક ધર્મો અને પંથોથી ભરેલા દેશમાં આમ બનવું સહજ છે. હિંદુસ્તાનની પણ આજે તેવી સ્થિતિ છે. ધાર્મિક શિક્ષણ આપવાનું સ્વીકારવામા પુરાણમતાભિમાની અને એકેંદ્રિયજ્ઞાનવાળા શિક્ષકોના સંકુચિત મતોનો ભોગ વિદ્યાર્થી થઈ પડશે એવો ભય છે, અને ન સ્વીકારીએ તો દુનિયાની એક અગત્યની અને જીવનમાં ઓતપ્રોત થયેલી બાબતથી વિદ્યાર્થીઓને વિમુખ કરી દેવાનો દોષ માથે આવે છે. આ સ્થિતિમાં ધાર્મિક કેળવણીના સંકુચિત પ્રદેશથી પર ઉચ્ચ ભૂમિકાનું આધ્યાત્મિક શિક્ષણ આપવાના પ્રયત્નો કેળવણીકારોએ કરવા જોઈએ. આધ્યાત્મિકતાને જ અંગે ઉદ્‌ભવતા વૈયક્તિક તથા સામાજિક સદ્‌ગુણો પર અમેરિકા ભાર આપે છે, પણ આ સદ્‌ગુણોની પાછળ રહેલી તાત્ત્વિક વિચારણા જો વ્યક્તિ પાસે ન હોય તો સદ્‌ગુણો લાંબો કાળ ટકશે કે કેમ તે શંકા છે.

**ચોક્કસ ધ્યેયવાદની ખામી**

અમેરિકાની કેળવણીના સિદ્ધાંતો, અધ્યાપનપદ્ધતિ, શાળાઓની સાહિત્યસામગ્રી વગેરે જોતાં મન પ્રસન્ન થાય છે. પરંતુ ઊગતા જુવાનો સાથે પરિચયમાં આવીએ અને તેમનાં કયાં ધ્યેયો છે તેનું બારીક અવલોકન કરીએ ત્યારે જરા નિરાશ થવું પડે છે. આ બાબત લેખકે અમેરિકન મિત્રો અને વિદ્યાર્થીઓના લક્ષ પર આણી જ છે, અને તેમણે તેનો સ્વીકાર પણ કર્યો છે. ૧૯૩૦ પછીનાં વર્ષોમાં વિદ્યાર્થીઓમાં કાંઈક જાગ્રતિ આવી છે તથા તેમનામાં સામાજિક ધ્યેયવાદ ઉત્પન્ન થતો જણાયો છે. વિદ્યાર્થીઓના મોટા સમૂહ સુધી આ મોજું ફરી વળતાં હજુ વખત જશે. પરંતુ કેળવણીની એક ચોક્કસ છાપ વિદ્યાર્થીઓમાં ન દેખાવાનું બીજું પણ એક કારણ છે. આજે અમેરિકન સમાજમાં એક પ્રકારનું મંથન અને ભાવનાઓનો વિરોધ ચાલી રહ્યો છે. આજ સુધી અમેરિકન રાષ્ટ્રીયત્વ અને લોકશાહીનો પ્રચાર કેળવણીએ કર્યો. પરંતુ ગયા જમાનાનું મહાયુદ્ધ અને અનિયંત્રિત લોકશાહીને પરિણામે નીપજેલા સામાજિક અન્યાયો જોઈને કેળવાયેલા, વિચારી અને વિદ્વાન શિક્ષકો તથા કેળવણીકારોનાં દિલ આ ધ્યેયો વિષે શંકાશીલ થયાં છે. અમેરિકન રાષ્ટ્રીયત્વ, લોકશાહી, આંતરરાષ્ટ્રીયત્વ અને સામાજિક ન્યાય એ બધી બાબતોનો સુમેળ કેમ સાધવો એ વિષે તેમના અંતઃકરણમાં ભારે ખળભળાટ મચી રહ્યો છે. આ ખળભળાટ શમી જઈ તેમાંથી ધ્યેયવાદનું કોઈ રત્ન હાથ લાગે નહિ ત્યાં સુધી અમેરિકાની કેળવણીમાં અને તેના જુવાનોમાં કોઈ નિશ્ચિત ધ્યેયવાદ જન્મશે નહિ. રશિયા, જર્મની અને ઇટાલી જેવા દેશો સમક્ષ જે એક ચોક્કસ ધ્યેય રહેલું છે તેવું અમેરિકામાં નથી. ને એમ થવાનું મુખ્ય કારણ અમેરિકાની ભિન્નભિન્ન ભાવનાવાળી સંમિશ્રિત જનતા છે.

**તત્ત્વજ્ઞાન અને વ્યવહાર વચ્ચેનું અંતર**

કેળવણીનો શાસ્ત્રીય અભ્યાસ અને પ્રયોગોની વિવિધતાની દૃષ્ટિએ

બીજા દેશોના પ્રમાણમાં અમેરિકામાં જોવા જેવું ઘણું છે. પરંતુ અમેરિકન કેળવણીકારોએ પ્રતિપાદન કરેલા બધા જ સિદ્ધાંતોનો અમલ અમેરિકાની શાળાઓમાં સર્વત્ર થતો હશે એવી આશા ભૂલ ભરેલી ગણાય. સ્થળે સ્થળે કેળવણીશાસ્ત્રનાં અનેક મહાવિદ્યાલયો છે; કેળવણી-શાસ્ત્રના અધ્યયન–અધ્યાપનમાં જેમણે પોતાની આખી જિંદગી આપી છે એવા અધ્યાપકો અહોનિશ કેળવણીનો વિચાર કરી રહ્યા છે, ને ભણાવી રહ્યા છે. પરંતુ નવા વિચારો અને સિદ્ધાંતોનું નિર્માણ તેઓ જેટલું ઝપાટાબંધ કરે છે તેનો જલદીથી પ્રત્યક્ષ શિક્ષણપદ્ધતિમાં અમલ થવો અશક્ય છે. કારણકે જૂના વિચારો અને નવા વિચારોનો ઝગડો સનાતન અને સર્વવ્યાપી છે, અમેરિકા તેમાં અપવાદરૂપ નથી જ. તુલનાત્મક શિક્ષણપદ્ધતિની દૃષ્ટિએ જોઈએ તો અમેરિકામાં સુધરેલી શિક્ષણપદ્ધતિ પર ચાલતી ઘણી શાળાઓ જોવા મળે; પરંતુ તાત્ત્વિક વિચારોની પ્રગતિની સાથે સરખાવતાં તેનો સીધો અમલ હજી ઘણા ઓછા પ્રમાણમાં છે. તત્ત્વ અને વ્યવહારમાં હજુ મહદ્ અંતર છે. આનો બીજો અર્થ એ છે કે નવા સિદ્ધાંતોનો પુરસ્કાર કેટલીએક અખતરો કરનારી સંસ્થાઓ તરફથી થયો છે; પરંતુ સાર્વત્રિક શિક્ષણ-પદ્ધતિમાં હજુ તેને જોઈએ તેવું કોઠું મળ્યું નથી.

**શિક્ષણનો દરજ્જો**

અમેરિકામાં કેળવણીનો જે પ્રમાણમાં વિસ્તાર થયેલો છે, તે પ્રમાણમાં ઊંડાણ હજુ ઓછું છે. મફત અને સાર્વજનિક કેળવણીના સિદ્ધાંતને વફાદાર રહેવામાં અત્યાર સુધી આગેવાનોની શક્તિ કેળ-વણીનો પ્રચાર કરવામાં, તથા તેને અંગે ઉપસ્થિત થતા બીજા અનેક પ્રશ્નોના નિકાલ લાવવામાં ખરચાઈ છે. ' દરેક પ્રજાજનના દરેક બાળક 'ને શાળામાં લાવી દેવાની મહત્ત્વાકાંક્ષા, અને બાળક ત્યાં આવ્યા પછી કંટાળીને નાસી ન જતાં શાળામાં જ રહે એની ચિંતા અર્થે અનેક યુક્તિઓ અને યોજનાઓની શોધ પાછળ તેમનો સમય વપરાયો છે. બીજી રીતે બોલીએ તો આજ સુધી સામાન્ય

બુદ્ધિવાળા વિદ્યાર્થીઓની મોટી સંખ્યાને ભણાવવામાં અમેરિકાએ સમય ગાળ્યો. શાળાઓ પણ બબે હજારથી દસબાર હજાર વિદ્યાર્થીઓ હોય એવડી મોટી. આ શાળાઓની વ્યવસ્થાને પહોંચી વળવામાં જ કેટલો સમય અને શક્તિ વપરાતાં હશે તેની કલ્પના કરવી બસ છે. આવડી મોટી સંખ્યાવાળી શાળાઓ રશિયા સિવાય બીજા કોઈ દેશમાં નથી. સામાન્ય કોટિના બહુસંખ્ય વિદ્યાર્થીઓની સગવડ કરવા જતાં અસામાન્ય અને અલૌકિક બુદ્ધિબળવાળા વિદ્યાર્થીઓની ઉપેક્ષા જ થઈ છે. આ ખામીનો અનુભવ કેળવણીના સંચાલકોને હવે થતો જાય છે, અને તેથી તેઓ તે બાજુ હવે ધ્યાન દેતા થયા છે.

સંખ્યાની દૃષ્ટિએ માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીનો પુષ્કળ ફેલાવો થયો, છતાં બધા પદવીધરો જ્ઞાનની સરખી કક્ષાવાળા જ હશે એમ માની લેવાનું નથી જ્ઞાનનુ ઊંડાણ અને વિદ્વત્તાની દૃષ્ટિએ આમાંના થોડાએક લોકો ઉચ્ચ કક્ષાના હોય છે, બાકીના બધા તો માત્ર ઉચ્ચ કેળવણીના સામાન્ય સંસ્કાર મેળવી લે છે એટલુ જ. કોલેજ બહાર રહી અભણ રહેવાને બદલે તેઓ કોલેજમાં આવીને વધારે સંસ્કારી બને છે; તેનો અર્થ તેઓ વિદ્વાન થાય છે એવો ન કરી લેવો જોઈએ. પસંદ કરેલા વિદ્યાર્થીઓને જ દાખલ કરતી જર્મન અને ફ્રેન્ચ વિદ્યાપીઠોના પદવીધરોની સરખામણીએ અમેરિકન પદવીધર બરોબરીમાં ઊતરશે એની ખાતરી આપી શકાય નહિ. પરંતુ સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો અમેરિકાની શિક્ષણપ્રણાલિમા સમાજને એકંદર લાભ છે. આ પ્રણાલિથી ઉત્કૃષ્ટ અને પ્રથમ પંક્તિના પદવીધરો સખ્યાની ગણતરીએ યુરોપના પદવીધરો જેટલા જ તૈયાર થાય છે, સિવાય સામાન્ય દરજ્જાના અને સારા શિક્ષણસંસ્કાર પામેલા પણ અનેક પદવીધરો સમાજમા આવે છે. આનો એક લાભ એ થાય છે કે સમાજમાં ઉપલા અને નીચલા થર વચ્ચે જમીન આસમાનનું અતર પડી જતું નથી ઉલટ પક્ષે યુરોપની પદ્ધતિમાં ચૂંટી કાઢેલા પદવીધરો સિવાય બાકીની મોટા ભાગની જનતાને ઉચ્ચ કેળવણીના સંસ્કારોનો

કશો લાભ મળતો નથી; ને એથી સમાજના બન્ને થરોમાં ભારે મોટું અંતર પડી જાય છે. વિદ્વત્તા અને આમજનતા બંનેની દૃષ્ટિ ધ્યાનમાં રાખીને બોલીએ તો અમેરિકન પ્રણાલિ સારી છે; આર્થિક તથા કરકસરની દૃષ્ટિએ જોઈએ તો યુરોપની પ્રણાલિમાં લાભ છે.

**કેટલાંએક સ્વીકાર્ય તત્ત્વો**

અમેરિકન શિક્ષણમાં જેમ દોષો છે તેમ ગુણ પણ ઘણા છે. એ બધાનો નિર્દેશ અગાઉ કર્યો જ છે. તે ઉપરાંત પણ કેટલીએક વિગતો ધ્યાનમાં લેવા જેવી છે.

અમેરિકન કેળવણીના નાયકોમાં આપણે આત્મનિરીક્ષણની વૃત્તિ જોઈ શકીએ છીએ. પોતાની ભૂલ શી છે અને બીજા પાસેથી શું ગ્રહણ કરવા યોગ્ય છે તેનો વિચાર તેઓ હમેશાં કરે છે. યુરોપના કેળવણી-નાયકોની વૃત્તિ આથી ઊલટી તરેહની છે. પોતે કરે છે તે જ યોગ્ય છે એવો પોતાની જાત વિષેનો અતિવિશ્વાસ આપણને તેમનામાં તુરત જણાઈ આવે છે. આમ અમેરિકન કેળવણીનું વલણ અંતર્મુખ બનીને પોતાની ભૂલો જોવા તરફનું હોવાને કારણે તેમાં નવી નવી સુધારણાઓ હમેશાં થયા કરે છે. દેશને એક ખૂણેથી બીજે ખૂણે ગમે ત્યાં ફરનારને કેળવણીમાં સુધારો કરવાનું વલણ અને વાતાવરણ દેખાઈ આવ્યા વિના રહે જ નહિ.

અમેરિકન શાળાઓ વિસ્તારમાં ( સંખ્યાની દૃષ્ટિએ ) મોટી છે તે તેમનો એક દોષ છે; છતાં તેનો કેટલોક લાભ પણ છે. શાળાઓ મોટી હોવાને કારણે જે કેટલીએક બાબતો નાની શાળાઓમાં કરવી અશક્ય જેવી હોય છે, તે ત્યાં જલદી બની શકે છે. શાળા મોટી હોય તો જુદા જુદા વિષયોના જ્ઞાતાઓને રોકી શકાય છે. શિક્ષણ વિષયક માનસશાસ્ત્રી, શારીરિક કેળવણીનો નિષ્ણાત, ડૉક્ટર અને પરિચારિકા (નર્સ), ધંધાની શોધ અર્થેનો માર્ગદર્શક નિષ્ણાત, વગેરે રોકી શકવાનું મોટી શાળાઓ હોય તો જ બને.

અમેરિકન શાળા-કૉલેજના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો પરસ્પર

ખૂબ છૂટથી હળેમળે છે, એને માટેના બુદ્ધિપૂર્વક પ્રયત્નો જ થાય છે. શિક્ષક વિદ્યાર્થીઓનો પ્રેમાળ અને સહાનુભૂતિવાળો માર્ગદર્શક છે. દરેક બાબતમાં વિદ્યાર્થીઓને તેના તરફથી મદદ મળવી જોઈએ એ માન્યતા ત્યાં વધારે પ્રચાર પામતી જાય છે. શાળાઓનો વિસ્તાર વધતો જાય તેમ તેમ વિદ્યાર્થી-શિક્ષકના સંબંધો ઓછા થવાને બદલે ઊલટા તે વધારે નિકટના બને તે માટે અનેક યોજનાઓ કરવામાં આવે છે. આથી દરેક વિદ્યાર્થીને એકાદબે અધ્યાપકો સાથે તો સારો સંબંધ બંધાય જ છે, અને મુશ્કેલીને વખતે તેમની સલાહ તેને મળી શકે છે.

યુરોપની શાળાઓને મુકાબલે અમેરિકન શાળાઓમાં માણસાઈનું વાતાવરણ વધારે છે. તટસ્થ માણસને તે વધારે રુચે છે. યુરોપની કોઈ શાળા જોવા જઈએ એટલે પ્રથમ તો પરવાનગી માગવી પડે છે; અને શાળાના મુખ્ય અધ્યાપક સાથે સમય ગોઠવીને તે વખતે જવાનું હોય છે. અમેરિકન શાળાઓમાં તો તમે સીધા જઈને મુખ્ય અધ્યાપકને મળી શકો છો, અને હસ્તધૂનન કરી તમારે જે જોઈએ તે કહી શકો છો. તુરત તે તમારે માટે ગોઠવણ પણ કરી આપે છે. વચ્ચેના વખતમાં તે તમને પોતાની સાથે ભોજન અર્થે બોલાવે છે, અને સહાનુભૂતિપૂર્વક તમારા, તમારા દેશના અને સમાજના ખબરઅંતર પૂછે છે. યુરોપમાં આવો અનુભવ જવલ્લે જ થાય છે. શાળાના સંચાલકોની અસર આખી શાળા પર પડે જ પડે, એ દૃષ્ટિએ ઉપરનો અનુભવ નોંધવા લાયક છે.

સુશિક્ષિત વાલીઓનું માન શાળાઓમાં તથા કેળવણી ખાતામાં સારું જળવાય છે. આથી કેળવણીની સુધારણામાં મદદ થાય છે, તે સાથે વિદ્યાધિકારીઓ પર કાંઈક નિયમન પણ રહે છે. એક વિદ્યાધિકારીએ પોતાની શાળાના વાલીઓ સંબંધે મને કહ્યું હતું: "કેળવણીમાં તો અમે જ સમજીએ, એમ કહીને અમે વાલીઓને બનાવી જઈ શકતા નથી. તેઓ પણ શિક્ષણશાસ્ત્રમાં ઠીક ઠીક સમજ ધરાવતા હોય છે."

કેળવણીને રાજકારણની પક્ષાપક્ષીથી પર રાખવાનો અમેરિકામાં

પ્રયત્ન થાય છે. આ પ્રયત્ન સફળ થાય જ છે એમ તો ન કહી શકાય, પરંતુ ધડો લેવા જેવા પ્રયત્ન તરીકે એની નોંધ લેવી જોઈએ.

કેળવણીનો વિસ્તાર, પ્રયોગોની વિવિધતા, નવા નવા વિચારો, સંશોધન, ઉદારતાથી છૂટે હાથે ખર્ચ કરવાની તત્પરતા, કેળવણી વિષેની શ્રદ્ધા, સામાન્ય જનતામાં પણ કેળવણી વિષેનો આદર, સામાજિક વિષયો ભણવા તરફ વધારે ઝોક, પોતાની જ કોઈ નવી સંસ્કૃતિ નિપજાવવાની મહત્ત્વાકાંક્ષા અને માણસાઈભર્યા વાતાવરણનો વિચાર કરતાં અમેરિકાની કેળવણીની પ્રણાલિ અભ્યાસ કરવા યોગ્ય છે એ વિષે તો શંકા જ નથી.

**અમેરિકા અને યુરોપની કેળવણીનો તફાવત**

ઇંગ્લાંડથી જુદા પડ્યા પછી અમેરિકાએ કેળવણી વિષેનું પોતાનું સ્વતંત્ર ધોરણ રચ્યું; અને ગયાં દોઢ બે સૈકાઓમાં તો અમેરિકન તથા યુરોપિયન કેળવણીનો વિકાસ બે સાવ જુદાં જુદાં તત્ત્વો અનુસાર થયેલ છે. ઇંગ્લાંડ તથા યુરોપના બીજા દેશોમાં અમુક બુદ્ધિશાળી વ્યક્તિઓને જ કેળવણી આપવાનું ધોરણ હતું અને હજુ છે; અમેરિકાનું ધોરણ સમગ્ર જનતાને કેળવીને આખાય સમાજને જ ઊંચી પાયરીએ ચડાવવાનું છે. આથી કેળવણીમાં તથા કેળવણીની સંસ્થાઓમાં બન્ને સ્થળે મોટો તફાવત જણાય છે. અમેરિકાની શાળાઓમાં બૌદ્ધિક તેમ જ હાથકારીગરીના વિષયો બધે સાથે સાથે જ હોય છે, ત્યારે ઇંગ્લાંડમાં બૌદ્ધિક કેળવણી અને હાથકારીગરીની કેળવણી માટે અલગ અલગ શાળાઓ હોય છે. અમેરિકાની હાઈસ્કૂલોમાં 'દરેક જનજનનું દરેક બાળક' શાળામાં આવે તેવા પ્રયત્નો થાય છે, ત્યારે ઇંગ્લાંડની હાઈસ્કૂલોમાં અમુક જ લોકોનાં અમુક ચૂંટી કાઢેલાં જ બાળકો શાળામાં આવે તેવી યોજના રચાય છે. અમેરિકામાં બધાને મફત કેળવણી આપવાનો શિરસ્તો છે, તો ઇંગ્લાંડમાં માધ્યમિક અને ઉચ્ચ કેળવણીનાં દ્વાર ફી આપનાર વિદ્યાર્થીઓ માટે જ માત્ર ખુલ્લાં રહે છે. ટૂંકમાં અમેરિકા કેળવણીમાં સાર્વત્રિક અને મુક્તદ્વાર

સિદ્ધાંતને અનુસરે છે, જ્યારે ઇંગ્લાંડ કેળવણી મર્યાદિત રહે અને ખરીદી શકનારને જ મળે તેવો આગ્રહ ધરાવે છે.

આમ છતાં ધીમે ધીમે સામાજિક અને આર્થિક પરિસ્થિતિની અસર બંને દેશોમાં થવા લાગી છે, પરિણામે બનેના સિદ્ધાંતોમાં ધીમે ધીમે છૂટછાટ વધતી જાય છે. સામાન્ય જનતામાં આવેલી જાગૃતિને કારણે માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી માત્ર ફી લઈને જ, આપવાનું ધોરણ ઇંગ્લાંડ અને ફ્રાન્સને આજે જતુ કરવું પડે છે. ફ્રાન્સમાં હજુ ૧૯૩૩ની સાલથી જ હાઇસ્કૂલની કેળવણી મફત કરવામાં આવી છે. ઇંગ્લાંડમાં હાઇસ્કૂલના વિદ્યાર્થીઓમાં સેંકડે ૫૦ થી ૬૦ ટકા ખાકી વિદ્યાર્થીઓ હોય છે. બીજી બાજુ અમેરિકાની કોલેજોમાં પણ પસંદ કરેલા વિદ્યાર્થીઓને જ દાખલ કરવાનુ ધોરણ ધીમે ધીમે દાખલ થતુ જાય છે. આ સિદ્ધાંત તેણે યુરોપ પાસેથી સ્વીકાર્યો છે. બીજી રીતે જોઈએ તો માધ્યમિક કેળવણી મફત આપવાનું ધોરણ યુરોપે અમેરિકા પાસેથી ગ્રહણ કર્યું છે અને ઉચ્ચ કેળવણી અમુક પસંદ કરેલા વિદ્યાર્થીઓ જ લે એ તત્ત્વ અમેરિકાએ યુરોપ પાસેથી લેવા માંડ્યું છે.

**પરસ્પરના આક્ષેપોની તુલના**

અમેરિકન કેળવણીનો ઝોક બાળક-વિદ્યાર્થીને કેન્દ્રમાં રાખવા તરફ છે; યુરોપની કેળવણી અભ્યાસના વિષયો પર વધારે ભાર દે છે. એક પ્રણાલિકામાં બાળકનુ કુદરતી વલણ જોઈ તેને વિકાસ કેમ મળે તેનો વિચાર છે, બીજીમાં અભ્યાસક્રમના ચોક્કસ વિષયો ભણીને વિદ્યાર્થી વિદ્વાન અને પંડિત કેમ બને તે વિચાર છે.

યુરોપિયન લોકોનો અમેરિકાની કેળવણીની પ્રણાલિ સંબંધે એવો આક્ષેપ છે કે તે સગવડપથી છે. સામેથી અમેરિકન લોકો યુરોપની કેળવણી પર માત્ર બુદ્ધિવાદી હોવાનો આક્ષેપ મૂકે છે. બંનેની પ્રણાલિકાનું નિરીક્ષણ કરતાં એમ જણાય છે કે અમેરિકન કેળવણી પર સમાજની પરિસ્થિતિની વધારે અસર છે, જ્યારે યુરોપની કેળવણી પર પરંપરાગત અભ્યાસક્રમની ઊંડી છાપ છે. સમાજની આજની

જરૂરિયાતનો વિચાર કરતા શું ઉપયોગી થશે તે દૃષ્ટિ અમેરિકન કેળવણીની છે; પરંપરાગત અભ્યાસક્રમની તેને દરકાર નથી. એથી ઊલટું સૈકાઓથી જે વિષયો શાળાઓમા ભણાવાય છે તે ઓછા કરવાની મુશ્કેલીને લઈ ને પરંપરાગત અને આજના સમાજને છેક નિરુપયોગી થઈ ગયેલા વિષયો ભણાવવાનું યુરોપને હજુ ચાલુ રાખવું પડે છે. આપણે ત્યાંની કેળવણી યુરોપની પરંપરાગત પદ્ધતિ સાથે વધારે જોડાયેલી છે એ આપણી મુશ્કેલી છે.

અમેરિકન વિદ્યાર્થીનું કામ જુઓ તો તેમાં જીવંતપણું, ઉત્સાહ, સ્વાભાવિકતા અને વ્યક્તિત્વ દેખાશે. ઇંગ્લાંડ–જર્મનીના વિદ્યાર્થીનું કામ જુઓ તો તેમાં શિસ્ત, ચોકસાઈ, ટાપટીપ, પદ્ધતિસરપણું દેખાશે; તેમનાં કામોમાં વ્યક્તિત્વ અને જીવંતપણું પ્રમાણમાં ઓછું હોય છે; વિદ્યાર્થીઓની સ્વાભાવિક છૂટ ઉપર જાણે કોઈ ભારે વજન પડેલું હોય તેમ તેમની વૃત્તિ દબાયેલી દેખાય છે. બંને શાળાઓનો આ તફાવત બંને સમાજની પ્રકૃતિનું પ્રતિબિંબ છે. એક સમાજ સ્વાતંત્ર્ય અને વ્યક્તિત્વને માન આપે છે; બીજા સમાજમાં શિસ્ત અને નિયંત્રણ પ્રાધાન્ય ભોગવે છે. બંને સમાજની રાજકીય પરિસ્થિતિ અને પરંપરા આ બધાના મૂળમાં છે.

**લેવા જેવું શું છે ?**

વાચકને સહેજે સવાલ થશે કે આ બધામાં હવે લેવા જેવું શું છે? લંકામાં સોનાની ઈંટો મળે એમ કહેવત છે. અમેરિકાની સંપત્તિ, સ્વતંત્રતા અને સામાજિક પરિસ્થિતિની બરોબરી હિંદુસ્તાન કરી શકે નહિ. ત્યારે ત્યાંની કેળવણીની પ્રણાલિમાંથી આપણે શીખવા જેવું શું છે ?

અમેરિકા દેશ અને તેની સામાજિક પરિસ્થિતિ આપણાથી જુદી જાતની છે ખરી, તોપણ આપણા અને તેના સમાજમાં કેટલુંએક સામ્ય છે. સિવાય બંને દેશોની પરિસ્થિતિ એક જાતની ન હોય તોપણ તત્ત્વ અને વ્યવહારની દૃષ્ટિએ પરસ્પર ગ્રહણ કરવા જેવી

ઘણી બાબતો છે. તત્ત્વનો સ્વીકાર તો સર્વમાન્ય ગણાય, વ્યવહારની વિગતો દરેકે પોતપોતાની રીતે પૂરવાની રહે.

અમેરિકન સમાજ મિશ્ર છે. અનેક દેશ, ધર્મ, સંસ્કૃતિ, પરંપરા અને ભાષાને લીધે ઉદ્‌ભવતી જુદી જુદી અને ઘણી વાર વિરોધી ભાવનાઓનો સુમેળ કેમ સાધવો એ અમેરિકાની કેળવણીનો સામાજિક તથા રાજકીય દૃષ્ટિએ મુખ્ય પ્રશ્ન છે. હિંદુસ્તાન અને અમેરિકાનું આ બાબતમાં સામ્ય છે. એકનિષ્ઠ સમાજ ઊભો કરવાની દૃષ્ટિએ અમેરિકાએ પોતાની કેળવણીમાં જે જે યોજનાઓ રચી તેનો ઉપયોગ આપણે કરી શકીએ. કાંઈ નહિ તો કેળવણીનું કાંઈક સામાજિક ધ્યેય હોઈ શકે છે એટલો ખ્યાલ તો કેળવણીના ક્ષેત્રમાં કામ કરી રહેલાઓને આવશે જ આવશે.

હિંદમાં આજે ઊંચા અને હલકા એવા વિભાગો પડી ગયા છે. સમાજના હલકા-ઊતરતા વિભાગનો પ્રયત્ન ઊંચે ચડવાનો છે પછાત વર્ગોને આગળ વધવાનું એક સાધન કેળવણી છે. કામ કરી શકવાની લાયકાતવાળી વ્યક્તિઓને કેળવણીનો લાભ મળે તો તે જરૂર ઊંચે આવી શકે. પોતાની કાર્યકુશળતાને આ રીતે વિકસવાનો અવકાશ છે એટલું ભાન જનતાને થાય તો તેથી લોકોના મનમાં નિરાંત રહે છે અમેરિકાએ મફત સાર્વત્રિક કેળવણીનું ધોરણ સ્વીકારીને અદના ગણાતા માણસોને પણ આગળ આવવાનો રસ્તો કરી આપ્યો છે, તેણે બધાને સરખી અનુકૂળતા (Equality of opportunity) આપી છે તેને સારુ સમાજે જરૂરી બધો આર્થિક ભોગ આપ્યો છે અને હજુ આપવા તૈયાર છે. આપણા દેશમાં પણ અત્યાર સુધી હલકા ગણાતા પરંતુ જાગ્રત થયેલ આમવર્ગનાથી અસંતોષ દૂર કરવો હોય તો સંસ્કારિતાની દૃષ્ટિએ ઉજળા ગણાતા લોકોની સમાન કક્ષાએ પહોંચવાની તેમને સંધિ આપવી જોઈએ કેળવણી દ્વારા તે બની શકશે, તે સાથે સમાજે આવશ્યક આર્થિક ભોગ સહન કરવા પણ તૈયાર થવું જોઈએ.

**સાવધાન !**

અમેરિકાની કેળવણીના ઇતિહાસમાથી એક સાવધાનીભર્યો સૂર આપણા માટે નીકળે છે. કેળવણીનો ફેલાવો થાય અને તે સાર્વત્રિક બને એટલે આજ સુધી અભણ રહેલો અને બૌદ્ધિક સંસ્કાર વિનાનો વર્ગ શાળાઓમા દાખલ થવાનો, આ ભરતીની સાથે પૂર્વેનો મર્યાદિત અને પસંદગી પામેલો બુદ્ધિજીવી વર્ગ લઘુમતીને પામે, ને એથી એકંદરે બુદ્ધિમત્તાનુ પ્રમાણ ઊતરવા માંડે. અમુક પેઢીઓ પછી જ તે ઊંચુ આની શકે. શાળામાં સામાન્ય બુદ્ધિવાળો વર્ગ મોટી સંખ્યામા હોવાને કારણે તેમની કેળવણી તરફ જ સ્વાભાવિક રીતે વધારે ધ્યાન આપવું પડે છે; કેળવણીનો ક્રમ પણ તેમની રીતે અને તેમનાથી થઈ શકે તેવો જ ગોઠવવો પડે છે. આ પરિસ્થિતિમાં નીચલા થરમાથી નિશાળને આવેલા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ તથા ઉપલા થરમાથી આવતા હોશિયાર વિદ્યાર્થીઓને સોસવું પડે છે. એકંદરે કેળવણીનુ ધોરણ ઊતરતું જાય છે, અને કેળવણી લઈને બહાર પડનો વર્ગ સામાન્ય કોટિનો જ નીકળે છે. અમેરિકા આ અનુભવથી ડાહ્યો થયો છે, ખાસ બુદ્ધિવાળાં ( ગિફ્ટેડ ચાઈલ્ડ ) બાળકોની કેળવણીની સ્વતંત્ર યોજના કરવી આવશ્યક છે એમ હવે કેળવણીના સૂત્રધારોને લાગતું જાય છે. ઉપરના થરમાથી હો કે નીચેના થરમાંથી હો, પરતું બુદ્ધિશાળી બાળકો દેશહિતની દૃષ્ટિએ બહુ ઉપયોગી છે. દેશના એ ભાવિ સ્તંભો છે, એ ધ્યાનમાં રાખીને તે મુજબ તેમની કેળવણીની યોજના થવી આવશ્યક છે. આ સાવધાની આપણે અમેરિકા પાસેથી શીખી લેવાની છે.

**સામાજિક જરૂરિયાતો અને કેળવણીની પુનર્ઘટના**

સમાજ અને કેળવણીને કેટલો નિકટ સબંધ છે તે આપણે અમેરિકાની કેળવણીની પ્રણાલિ ઉપરથી જોઈ લીધુ. અમેરિકાના સામાજિક પ્રશ્નો અને તેની જરૂરિયાતોનુ પ્રતિબિંબ તેની કેળવણીમાં પડેલું છે. શાળા એટલે હિમાલયના કોઈ યોગીની અસ્પૃષ્ટ ગુફા

-નથી. સમાજે શાળાને જન્મ આપ્યો છે, એટલે શાળાએ સમાજને ઉપયોગી થવું એ એનો ધર્મ છે. સમાજની પ્રગતિ, સુધારણા અને પુનર્ઘટના અથવા નવીન રચના થાય તે સાથે સાથે કેળવણીમાં પણ ફેરફાર થવો આવશ્યક છે. કેળવણી અને અભ્યાસક્રમોની પુનર્ઘટનાનો શાસ્ત્રીય અભ્યાસ આજે અમેરિકાની વિદ્યાપીઠો કરી રહી છે. હિંદુસ્તાનમા પણ આજે કેળવણીની પુનર્ઘટના આવશ્યક છે એમ સહુ કોઈ સ્વીકારે છે. આ કાળે એક સૂચના આપવાનું મન થઈ જાય છે.

કેળવણીની પુનર્ઘટના એટલે માત્ર તેના બાહ્યાંગનો ફેરફાર નથી. કેટલા વર્ષોનો અભ્યાસક્રમ યોજવો, કયા કયા વિષયો રાખવા, પરીક્ષાઓ કેમ લેવી એ બધી બાબતો મહત્ત્વની છતાં તેના બાહ્યાંગમાં આવે છે. વધારે અગત્યનો મુદ્દો તો સમાજની મહત્ત્વાકાંક્ષાઓ અને જરૂરિયાતો લક્ષમાં રાખીને કેળવણી અને અભ્યાસક્રમની વિગતો વિચારવી જોઈએ તે છે. અમેરિકાના દરેક પ્રાંતમાં આ જાતની પુનર્ઘટના થઈ રહી છે. તેની યોજનાનું હાર્દ આપણે પૂરું સમજી લઈએ તો આપણી કેળવણીની પુનર્ઘટના આપણે જાતે જ કરી શકીશું; તે માટે યુરોપિયન નિષ્ણાતો આણવાની આવશ્યકતા ર્‌હેશે નહિ.



# રશિયા–સમાજવાદી કેળવણી

## પ્રકરણ સાતમું

## કેળવણીની ધરમૂળથી પુનર્ઘટના

**ક્રાંતિ પહેલાં અને પછી**

નાનાં બાળકોથી માંડીને વૃદ્ધો સુધીની આખી પ્રજાને દફતરપાટી લઈ ભણવા જતી જોવાનું ધન્ય દૃશ્ય આજે રશિયામાં સાંપડે છે. રશિયામાં સેંકડે પચાસ લોકો હરકોઈ જાતની શાળામાં જતા જ હોય છે. કેળવણીની જૂની પર પરા વિનાના સમાજે સર્જેલી આ સ્થિતિ નવાઈ પમાડનારી છે કારણકે કેળવણીમાં આટલી મોટી પ્રગતિ રશિયાએ એક જ પેઢીમાં કરી બતાવી છે. ટૂંક મુદ્દતમાં આટલી પ્રગતિ આજ સુધી દુનિયાના કોઈ દેશે કરી બતાવી નથી. આજ સુધી કેળવણીમાં અને તેની શાસ્ત્રીય વિચારણામાં અમેરિકા અને જર્મની જ મોખરે હતા; પરંતુ બહુ થોડા કાળમાં રશિયા તેની પંક્તિએ બેસશે એમાં તલભાર શંકા નથી. ઉન્નતિ સાધવા ઇચ્છતા દરેક દેશને રશિયાના કેળવણી વિષયક પ્રયોગની માહિતી માર્ગદર્શક થઈ પડશે.

રાજક્રાંતિ પૂર્વે રશિયામાં સેંકડે ૬૪ લોકો નિરક્ષર હતા; આજે એ સ્થિતિ પલટાઈ ગઈ છે. સેંકડે ૯૦ કરતાં વધારે લોકો આજે અક્ષરજ્ઞાન ધરાવતા બન્યા છે. સોવિયેટ લોકનાયકોએ ૧૯૧૯માં પોતાની શિક્ષણયોજના ઘડી કાઢી તેનો જોસભેર અમલ શરૂ કરી દીધો. નવી રાજ્યઘટના લોકશિક્ષણ સિવાય ચિરસ્થાયી થશે નહિ એ સિદ્ધાંત પાકે પાયે સમજી જઈને તેમણે દેશના આખા કાર્યક્રમમાં કેળવણીની યોજનાને પ્રમુખ સ્થાન આપ્યું. રાજક્રાંતિ પછી રચનાત્મક કાર્યના તેમણે ત્રણ ભાગ પાડ્યા. પહેલું તો રાજકીય દૃષ્ટિએ અંદરના તથા બહારના બંને શત્રુઓ સાથે લડીને પોતાની સત્તા સ્થાયી બનાવવી, બીજું આર્થિક દૃષ્ટિએ દેશની સ્થિતિ સુધારવી અને

ત્રીજો અતિ મહત્ત્વનો વિભાગ કેળવણીની યોજના નક્કી કરી લોકોને સુશિક્ષિત બનાવી દેવા. આ ત્રણે મોરચાઓ પર રશિયાએ એકીસાથે ધસારો કરવા શરૂ કરી દીધો.

કેળવણીની રચનાનો પાયો પહેલેથી જ વિશાળ યોજ્યો, ને તેમાં જુવાન અને પ્રૌઢ બધાનો રશિયાએ સમાવેશ કર્યો. સમાજને હવે પછી પાંચ વર્ષે ક્યાં પહોંચાડવો છે તેનો નિર્ણય કરી લઈને તે અનુસાર કેળવણીની વિગતવાર રૂપરેખા તેણે મૂકી. લોકો માગે તેટલી જ કેળવણીની સગવડ આપવી, બને તેટલી કરકસર કરીને જ તે કરવી અને સાર્વજનિક કેળવણીની જવાબદારી બને ત્યાં સુધી પ્રજાને માથે ઢોળી દેવી, એ જાતની નીતિ રશિયાએ સ્વીકારી નથી. ઊલટું કેળવણી એ સમાજશાસનનું એક બળવાન સાધન છે, અને સમાજને ઇષ્ટ ધ્યેય તરફ લઈ જવામાં તેનો પૂરો ઉપયોગ કરી લેવો જોઈએ, એ સિદ્ધાંત તેણે સ્વીકાર્યો. સમાજસત્તાવાદી રાજપદ્ધતિ તો સ્થપાઈ ગઈ; પરંતુ આખી જનતા અને ઊગતી તરુણ પ્રજા કેળવણી દ્વારા સમાજવાદના સિદ્ધાંતોને સમજતી અને તેમાં માનતી ન થાય ત્યાં સુધી નવી શાસનપદ્ધતિ ચિરસ્થાયી નહિ થાય એ બરાબર પિછાની લઈને રશિયાએ કેળવણીનો પૂરતો ઉપયોગ રાજકારણમાં કર્યો છે.

આજે આખા દેશમાં પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ કેળવણીની તેમ જ ઔદ્યોગિક શિક્ષણની સંસ્થાઓ સ્થપાઈ ગઈ છે. પૈસાદારોની અને ગરીબ લોકોની કેળવણી જુદી એવો જૂનો ભેદ ત્યાં રહ્યો નથી. ઊલટું કામદાર, મજૂર અને કૉમ્યુનિસ્ટના બાળકોને ઉચ્ચ કેળવણીમાં પહેલાં દાખલ કરવામાં આવે છે, અને જગ્યાનો સમાસ હોય તો જ બીજાઓને લેવામાં આવે છે. બાળપણમાં કેળવણી ન મળી શકી હોય એવા ઉંમરે પહોંચેલા માણસો સારુ પણ પ્રાથમિક અને ઉચ્ચ કેળવણીની વ્યવસ્થા કરવામાં આવી છે. સામાન્ય માણસોને પણ કેળવણી લેવાનો વધારેમાં વધારે અવકાશ આપવાના ધ્યેયને અમલમાં મૂકવાનું માન અમેરિકા પછી રશિયાને મળવું જોઈએ. આ બાબતમાં યુરો-

૫ના બીજા દેશો હજુ ઘણા પછાત છે એમાં શંકા નથી.

**નવી કેળવણીની રૂપરેખા**

નવી કેળવણીનો આરંભ રશિયાએ સમાજને અને છેડેથી કર્યો છે. લેનીને ૧૯૧૯ની ૨૬મી ડિસેમ્બરે એક ફરમાન કાઢી જાહેર કર્યું કે આઠથી પચાસ વર્ષની ઉંમરના દરેકેદરેક રશિયન સ્ત્રીપુરુષે પોતાની માતૃભાષા અગર તો રશિયન ભાષા શીખીને સાક્ષર થઈ જવું જોઈએ.

પ્રાથમિક તેમ જ ઉચ્ચ કેળવણીની જે જે જાતની સંસ્થાઓ વિદ્યાર્થીઓ માટે છે તેના જેવી જ પ્રૌઢોને માટે પણ છે. પ્રૌઢ ઉંમરના માણસને પોતાના ધંધાની સાથોસાથ અક્ષરજ્ઞાન મેળવવાની સગવડ છે, અને આગળ વધીને માધ્યમિક કેળવણી મેળવી વિદ્યાપીઠની કેળવણી સુધી પણ તે પહોંચી શકે છે. બાળક જન્મે ત્યારથી તેની કેળવણી શરૂ થાય છે. ત્રણ વરસની ઉંમર સુધી બાળકોને શિશુગૃહમાં રાખવાની સગવડ છે. જોકે આ સગવડ હજુ કારખાનાઓમાં, ખેતરોમાં તથા અન્ય સ્થળે મહેનત કરતી માતાના બાળક પૂરતી જ છે; દેશનાં બધાં બાળકો માટે તે થઈ નથી. ત્રણથી આઠ વર્ષ સુધીનાં બાળકોને બાલોદ્યાન પદ્ધતિએ કેળવણી અપાય છે. આ કેળવણી ફરજિયાત નથી, તેમ તેને માટે ફી ભરવી પડે છે. આઠથી બાર વર્ષની ઉંમર સુધીની ચાર વર્ષની પ્રાથમિક કેળવણી ફરજિયાત અને મફત છે. બારથી પંદર વર્ષ સુધીની માધ્યમિક કેળવણી શહેરોમાં અને કારખાનાંઓની વસ્તીમાં ફરજિયાત છે. હાલ તુરત ખેતરો ઉપર તથા ગામડાંઓમાં ચાર વર્ષની અને શહેરોમાં તથા કારખાનાઓમાં સાત વર્ષની કેળવણી મફત અને ફરજિયાત છે; વખત જતાં બધે જ સાત વર્ષનું ફરજિયાત ધોરણ થઈ જશે. પંદર વર્ષની ઉંમર પછી મોટા ભાગનાં બાળકો ધંધાદારી કેળવણી લે છે; સેંકડે પંદરથી વીશ બાળકો જ આગળની ત્રણ વર્ષની બૌદ્ધિક કેળવણી લેવાનું ચાલુ રાખે છે. તે પૂરું થયા પછી ઉચ્ચ કેળવણીનાં ચારથી પાંચ વર્ષોનો અભ્યાસક્રમ છે. ઉચ્ચ કેળવણીનો ઉદ્દેશ રાજકીય તથા ઔદ્યોગિક ક્ષેત્રમાં જોઈતા

નાયકો તૈયાર કરવાનો છે. ૫ંદરમા વર્ષ પછી ધંધાદારી કેળવણી માટે જેઓ શાળા છોડી દે છે, તે પૈકી કેટલાએક છ્બાર મહિના કારખાનામ ઉમેદ્વારી કરીને તાલીમ મેળવે છે; બીજાઓ સારુ ચાર વર્ષનો અભ્યાસક્રમ આંકેલો છે. આમા તાત્ત્વિક તથા વ્યાવહારિક બંને પ્રકારની કેળવણી મળે છે. આ આખી યોજના બાળ-વિદ્યાર્થીઓ (પ્રૌઢ નહિ) માટેની છે.

**પ્રૌઢ વયની કેળવણી**

પ્રૌઢ એટલે ઉમર લાયક ભણનારાંઓ માટે જુદી જ અને સંપૂર્ણ કેળવણીની યોજના છે. તેમાં બે વિભાગ પડે છે સામાન્ય કેળવણી અને રાજકીય કેળવણી. પ્રથમ અક્ષરજ્ઞાન લીધા પછી સ્વતંત્ર શાળાઓમાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પૂરી કરીને વિદ્યાપીઠોમાં જઈ શકાય છે. એના જેવી જ રાજકારણની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ છે, ને એ કેળવણી પૂરી કર્યા પછી કોમ્યૂનિસ્ટ વિદ્યાપીઠોમાં દાખલ થઈ શકાય છે. આ રીતે રાજકારણના નાયકો ઊભા કરવા સારુ પ્રૌઢો માટે કેળવણીની સ્વતંત્ર પદ્ધતિ રશિયાએ યોજી છે

રશિયામા કેળવણી બાળકો માટે જ નહિ પણ પ્રૌઢ વર્ગ માટે પણ છે. વળી તે શાળામાં જ અપાય છે એવું પણ નથી, પરંતુ સમાજની અનેક સંસ્થાઓ દ્વારા શાળા બહારની સામાન્ય જનતાને પણ કેળવણી મળે તેવી યોજના છે. સમાજને જો સર્વાંગી કેળવણી આપવી હોય તો તે શાળાની અંદર અમુક જ કલાકો અને અમુક જ વર્ષોમાં પૂરી થઈ શકે નહિ; બચપણથી માંડીને વૃદ્ધાવસ્થા સુધી અનેક રીતે કેળવણી મળ્યા જ કરે એવી ગોઠવણ હોવી જોઈએ. તેને માટે હસ્તલિખિત સામયિકો, ચર્ચામંડળો, પુસ્તકાલયો, ચિત્રપટો, રેડિયો, નાટકશાળાઓ, વર્તમાનપત્રો વગેરે અનેક સાધનોની ગોઠવણ હોય છે.

**તરુણોની સંભાળ**

શાળાઓની ફીનું ધોરણ વાલીઓની આવક પ્રમાણે ઓછું

## રશિયન કેળવણીની યોજના

[શાળાની પડખેના આંકડા અભ્યાસના વર્ષોની મુદત બતાવે છે.]

ઉંમર

૨૧
૨૦
૧૯
૧૮
૧૭
૧૬
૧૫
૧૪
૧૩
૧૨
૧૧
૮
૩ થી ૮
૧ થી ૩

ઉમેદવારી

ઉમેદવારી ½ અથવા ૧

ટેકનિકલ સ્કૂલ ૪

માધ્યમિક કેળવણી ૩ + ૩

ઉચ્ચ ઔદ્યોગિક અને ઔષધિક ૪–૫

ફરજિયાત પ્રાથમિક ૪–૫

બાલોદ્યાન

શિશુમંદિર

પ્રૌઢ કેળવણી

પ્રૌઢ માધ્યમિક કેળવણી ૨ + ૨

રબ્ફાકસની પ્રાથમિક તથા ઉચ્ચ કેળવણી

પ્રાથમિક

માધ્યમિક ૩

રબ્ફાકસ વિદ્યાપીઠ ૩ ૪

પ્રૌઢ પ્રાથમિક શિક્ષણ ૨

વધતું થયા કરે છે. સાવ ઓછી આવકવાળા વાલીઓને ફીમાંથી તદ્દન મુક્તિ મળે છે, અથવા અરધી ફી ભરવી પડે છે; બાકીનાઓને તે પૂરી ભરવાની હોય છે. છોકરાછોકરીઓની શાળા જુદી જુદી નથી; બધા સાથે જ ભણે છે. કેળવણીનો આટલો વિસ્તાર એકીસાથે કરી દેવામાં મકાનો, શિક્ષણસાહિત્ય વગેરેની રશિયાને ખૂબ ખેંચ પડે છે; પણ તેથી હતાશ કે નિરાશ ન થતાં લોકનાયકો ચોક્કસ ધ્યેયને ધ્યાનમાં રાખીને રસ્તો કાઢ્યે જાય છે. ઝારશાહીના વખતમાં પૈસાદાર ઉમરાવોનાં બાળકો સારુ જે મોટા મોટા રાજમહેલો બંધાયા હતા તેમાં આજે સામાન્ય બાળકોની શાળાઓ બેસે છે; અગાઉ અઢીસો ઉમરાવજાદાઓ માટે બાંધેલા એક આલેશાન મકાનમાં આજે દોઢ હજાર વિદ્યાર્થીઓ કેળવણી લઈ રહ્યા છે. આર્થિક વિટંબનાને લીધે રશિયામાં નજર નાખો ત્યાં ગરીબાઈ દેખાય છે, પણ કેળવણીમાં જરાયે કરકસર કરવામાં આવતી નથી. મોટા મોટા અધ્યાપકો અને સંશોધકો ફક્ત ચારોટી ખાઈને દિવસો ગાળે છે, પરંતુ બાળકોના ખાવાપીવામાં તેઓ જરાયે ઊણપ રાખતા નથી. આર્થિક વિટંબનાઓની અસર ભાવિ પ્રજા ઉપર ન થાય તે માટે તેઓ સતત જાગ્રત રહ્યા કરે છે. આ નિરંતરની જાગૃતિને લીધે જ આજે રશિયામાં બાળકો અને વિદ્યાર્થીઓની અસાધારણ કાળજી લેવાતી જોઈએ છીએ.

**કેળવણીની પુનર્ઘટનાનાં મુખ્ય તત્ત્વો**

કેળવણીની પુનર્ઘટનામાં રશિયાએ વિચાર અને આચારમાં બતાવેલી હિંમત ધ્યાન ખેંચે તેવી છે. પછાત પડેલા દેશો કેળવણીમાં અથવા સમાજકારણમાં જ્યારે જ્યારે કોઈ પ્રગતિ કે પ્રવૃત્તિ કરવાનો વિચાર કરે છે ત્યારે ત્યારે યુરોપના કોઈ બીજા દેશે આવું કર્યું છે કે નહિ તેનો તેઓ પગલેપગલે વિચાર કરે છે, અને પ્રગતિ અર્થે પોતાની પરંપરાનો ત્યાગ કરી દેનારો સમાજ ઘણી વાર જાણેઅજાણે પણ અન્ય સમાજની પરંપરા પાછી પોતાને ત્યાં ઉતારી દે એવું બની જાય છે!

કેળવણીના ક્ષેત્રમાં રશિયાએ પોતાની જ સ્વતંત્ર પરંપરા ઊભી કરી. જૂની પરંપરાનો તેણે સદંતર ત્યાગ નથી કરી દીધો; પરંતુ કોઈ પણ બાબત ઇષ્ટ છે કે અનિષ્ટ તે નક્કી કરવાની કસોટી તેણે પહેલી નક્કી કરી. સમાજનાં આખરી ધ્યેયો પ્રથમ નક્કી કર્યા પછી એ ધ્યેયોને બંધબેસતી થાય તે જૂની પરંપરાઓ રહેવા દીધી, તથા આવશ્યક જણાઈ તે બીજા દેશો પાસેથી ઉછીની લીધી; અને એ રીતે પોતાની નવી જ પદ્ધતિ ઊભી કરી. સમાજધારણાનાં તત્ત્વો અને સમાજનાં ધ્યેયોનો ખ્યાલ પોતા પાસે સ્પષ્ટ હોવાથી કેળવણીની પુનર્ઘટના કરવાનું તેમનું કામ સરળ બન્યું.

**સમાજ, રાજકારણ અને કેળવણી**

કેળવણી સમાજની પ્રગતિને અર્થે છે, તેમ જ તેને રાજકારણથી અલગ પણ રાખવી ન જોઈએ એવો રશિયાનો સિદ્ધાંત છે. રાજકારણથી કેળવણી અમારે ત્યાં અલગ છે એમ કહેનારા યુરોપ, અમેરિકાના લોકો ઢોંગી છે; સ્થાપિત સત્તાને અનુકૂળ એવી જ ત્યાંની કેળવણી છે. એટલું ખરું કે આ સત્તાને પ્રતિકૂળ હોય તેવા રાજકારણથી તે કેળવણી અલિપ્ત છે! રશિયાના કેળવણી નાયકો તો એમ જાહેર રીતે કહે છે કે અમારી કેળવણીની તો યોજના જ સમાજસત્તાવાદી પ્રજાજનો ઊભા કરવા માટેની છે, અને તે પ્રમાણે અમે કેળવણીમાં રાજકારણ દાખલ કરીએ જ છીએ. સમાજસત્તાવાદના બધા સિદ્ધાંતો રશિયાની કેળવણીમાં પ્રતિબિંબિત થયેલા છે.

હાથકામની તથા બુદ્ધિની કેળવણી આપનારી શાળાઓ જુદી જુદી રાખવાનું રશિયાને માન્ય નથી. પ્રત્યેક શાળામાં બને જાતની કેળવણી આપવાની સગવડ હોવી જ જોઈએ. બુદ્ધિ અને શ્રમના ભેદ એ તો કૃત્રિમ છે; દરેકે બંને બાબતો સાધ્ય કરવી જોઈએ. સમાજની દરેક વ્યક્તિએ કાંઈક તો સંપત્તિ ઉત્પન્ન કરવી જ જોઈએ; એ જ મુખ્ય કેળવણી છે. પરિણામે રશિયાની કેળવણી 'ઉદ્યોગપ્રધાન કેળવણી' (પોલિટેક્નિકલ સ્કૂલ) કહેવાય છે. નાની મોટી દરેક શાળામાં વર્ક-

શૉપ હોય છે, અને શાળાને પણ કોઈ કારખાના સાથે જોડેલી હોય છે. આ રીતે બૌદ્ધિક કેળવણીને ઔદ્યોગિક અને હાથકામની કેળવણી સાથે સાંધી દેવામા આવી છે.

રશિયન કેળવણીમા ભૌતિક શાસ્ત્રો પર વધારે ભાર અપાય છે. તેઓ જડવાદી અને ભૌતિક સુખવાદી છે. જગતના બધા ભૌતિક શાસ્ત્રો હસ્તગત કરી તેનો ઉપયોગ સમાજને સુખી અને સુસસ્કૃત કરવામાં કરવો એ તેમનો ઉદ્દેશ છે. આને સારુ બધા શાસ્ત્રોનુ સાહિત્ય રશિયન ભાષામાં ભાષાતર કરીને ઉતારવામાં આવ્યુ છે. વૈજ્ઞાનિક પ્રયોગશાળા સિવાયની કોઈ પણ શાળા સાધનસપન્ન છે એમ સ્વીકારાતુ નથી.

**કેળવણીનાં મુખ્ય ત્રણ તત્ત્વો**

રાજકારણ, ધનોત્પાદન અને શાસ્ત્રીય જ્ઞાન ઉપર રશિયાની સામાજિક પુનર્ઘટનામાં પુષ્કળ ભાર છે. કેળવણીની પુનર્ઘટના આ તત્ત્વો પર જ યોજાઈ છે. 'સમાજ, શ્રમ અને કુદરત' (સોસાયટી, લેબર ઍન્ડ નેચર) આ ત્રણ તત્ત્વો પર બાળવર્ગથી માંડીને ઉચ્ચ કેળવણી સુધીનો આખોય કેળવણીનો ક્રમ રચાયો છે. 'સમાજ'ના મથાળા તળે સમાજ વિષયક શાસ્ત્રોનું બૌદ્ધિક અને પ્રત્યક્ષ જ્ઞાન તથા રાજકારણ આવે છે, 'શ્રમ'ના મથાળા તળે આર્થિક અને ઔદ્યોગિક કેળવણીનો સમાવેશ થાય છે, ને 'નિસર્ગ'ની વ્યાખ્યામાં બધાં બૌદ્ધિક અને ઔદ્યોગિક શાસ્ત્રો સમાય છે. આ રીતે સમાજનાં ધ્યેયોની સાથે સુસંગત રહે એવો કાર્યક્રમ તળિયેથી મથાળા સુધી તેણે યોજ્યો છે.

**કેળવણીમાં શ્રમનું ગૌરવભર્યું સ્થાન**

શ્રમ, સમાજહિતબુદ્ધિ અને શાસ્ત્રીય જ્ઞાન એ ત્રણ મુખ્ય સિદ્ધાંતો નવી સમાજરચનાના પાયામાં છે, અને તેની અસર કેળવણી પર પણ પડી છે સમાજમાં હરેક વ્યક્તિએ જાતે મહેનત કરીને જીવનની જરૂરી વસ્તુઓ નિર્માણ કરી લેવી જોઈએ; બીજાની મહેનત ઉપર કોઈ પોતાનો નિર્વાહ ચલાવી ન શકે; મહેનત કરવાની ટેવ સમાજની

દરેક વ્યક્તિને હોવી જોઈએ. આ રીતે બધી વ્યક્તિઓ જાતે શ્રમ કરીને સમાજમાં વસે તો જીવનની જરૂરી ચીજોના મોટા ઢગલા થાય અને કોઈ ગરીબ રહે જ નહિ. સમાજશાસનનો આ સિદ્ધાંત રશિયાએ પોતાની કેળવણીમા લાગુ કર્યો છે. બાળક શાળામા પ્રવેશ કરે ત્યારથી તેની આસપાસ એવું વાતાવરણ હોય છે કે તેને 'શ્રમ'ના સિદ્ધાંતનો પ્રત્યક્ષ અનુભવ થઈ જાય. બીજા દેશોમાં જણાતું બૌદ્ધિક અને ધંધાદારી કેળવણી વચ્ચેનું અંતર અહીં નથી આને પરિણામે મહેનત કરનારી વ્યક્તિને અથવા ઉદ્યોગની તાલીમ આપતા શિક્ષકને સમાજ હલકા દરજ્જાનો લેખતો નથી યુરોપ અને અમેરિકાના લોકો 'શ્રમ'ના તત્ત્વને ગમે તેટલું ગૌરવ ( ડિગ્નિટી ઑફ લેબર ) આપે તોપણ પ્રત્યક્ષ કેળવણીની સંસ્થાઓનો અનુભવ જુદી વાત કહે છે. પુસ્તકિયા કેળવણી આપનાર અને લેનાર બંનેના દિલમા ઉદ્યોગધંધા શીખનાર અને શીખવનાર વ્યક્તિ વિષે જે માનબુદ્ધિ અને આદર હોવાં જોઈએ તેટલાં હોતાં નથી.

**શ્રમ વિષેની બે વિરોધી ભાવનાઓ**

બાળકનો હાથ લાકડાની હથોડી કેટલામે વર્ષે વાપરી શકશે તે વિષે રશિયાના કેળવણીકારોએ પ્રયોગો કરીને એમ ઠરાવ્યું છે કે બાળક ત્રણ વર્ષની ઉંમરે હથોડી વાપરી શકે છે, માટે આ ઉંમરેથી શ્રમતત્ત્વના શ્રીગણેશ માંડી શકાય. બાળકો મોટાં થઈને નિશાળમાં જાય ત્યાં વર્કશૉપ અને ફેક્ટરીની સાથે તેમને હમેશા નિકટ સંબંધ રહે છે. વાતાવરણને પરિણામે શારીરિક મહેનત એટલે કારખાનાનું કામ હલકા દરજ્જાનું છે એ ભાવના જ આખા સમાજમાથી નાશ પામી છે. યુરોપની શિક્ષણપ્રથાનું પરિણામ એ આવ્યું છે કે ઉચ્ચ શાળા–કૉલેજોમાંથી બહાર પડેલા પદવીધરોને શારીરિક મહેનત કરવામાં અપમાન લાગે છે. મજૂર વર્ગમાથી કોઈ બુદ્ધિશાળી બાળક કેળવણી લઈ આગળ આવે એટલે કામદાર વર્ગને બદલે તેનો સમાવેશ મધ્યમ વર્ગમાં કરવામાં આવે છે, અને તે વ્યક્તિ પણ પોતાના

આ નવા વર્ગને છાજે તેવો ઉજળાં કપડાંનો ધંધો શોધે છે. હિંદના કેળવાયેલ પદવીધરોના મનમાં મહેનત કરવા વિષે જે ઉદાસીનતા –ઘૃણા છે તે જ કાંઈક અંશે ફ્રાન્સ, ઇંગ્લાંડ અને જર્મનીમાં પણ દેખા દે છે. આવા બેકાર પદવીધરોનાં ટોળાં આપણી પેઠે યુરોપમાં પણ છે. જર્મનીમાં ક્રાંતિ થવાનું કારણ મધ્યમ વર્ગના સુશિક્ષિતોની બેકારી હતી. ટૂંકમાં આધુનિક પાશ્ચાત્ય કેળવણીને લીધે સમાજમાં શરીરશ્રમ કરવા વિષે તેમ જ તે કરનાર કામદાર વર્ગ તરફ જે અનાદરની ભાવના ઉત્પન્ન થાય છે, ને જેને પરિણામે સમાજમાં ઉદ્યોગધંધાની યોજના ચૂંથાઈ જાય છે, તે વૃત્તિ જ મૂળમાં ઉત્પન્ન થવા ન પામે તેવી કાળજી રશિયન કેળવણીકારોએ લીધી છે.

**સમાજજ્ઞાન અને સમાજકાર્ય**

રશિયન સમાજરચનાનું બીજું તત્ત્વ સમાજહિતબુદ્ધિ છે. તેનું પ્રતિબિંબ તેની કેળવણીમાં પણ પડેલું છે. પ્રત્યેક વ્યક્તિ વિરાટ સમાજનું એક અંગ છે; આ સમાજના હિત અર્થે કામ કરવામાં પોતાનું પણ કલ્યાણ રહેલું છે; પોતાની બુદ્ધિ, શ્રમ વગેરે સર્વસ્વ સમાજને ચરણે ધરવામાં જ પોતાના વ્યક્તિત્વનો વિકાસ રહેલો છે; તેમ જ બધી વ્યક્તિઓ આ રીતે પોતાનો સ્વાર્થ જોવાને બદલે સમાજહિત વિષે કાળજી ધરાવે તો તેમાં સમાજ અને વ્યક્તિ ઉભયનું કલ્યાણ રહેલું છે, એ એનાં મુખ્ય તત્ત્વો છે. ઓગણીશમી સદીમાં પ્રચલિત થયેલા વ્યક્તિવાદ અને વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતોને પરિણામે યુરોપમાં વ્યક્તિનો જ સ્વાર્થ સધાય તેવી આર્થિક પદ્ધતિ નિર્માણ થઈ. વ્યક્તિસ્વાતંત્ર્યના આ સિદ્ધાંતનો ઉપયોગ પણ સમાજની કેટલીએક વ્યક્તિઓએ પોતાનો સ્વાર્થ સાધવામાં જ કર્યો. વ્યક્તિવાદના સિદ્ધાંતના વિરોધ તરીકે આજે યુરોપમાં સમાજવાદના સિદ્ધાંતનો ઉદય થયો છે. કેળવણીમાં આ નવી માન્યતાની સુસંગત યોજના રશિયાએ રજૂ કરી બતાવી છે.

શિક્ષણક્રમમાં સમાજ વિષયક શાસ્ત્રોના અભ્યાસને પ્રાધાન્ય

અપાય છે. તાત્ત્વિક અને બૌદ્ધિક જ્ઞાનને કેળવણીમાં પ્રત્યક્ષ અનુભવ અને કાર્યની જોડે સાંધવામાં આવ્યું છે. બાલજ્ઞાન વર્ગોથી માંડીને ઉચ્ચ કેળવણી સુધીના બધા અભ્યાસક્રમોમાં સમાજસેવાના સિદ્ધાંતનો અંતર્ભાવ છે. પોતાની આસપાસના સમાજને માટે પોતે કાંઈક કરવું જોઈએ, અને એવું કાર્ય કરતાં કરતાં સમાજનાં ધ્યેયો સાથે આખરે એકરૂપ થઈ જવું જોઈએ, એ ભાવના રશિયન જુવાનોમાં પ્રત્યક્ષ આચાર દ્વારા જગવવામાં આવે છે. પરિણામે રશિયાની કેળવણી સન્યાસમાર્ગી અને કેવળ પુસ્તકિયા રહી નથી. શાળાની હરેક વ્યક્તિનો સંબંધ વર્ગ અને પુસ્તકો તેમ જ બહાર વસતા જીવંત સમાજ સાથે જોડાય છે. નાગરિક ગણાવા માટે કેળવણી પૂરી થતાં સુધી રાહ ન જોતાં રશિયાનો જુવાન નાગરિક તરીકેનાં પોતાનાં સામાજિક કર્તવ્યો અગાઉથી જ બજાવવા માંડે છે. સમાજ અને શ્રમ સાથે સતત સંબંધ હોવાથી રશિયન જુવાનની કેળવણી માત્ર પુસ્તકિયા રહેતી નથી; બૌદ્ધિક વિકાસની સાથે તેને વ્યાવહારિક અનુભવ પણ મળતો જાય છે. આથી બૌદ્ધિક કેળવણી એક બંધ તળાવ જેવી ન રહેતાં સતત વહેતા ઝરા જેવી જીવંત બને છે. જ્ઞાન, કર્મ, વિદ્યા અને વ્યવહારનો સુમેળ કેળવણીમાં રશિયાએ કેવી રીતે સાધ્યો છે તેની માહિતી સંન્યાસવૃત્તિથી નિષ્ક્રિય બની ગયેલ સમાજને માટે અતિશય બોધદાયી થશે એમાં શંકા નથી.

**ભૌતિક શાસ્ત્રોનો અભ્યાસ**

રશિયન કેળવણીમાં ભૌતિક શાસ્ત્રોના અભ્યાસ અને પ્રયોગને ખાસ સ્થાન અપાયું છે. આ શાસ્ત્રોનો ખેતીવાડી અને ઉદ્યોગોમાં કેવી રીતનો ઉપયોગ થઈ શકે તે તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખાસ ખેંચવામાં આવે છે. ઔદ્યોગિક ક્ષેત્રોમાં સીધી રીતે અનુભવ લીધો હોય એવા જ શિક્ષકો શાસ્ત્રીય વિષયોના અધ્યાપનમાં નિમાય છે. વિજ્ઞાનની કેળવણી તથા તે માટેનાં પ્રાયોગિક સાધનો છેક નાનાં ગામડાંઓની શાળાઓ સુધી પહોંચાડી શકાય તે માટે સાધનો ઓછાં

ખર્ચાળ બનાવવાના ખાસ પ્રયોગો ચાલે છે. શાસ્ત્રીય જ્ઞાન અને તે દ્વારા ઔદ્યોગિક કેળવણીનો પ્રચાર કરીને સમાજના ભાવિ ઐહિક ઉત્કર્ષનો પાયો આજે રશિયાએ નાખ્યો છે. રશિયાનો સમાજવાદ નહિ સ્વીકારનારા બીજા દેશોને પણ તેનો આ ઔદ્યોગિક કેળવણીનો કાર્યક્રમ સ્વીકારવામાં કશી અડચણ ન હોવી જોઈએ.

**હિંદી કેળવણીની પુનર્ઘટના**

અફાટ લોકસંખ્યા, નિરક્ષર સમાજ, દરિદ્રતા, સંસ્કૃતિપ્રસારનાં સાધનોનો અભાવ વગેરે અનેક દૃષ્ટિએ હિંદુસ્તાન રશિયાને ઘણી રીતે મળતો આવે છે. ફેર એટલો જ છે કે રશિયા આજે પ્રગતિને પથે પડી ચૂક્યો છે ત્યારે હિંદુસ્તાને તો હજુ પ્રગતિની દિશા જ નક્કી કરવાની બાકી છે. હિંદી કેળવણીની ખરેખર પુર્નઘટના કરવી હોય તો પ્રથમ પહેલાં હિંદી સમાજનાં ધ્યેયો નક્કી કરી તેને અનુરૂપ અને પોષક કેળવણીનાં તત્ત્વો અને યોજનાઓ ઘડવાં જોઈએ. તેને સારુ આખા સમાજને તેમ જ ભાવિ પચીશ પચાસ વર્ષોને ધ્યાનમાં રાખી તે દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ. આજની કેળવણીની પ્રણાલિને થીંગડાં દઈને અથવા ભણવાના વિષયોમાં એકબેનો વધારો કે ઘટાડો કરવાથી સુધારો આણી શકાશે નહિ. સમાજનાં આજનાં તેમ જ આત્યંતિક ધ્યેયો નક્કી કરીને તે અનુસાર કેળવણીની આખી પુનર્ઘટના થવી જોઈએ.

## પ્રકરણ આઠમું

## અક્ષરજ્ઞાનપ્રચારનો સફળ પ્રયત્ન

**વીશમી સદીની અજાયબી**

કેળવણીની દુનિયામાં એક મહદ્ આશ્ચર્યની ઘટના એ છે કે રશિયાએ માત્ર પંદર વર્ષમાં જ ચૌદ કરોડની પ્રજામાંથી નિરક્ષરતાનો અંત આણ્યો છે. ૧૯૧૭ની સાલમાં સેંકડે ૬૪ ટકા લોકો નિરક્ષર

હતા; આજે લગભગ આખો સમાજ અક્ષરજ્ઞાન ધરાવતો થયો છે. જેઓ નિરક્ષર રહી ગયા છે તેવાઓમાં અતિશય વૃદ્ધ થયેલા, દૂર પ્રાંતોમાં રહેતા અને શાળામાં આવી શકવાને અસમર્થ એવા લોકો જ છે. અક્ષરજ્ઞાનનો પ્રચાર રશિયાએ બહુ પ્રતિકુળ પરિસ્થિતિમાં કર્યો છે. તિજોરીમાં પૈસાનું નામ નહિ, નવીન સ્થાપન થયેલી સત્તા સામે બીજા દેશોનો જબરો વિરોધ, અને કોઈ ઉધાર નાણું તો આપે જ શાનું ? એવી વિકટ પરિસ્થિતિમાં તેણે માર્ગ કાઢ્યો છે. હિંદુસ્તાનમાં બસો વર્ષના અમલમાં જે બની શક્યું નથી તે રશિયાએ માત્ર પંદર વર્ષમાં કરી બતાવ્યું છે, તે હકીકત ખરેખર કોઈ પણ દેશને મગરૂબી આપી શકે તેવી છે.

રશિયામાં ઠારોઠાર રાત્રિશાળાઓ ચાલે છે અને તેમાં કામદાર વર્ગનાં સ્ત્રીપુરુષો સાથે બેસીને *કાંઈક લખવાનું*, *વાંચવાનું અથવા* વાદવિવાદ કરવાનું ચલાવતાં હોય છે. પાટિયા પર લખવા માટે હાથ પણ પહોંચતો ન હોવાથી જેણે પગ તળે લાકડાનું સ્ટૂલ રાખ્યું છે એવી આ વર્ગની શિક્ષિકા હોય છે ! નિરક્ષરતા વિરુદ્ધ ઉપાડેલી આ જબ્બર જેહાદમાં આબાલવૃદ્ધ સહુ ભરતી થઈ ગયાં છે. પાંચ વર્ષની પ્રાથમિક કેળવણી લેવાથી બીજાઓને *શીખવવાની* જેમનામાં લાયકાત આવી ગઈ છે એવી વ્યક્તિઓ—બાળકો અને મોટેરાંઓ સહુ, આ વિશાળ ચળવળમાં જોડાઈ ગયા છે. અક્ષરજ્ઞાનપ્રચારની યોજના રશિયાએ કેવી રીતે સફળ કરી તેનો ઇતિહાસ હિંદુસ્તાન જેવા નિરક્ષરતા-પ્રધાન દેશને ઘણો બોધપ્રદ થઈ પડશે.

**જ્ઞાન મેળવવા પર જોર**

લેનિને એક ઠેકાણે લખ્યું છે: “ માનવીએ વધારેલું જગતનું બધું જ્ઞાન મેળવી લીધા વિના કોઈ પણ માણસ સાચો કોમ્યૂનિસ્ટ (સામ્યવાદી) થઈ શકતો નથી.” લેનિનના શબ્દોને વેદવાક્ય ગણનારા રશિયન લોકનાયકોએ કેળવણી, અક્ષરજ્ઞાન અને જ્ઞાનાર્જન પર વિશેષ ભાર આપ્યો છે. પ્રજાના સામાન્ય વર્ગની સર્વતોમુખી

વધુ અને વધુ ઉન્નતિ સાધવી એ નવીન રાજ્યપદ્ધતિનુ એક આસં-તિક ધ્યેય મનાયું છે. દરેક વ્યક્તિને પોતાની ગુંજાશ પ્રમાણે વિકાસ પામવા દેવી હોય તો કેળવણી એ મુખ્ય સાધન છે. મનુષ્યના આજ સુધીના ઇતિહાસમાં તો દેખાયુ છે કે અત્યાર સુધી જે જે જાતની શાસનપદ્ધતિઓ અસ્તિત્વમા આવી તેમા ઉચ્ચ સસ્કારિતાની કેળવણી અને માનસિક વિકાસ સાધવાની અનુકૂળતા તો થોડાએક લક્ષ્મી-પુત્રોને અથવા તો સમાજના એકાદ બે ઉચ્ચ ગણાતા વર્ગોને જ મળી છે. સામાન્ય લોકોની મર્યાદામાં તેને આણવાના પ્રયત્નો તો છેલ્લાં બે સૈકાંઓથી જ ચાલે છે. પરતુ જે વસ્તુસ્થિતિ બીજા દેશોમાં ધીરેધીરે અને ઉપલા ગણાતા વર્ગોની ખુશી અનુસાર બનતી જાય છે, તે રશિયન લોકનાયકોએ એક ઝપાટે ઊભી કરી દીધી છે.

**રાજકીય ક્રાંતિ અને કેળવણીમાં ક્રાંતિ**

કેળવણીનો આટલો પ્રચાર કરવામાં રશિયાનો એક બીજો પણ હેતુ રહેલો છે. હરકોઈ સમાજમા રાજકીય ક્રાંતિ થતાની સાથે જ તે દેશની કેળવણીની પ્રણાલિ બદલાય જ છે. અમેરિકા, જર્મની અને ઇટાલીનાં ઉદાહરણો પરથી આની ખાતરી તુરત થશે. રશિયાએ રાજક્રાતિની સાથોસાથ કેળવણીમાં પણ ક્રાંતિ આણી. પરતુ બીજા દેશોને મુકાબલે પોતાની આ ક્રાતિની ઇમારતનો પાયો તેણે ખૂબ લાંબોચોડો નાખ્યો છે. જે નવીન સામાજિક, રાજકીય અને આર્થિક સિદ્ધાંતોને આધારે ક્રાતિ થાય છે તે સિદ્ધાંતોની કેળવણી જો સમા-જની હરેક વ્યક્તિને મળે નહિ, તો કાળાંતરે એ ક્રાતિના મૂળ સિદ્ધાંતો ભૂસાઈ જાય છે ને માત્ર તેનું ખોખું રહે છે. ફ્રાન્સમાં ૧૭૮૯માં જે મોટી રાજક્રાંતિ થઈ તેની પાછળના સિદ્ધાંતો (સ્વાતત્ર્ય, સમતા અને બધુતા) અતિ ઉદાત્ત હતા; પરંતુ દેશનો સામાન્ય પ્રજાજન આ દૃષ્ટિએ કેળવાઈને તૈયાર થયેલ ન હોવાથી એ રાજક્રાંતિ તુરત જ નેપોલિયનની શાહીસત્તામા ફેરવાઈ ગઈ. આવી ભૂલનુ પુનરાવર્તન રશિયન નાયકો કરવા ઇચ્છતા નથી. જગતની બધી ક્રાંતિઓનું સૂક્ષ્મ

'અવલોકન અને લાંબો અભ્યાસ કરીને તે તે વખતે થયેલી ભૂલો પોતાને ત્યાં ફરી વાર કેમ પુનરાવર્તન ન પામે તે વિષે સંપૂર્ણ કાળજી રશિયન નેતાઓએ પ્રથમથી જ લીધી છે. ૧૯૧૭માં આણેલી રાજક્રાંતિ કાયમી થવા સારુ લોકો કેળવાવા જોઈએ એ પહેલી વાત; લોકકેળવણીનુ મુખ્ય સાધન અક્ષરજ્ઞાનનો પ્રચાર. માટે જ અક્ષરજ્ઞાન-પ્રચાર ઉપર રશિયાએ પોતાની બધી શક્તિ પ્રથમ કેંદ્રિત કરી છે.

**સ્વયંસેવકોની યોજના**

અક્ષરજ્ઞાનપ્રચારની આખીય હિલચાલ સામાન્ય લોકોનો ઉત્સાહ, આગેવાની અને દ્રવ્યને બળે ચાલે છે એ ખાસ ધ્યાન ખેંચે તેવી હકીકત છે. આજની સરકાર પોતે પોતાની સત્તાને જોરે અને રાજહસ્તક આ હિલચાલ ચલાવતી નથી. સ્વયંસેવા એ આ ચળવળનો આત્મા છે. સરકાર તરફથી તેને સંપૂર્ણ સહાનુભૂતિ અને ઉત્તેજન મળ્યા જ કરે છે. હિલચાલ ચાલુ રાખવા માટે ૧૯૨૪માં એક મધ્યવર્તી સાર્વજનિક સંસ્થાની સ્થાપના થઈ. તેનું નામ પણ ભારે અર્થવાહક છે. " નિરક્ષરતાનું દેવાળુ કાઢનારી મંડળી " ( લિક્વીડેશન ઑફ ઇલિટરસી સોસાયટી ) એવું એનું નામ છે. આ મંડળી તરફથી લોકમત કેળવવા અર્થે આખા દેશમાં ઉપશાખાઓ ખોલવામાં આવી. કારખાનાંઓમાં, ખેતરો ઉપર, ગામડાંઓમાં તેમ જ શહેરના લત્તાઓમાં દરેક સ્થળે શાખાઓ સ્થાપી તે દ્વારા પહેલાં તો નિરક્ષર અને સાક્ષર-લોકોની ગણતરી કરી લીધી આ કામ કરવામાં ભણેલા તથા અભણ બધાએ સાથે મળીને કામ કર્યું.

જુદી જુદી જગ્યાના કામદારસંઘો, હાઈસ્કૂલ તેમ જ કૉલેજના વિદ્યાર્થીઓ, કોમ્યૂનિસ્ટ પક્ષના સભાસદો વગેરે મળી ત્રણ કરોડ લોકોની મંડળી આ કામ સારુ તૈયાર થઈ. તેમણે 'કેળવણીની ચડાઈ' (કલ્ચર કૅમ્પેન) આદરી. આ કામમાં જેટલા લોકો સામેલ થયા તેમને માટે ' સંસ્કૃતિના સૈનિકો ' ના નામની યોજના થઈ. આ આખી હિલચાલનો ઉદ્દેશ સેંકડો વર્ષોથી ચાલી રહેલી નિરક્ષર-

તાને એક ઝપાટે નામશેષ કરી દેવાનો હતો; જમાનાઓ-પેઢીઓ સુધી ખાલી અક્ષરજ્ઞાન મેળવવા માટે સામાન્ય લોકો રાહ જોયા કરે તે કરતા દસબાર વર્ષમાં આ જ જિંદગીમાં આ કામ પાર પાડી દેવાની તેમણે કમર કસી હતી. પ્રત્યક્ષ અનુભવ પણ એ જ કહે છે કે ઇચ્છા હોય તો ધાર્યા કામ પાર પડે છે! કેળવણીના ઇતિહાસમાં ખરેખર આ ઘટના અભૂતપૂર્વ ગણાય.

પ્રત્યક્ષ કામ હાથ ધરવા માટે એક વ્યવસ્થિત મંડળની યોજના થઈ. આખા દેશમા અક્ષરજ્ઞાન માટેનુ એક મધ્યવર્તી મંડળ (સુપ્રીમ કાઉન્સીલ) સ્થાપીને તેના હાથ નીચે પ્રાંતિક મંડળો, જિલ્લામંડળો અને સ્થાનિક મડળો રચાયાં. સોંપાયેલ વિભાગમાં દરેક મંડળે અક્ષરજ્ઞાન પ્રચારનુ કામ ઉપાડી લીધું. મધ્યવર્તી મંડળ તથા જિલ્લા-મંડળોનાં કામોમાં આટલી બાબતોનો સમાવેશ હતો: (૧) શાળાઓ સ્થાપવી; (૨) અભ્યાસક્રમની અને ભણાવવાની વ્યવસ્થા કરી દેવી; (૩) કેળવણી વિષયક પ્રવાસો જેવા સામુદાયિક કાર્યક્રમો વિચારવા; (૪) આર્થિક બાજુની બધી ગોઠવણ કરવી, તથા લવાજમો એકઠાં કરી તેનો હિસાબ રાખવો; (૫) નવી નવી યોજનાઓ ને કાર્યક્રમો ઘડવા.

'સંસ્કૃતિનું' સૈન્ય

આ ચળવળને જાહેર દાનો અને લવાજમોમાંથી આર્થિક મદદ મળી. દરેક સભાસદનું લવાજમ નિયમિત મળ્યા કરતું; ઉપરાંત કારખાનાંઓના કામદારસંઘો એકીસાથે ફાળો કરી પૈસા પહોંચાડતા. બધા શિક્ષકો સ્વયંસેવક તરીકે કામ કરતા, તેથી પૈસાની જરૂર ખાસ તો કેળવણીનાં સાધનો ખરીદવામાં અને મંડળના પ્રચાર અર્થે રહેતી.

આ કામમાં જે સ્વયંસેવકો કામ કરતા તેમને 'સંસ્કૃતિના સૈનિકો' (કલ્ચર આર્મી) તરીકે ઓળખવામાં આવતા. આ નામ કામનો હેતુ અને તેનો ઉત્સાહ-જોમ યથાર્થ રીતે વ્યક્ત કરે છે. ગમે તે ઉમરનો શિક્ષક ચાલી શકે. ઓછાંમાં ઓછાં ચાર વર્ષનો પ્રાથમિક શાળાનો જેણે અભ્યાસ કર્યો હોય તે શિક્ષક પ્રથમ શ્રેણી ભણાવી શકે, અને

જેણે સાત વર્ષનો અભ્યાસ કર્યો હોય તે બીજી શ્રેણી ભણાવી શકે. સ્વયંસેવક તરીકે ભરતી થયા પછી તેણે થોડુંએક શિક્ષણશાસ્ત્ર અને કેમ ભણાવવું તેનો અભ્યાસ કરી લેવો જોઈએ; પછી તે શાળામાં ભણાવી શકે. સામાન્ય રીતે હાઈસ્કૂલ અને કૉલેજના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ સ્વયંસેવક શિક્ષકનું કામ કરે છે. કેળવણી લેતી તરુણ પેઢીએ જ રશિયામાં અક્ષરજ્ઞાનનો ફેલાવો કર્યો છે એમ કહેવું વધારે યથાર્થ છે. આ કાર્ય અર્થે જુવાનો દિવસે અભ્યાસ કરી લીધા પછી રાત્રિનો વખત બીજાને માટે વાપરે છે. જેઓ સામાન્ય રીતે રાત્રે રસ્તે આંટા માર્યા કરે, નાટકસિનેમા જોવા જાય અથવા ચોપડીઓમાં માથું નાખી દીવા પાસે ગોખણપટ્ટી કરવા બેસે, તે વિદ્યાર્થીઓને સમાજના જીવંત પ્રશ્નો હાથ ધરી તેમાં તન્મય થયેલા જોઈએ ત્યારે જોનારને પોતે કોઈ અજબ ચેતનભર્યા વાતાવરણમાં છે એમ લાગ્યા વિના રહે નહિ. આ જુવાનોનો ઉત્સાહ જોતાં રશિયાએ '*નિરક્ષરતાનું જડમૂળ*' માત્ર પંદર વરસમાં કેમ કાઢ્યું તે આપોઆપ સમજાઈ જાય.

ભણાવવાના કામમાં જેમ વિદ્યાર્થીઓએ મદદ આપી તેમ ભણેલા કામદારોએ પણ ઘણી મદદ કરી. બીજાને ભણાવી શકવા જેટલો જેમનો અભ્યાસ થયો હતો એવા અનેક સ્વયંસેવકોએ આમાં ઉત્સાહભેર ભાગ લીધો હતો.

**'વન' પહોંચેલા વિદ્યાર્થીઓ**

અક્ષરજ્ઞાનની શાળામાં ભણતા વિદ્યાર્થીઓ સોળ વર્ષથી માંડીને પચાશ વર્ષથી પણ વધારે ઉમર સુધીના હોય છે. તેમને ફી આપવી પડતી નથી, અથવા પાટીપેનનો ખર્ચ કરવો પડતો નથી. શહેરમાં સામાન્ય રીતે પચીસત્રીશ જણાં એક વર્ગમાં હોય છે; પરંતુ ખેતરો ઉપર અથવા ગામડામાં એક વર્ગમાં બે કે ત્રણ જ ભણનારાં હોય તોપણ સ્વયંસેવક શિક્ષકને મોકલવાનો રિવાજ છે. જે સ્ત્રીઓ અથવા આયાઓ નાનાં બચ્ચાંઓને મૂકીને ઘર બહાર જઈ શકે તેમ ન હોય તેમને ભણાવવા સારુ સ્ત્રીસ્વયંસેવકો તેમને ઘેર મોકલવામાં આવે છે.

પ્રૌઢ વયનાં માણસોને ભણવા બેસે ત્યારે પહેલાં મનમાં સહેજે થાય: “ પાકે ઘડે કાંઈ કાંઠા ચડે ? હવે શુ ભણતાં આવડે ? જરા મહેનત કરી જોઈએ, એટલુ જ ! ” પણ પહેલાં બે અઠવાડિયાંમાં જ તેમનામાં હિંમત આવી જાય છે અને ભણવાનો ઉત્સાહ વધતો જાય છે.

બાળકોને જેટલુ ભણતાં બે વર્ષ લાગે તેટલુ મોટી ઉમરનાં માણસો નવ મહિનામાં પૂરું કરે છે, અને ચાર વર્ષનો અભ્યાસ તેઓ દોઢ વર્ષમાં ખતમ કરી નાખે છે. નિરક્ષરની પેઠે અધકચરા ભણેલાઓને પણ ભણાવવા પડે છે. સામાન્ય રીતે અઠવાડિયાના છથી અગિયાર કલાક ભણાવવાનું હોય છે. નવ મહિને પહેલી પરીક્ષા અને અઢાર મહિને બીજી પરીક્ષા લેવાય છે. કક્કાથી ભણતર શરૂ ન કરતાં શબ્દો અને વાક્યોથી જ શરૂઆત કરાવીને અક્ષરપરિચયની સાથે જ તેમને વાંચનનો આરંભ કરાવવામાં આવે છે. પહેલી પરીક્ષામાં સાદું વાચન, ભાવાર્થ કહેવાનું અને સાદું ગણિત હોય છે જ્યારે બીજી પરીક્ષામાં અસ્ખલિત વાચન, વ્યાકરણ, ગણિત, ભૂગોળ અને ઇતિહાસ વગેરે પુછાય છે.

અક્ષરજ્ઞાનપ્રચાર અર્થે મજૂરો તેમ જ ખેડૂતોને ઉપયોગી નીવડે તેવાં ખાસ પાઠયપુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં. તે જ પ્રમાણે અક્ષરજ્ઞાન મળી ગયા પછી તે ભૂલી ન જવાય તે સારુ પણ તેમને ઉપયોગી થાય તેવું સાહિત્ય પ્રસિદ્ધ કરવામાં આવ્યું. અક્ષરજ્ઞાન પૂરું કરેલા લોકો વર્તમાનપત્રો વાંચે, કાગળો લખે તથા વાંચે, પુસ્તકાલયમાં જઈ પુસ્તકો વાંચે વગેરે જાતની ટેવો કેળવે તેવા પ્રયત્નો ચાલુ હોય છે— એ ઉદ્દેશથી કે એક વાર મહેનત કરીને મેળવેલું અક્ષરજ્ઞાન વપરાશને લીધે ચાલુ રહે, ભૂલી જવાય નહિ.

**માત્ર પ્રચાર કે નક્કર હકીકત?**

સેંકડો અને હજારો વર્ષો સુધી અભણ અને અજ્ઞાન રહેલી ચૌદ કરોડની વસ્તીને કેળવણી આપવાની આ હિલચાલ એટલી તો ઝડપભેર ઉપાડી લેવાઈ કે તેની કલ્પના પણ થઈ ન શકે ! એકલા મોસ્કો

શહેરમાં એક જ વર્ષમાં ૫૭૦૦૦ લોકોને વાંચતા કરી દેવામાં આવ્યા! પાંચ વર્ષમાં અક્ષરજ્ઞાનની ચળવળ કેટલી જોસભેર આગળ વધી તેનો ખ્યાલ ૧૯૨૭–૨૮ અને ૧૯૩૨ માં લેવાયેલા સાક્ષર લોકોના આંકડાઓ ઉપરથી આવી શકશેઃ—

| | |
|---|---|
| ૧૯૨૭–૨૮ મા અક્ષરજ્ઞાન ધરાવનારાઓની સંખ્યા | ૭,૩૨,૦૦૦ |
| ૧૯૩૨ મા ,, ,, ,, | ૨,૦૦,૦૦,૦૦૦ |

ફક્ત પાંચ જ વર્ષમાં ૭ લાખમાંથી ૨ કરોડની સંખ્યા એ અજાયબી ભરેલી પ્રગતિ તો છે જ છે! કેળવણી ખાતાનો અંદાજ છે કે આજે રશિયામાં બધા લોકોને લખતાંવાંચતાં આવડી ગયું છે.

આ બધા આંકડાઓ જોઈએ અને ઉપરની હકીકત વાંચીએ ત્યારે સહેજે શંકા થાય છે કે આ હિલચાલ માત્ર કાગળ ઉપર અને પ્રચાર અર્થે જ ચાલે છે, એવું તો નથી? આમાં ખરેખર પ્રગતિ કેટલી થઈ હશે? મોસ્કો–લેનિનગ્રેડ જેવા શહેરમાં ફરીને રશિયન સમાજને જોઈએ તો આનો જવાબ મળી જાય છે. રસ્તે ઠેરઠેર બુકસેલરોની દુકાનો હોય છે, અને બધે ખરીદનાર માણસોની ખૂબ ભીડ હોય છે. તાજેતરમાં અક્ષરજ્ઞાન મળવાથી લોકોને વાંચનની જબ્બર ભૂખ લાગી છે, અને એ ભૂખને તૃપ્ત કરવા સારુ સાત્વિક તેમ જ ઉપયોગી સાહિત્ય રશિયામાં નિર્માણ થયે જ જાય છે. સાહિત્યપ્રકાશન ઉપર સરકારનું નિમંત્રણ છે એટલે છીછરું અથવા અશ્લિલ વાચન બજારમાં આવી શકતુ જ નથી. સ્ટીમર પરના ખલાસીઓ જુઓ કે કારખાનાના મજૂરો જુઓ, નવરાશ મળી કે તમને કાંઈક વાંચતા જ દેખાશે. સારાંશ અક્ષરજ્ઞાનની હિલચાલનું ધાર્યું પરિણામ આવતું જાય છે એ વિષે શંકા નથી.

**મુશ્કેલીમાંથી માર્ગક્રમણ**

આ બધું કામ સરળતાથી નિર્વિઘ્ને ચાલ્યું જાય છે એમ માની લેવાનું કશું કારણ નથી. તેમાં પણ મુશ્કેલીઓ ઊભી જ છે. પહેલી મુશ્કેલી દર વર્ષે નવા નવા સ્વયંસેવકો શિક્ષકો તરીકે આવે તેમને અક્ષ

ભણાવવું તે સમજાવી તેમની સંઘટના કરવી તે છે. કામ કરનારાઓ બદલાય છતાં સંસ્થાની એટલે કે કામની કાર્યપરંપરા કાયમ ટકી રહે એ દૃષ્ટિએ ખૂબ કાળજી રાખવી પડે છે. વળી માત્ર સ્વયંસેવકોને આધારે ચાલતી આ અફાટ સંઘટનામાં સુવ્યવસ્થા જાળવવાનું કામ પણ એટલું જ મુશ્કેલીભર્યું છે પરંતુ આ બધી મુશ્કેલીઓમાંથી દેશનાયકો કામ આગળ ચલાવે જાય છે. તેમનામાં મહત્ત્વાકાંક્ષા છે, વિચાર છે તથા આજ સુધીના અનુભવે તેમનામાં શ્રદ્ધા પણ આવેલી છે. પ્રોફેસર શાત્સ્કી નામના રશિયાના કેળવણીકારે ૧૯૩૩માં પોતાના એક વ્યાખ્યાનમાં કહ્યું હતું "હવે પછીનાં પાંચ વર્ષે અમારો દેશ દુનિયાના બીજા કોઈ પણ દેશ કરતાં વધુ ભણેલો અવશ્ય થયો હશે."

## પ્રકરણ નવમું

## બાલકેળવણીનો નવો યુગ

**રાજની જવાબદારી**

રશિયામાં બાળકોની કેળવણીની શરૂઆત જન્મ પહેલાં છ અઠવાડિયાથી થાય છે. માતાને બાળકના જન્મ પહેલાં અને પછી બધું મળી ત્રણ મહિનાની ચડતે પગારે રજા મળે છે, ઉપરાંત આ કાળ દરમિયાન બાળકના અને પોતાના આરોગ્ય માટેની બધી આવશ્યક વૈદકીય માહિતી અને મદદ તેને મળી શકે છે. બીજા દેશોને મુકાબલે રશિયાની સરકારે કેળવણીની જવાબદારી પોતે વધારે ઉપાડી છે. જન્મથી જ બાળકના આરોગ્ય અને માનસિક વિકાસની સંભાળ રાખવાની સરકારની ફરજ ગણાય છે. આથી બાલકેળવણીની સંસ્થાઓની વિપુલતા અને વિવિધતા જેટલી રશિયામાં છે તેટલી બીજે દેખાતી નથી. આ કામને સંપૂર્ણ રીતે પહોંચી વળવાની નિરાંત હજુ તેને સાંપડી નથી, પણ જે થોડો ઘણો સમય મળ્યો છે, ને તેમાં તેણે જે કામ કર્યું છે તેથી એમ કહી શકાય કે બાલકેળવણીમાં રશિયાએ

પહેલો નંબર લીધો છે, અને થોડા જ વખતમાં આ ક્ષેત્રમાં રશિયા આદર્શ કામગરી કરી બતાવશે. અમેરિકા, ઇંગ્લાંડ વગેરે દેશોમાં બાલશિક્ષણની સંસ્થાઓ છે, પણ પ્રમાણમા તે બહુ ઓછી ગણાય; અતિશય પૈસાદાર અથવા છેક ગરીબ કુટુંબો જ તેનો ફાયદો લઈ શકે છે. રશિયામાં આઠ વર્ષથી નાની ઉમરનાં બાળકો પૈકી અરધાં કરતાં વધારે બાળકો આવી શાળાઓમાં જાય છે. આખી પ્રજાનાં બધાં જ બાળકો માટે પ્રાથમિક શાળામાં દાખલ થતા પૂર્વેની બાલોદ્યાનની કેળવણી સાર્વત્રિક કરવાની રશિયાની મહત્ત્વાકાંક્ષા છે. આજે મોસ્કો કે લેનિનગ્રેડ જેવે સ્થળે જ જે સંસ્થાઓ છે તે હવે પછીનાં દસ વર્ષમાં આખા દેશમાં ફેલાઈ જશે, અને એ રીતે રશિયાના પ્રત્યેક પ્રજાજનને છેક જન્મથી માંડીને આરોગ્ય અને માનસિક વિકાસની દૃષ્ટિએ સમાજનાં સારામાં સારાં સાધનોનો લાભ મળી શકશે.

**બાલગૃહોની યોજના**

એક મહિનાથી માંડીને ત્રણ વર્ષની ઉમર સુધીનાં બાળકોને રાખવાની સંસ્થાઓનું નામ બાલગૃહો (ક્રેચીઝ) છે. દરેક બાલગૃહોમાં પચાસથી સાઠ બાળકો હોય છે. તેમની દેખરેખ રાખનારી આયાઓ અને શિક્ષિકાઓ રીતસરની તાલીમ પામેલી હોય છે. નાનાં બાળકોનું આરોગ્ય, માનસશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર, વગેરેનો તેમણે અભ્યાસ કર્યો હોય છે. લેનિનગ્રેડના એક બાલગૃહમા ૬૫ બાળકો હતા. તેમાંનાં એકાદ બે બાળકોને મેં રડતાં જોયાં; બાકીના બધાં લહેર કરતાં હતાં. વીશવીશ બાળકો એકેક વર્ગમાં રમ્યા કરે છતાં કોઈ રડે નહિ તેની પ્રેક્ષકને નવાઈ લાગે છે. ત્યાંની આયાને મે પૂછ્યુ: "બાળકો કેમ રડતાં નથી?" તેણે જવાબ આપ્યો. "બાળકો વિના કારણે રડતાં નથી, અને અમે તેમને રડવાનું કોઈ કારણ ઊભું થવા દેતાં નથી. બાળકો ઊંઘ આવે ત્યારે, ભૂખ્યાં થાય ત્યારે અથવા માંદાં હોય તો જ રડે છે, સિવાય કદી રડતાં નથી."

શહેરના દરેક ભાગમાં આવાં બાલગૃહો છે. લેનિનગ્રેડમાં આવી

એકંદર એકસો અઠ્યાસી સંસ્થાઓ છે. દરેક કારખાના સાથે આવું બાલગૃહ અવશ્ય હોય જ છે. કારખાનામાં મજૂરી કરનારી સ્ત્રીઓ પોતાનાં ધાવણાં બાળકોને આવાં ગૃહોમાં રાખે છે. દર ત્રણ કલાકે તેમને રજા મળે છે ત્યારે આવીને તેઓ બાળકોને ધવરાવી જાય છે. આ ગૃહોમા માત્ર મજૂરસ્ત્રીઓનાં જ બાળકો હોય છે એવું કાંઈ નથી; મોટા મોટા અધિકારીઓ પણ પોતાનાં બાળકોને આવાં બાલગૃહોમાં રાખે છે. કેમકે આ સંસ્થાઓમાં આરોગ્યદાયક સાધનસામગ્રી, કેળવણીની અનુકૂળતા, ભણેલી આયાઓ, વગેરેની જે સગવડ મળે છે તે, અધિકારી ગમે તેવડો મોટો હોય તોપણ ઘેર વસાવી–સંપડાવી શકતો નથી. બાલગૃહ કારખાનાને અંગે ચાલતું હોય ત્યાં કુલ ખર્ચનો ⅔ ભાગ કારખાના તરફથી મદદ મળે છે અને ⅓ ભાગની રકમ બાળકની માતાએ આપવી પડે છે. એક બાળકનું ખર્ચ લગભગ ૮૦ રૂબલ થાય છે, તેમાંથી ૨૦ રૂબલ બાળકની માતા આપે છે. આ શિશુગૃહો એટલાં લોકપ્રિય છે કે સેંકડે સિત્તેર કામદારસ્ત્રીઓ પોતાનાં બાળકોને આવી સંસ્થાઓમાં રાખે છે. જે બાલગૃહો કારખાનાંથી અલગ છે તેમાં માબાપોએ પોતાની આવકના પ્રમાણમાં ફી આપવી પડે છે. ૧૦૦–૧૨૫ રૂબલ પગાર મળતો હોય તો બાળક માટે દસ રૂબલ અને ૨૫૦ થી ૧૦૦૦ રૂબલ મળતા હોય તો માબાપને ૪૦ રૂબલ બાળકદીઠ આપવા પડે છે. આથી ગરીબ અને શ્રીમંત બધાં માબાપોની મર્યાદામાં આ બાલગૃહો આવી શકે છે. અમેરિકા અને ઈંગ્લાંડમાં ક્યાંઈક ક્યાંઈક આવાં બાલગૃહો છે, પરંતુ એકંદરે સમાજ આખાને તેનો લાભ મળતો નથી; વળી આવી સંસ્થાઓના ખર્ચની જવાબદારી રાજ્ય પોતાને માથે રાખતું નથી.

**રશિયાના બાળારાજા !**

રશિયન સમાજની સામાન્ય ગરીબી નિહાળ્યા પછી નાનાં બાળકોની ઉચ્ચ સંસ્થાઓની વ્યવસ્થા તથા સાહિત્યસામગ્રી વગેરેની સંપૂર્ણતા જોતાં એમ જ થાય છે કે સરકારનો બાળકો તરફ ખાસ પક્ષપાત છે.

આર્થિક અવસ્થા ગમે તેટલી મુશ્કેલીવાળી હોવા છતાં બાળકો અને લશ્કરની સગવડ રાજા–બાદશાહ જેવી છે. કેળવણી અને લશ્કર એ બે બાબતોમા રશિયા જરાયે કરકસર કરતો નથી પૂર્વે જે મોટાં મોટાં મકાનોમાં અમીરઉમરાવો રહેતા તેમાં આજે બાલગૃહો ચાલે છે. કેટલેક ઠેકાણે નવાં મકાનો પણ બાધ્યાં છે. આ નવા મકાનોમાં આધુનિક દૃષ્ટિએ બધી જાતની સોઈ કરવામાં આવી છે. વૈદકીય તપાસનાં સાધનો, ખુલ્લી હવામાં રહેવાની જગ્યાઓ, અજવાળા માટે મોટી મોટી બારીઓ, રમવાની સ્વતંત્ર વિશાળ જગ્યા, સ્નાનગૃહો ( શાવર રૂમ્સ ), સફેદ ઓછાડવાળાં સાફ બિછાનાંઓ, બાળકોની રમવાની અને કેળવણીની વિધવિધ સામગ્રી, વગેરે બધી સગવડો આ બાલગૃહોમાં બાળકો સારુ રાખવામાં આવે છે.

બાલગૃહ જોવા ઇચ્છનાર પ્રેક્ષકે અદર પ્રવેશ કરતા પહેલા એક ધોયેલુ અગરખુ પહેરવાનુ હોય છે. સસ્થા જોવા આવનાર મેમાનને બહુ માનભર્યો આવકાર આપવો અને આખી સસ્થા વિગતવાર બતાવવી એ રશિયન લોકોનો ખાસ રિવાજ છે. માતાઓ કામ ઉપર જતા પહેલાં પોતાના બાળકને અહી મૂકતી જાય છે. જેમને રાતપાળી ઉપર જવાનુ હોય છે તેઓ સાંજથી સવાર સુધી બાળકને ત્યા રાખી મૂકે છે. બાળક દાખલ થાય કે તેની ગરમી માપી લઈ વજન કરી પછી તેને દાખલ કરાય છે માંદા બાળકને બીજા બાળકો સાથે ભળી જવા ન દેતાં તેની સ્વતત્ર તજવીજ થાય છે. ખાવુ, પીવુ, સૂવુ, રમવુ, આયા સાથે ખુલ્લામાં ફરવા જવુ, ગીત સાંભળવાં, સાદો વ્યાયામ કરવો, વાર્તાઓ સાંભળવી, નાનાં નાનાં કામો કરવાં વગેરે કાર્યક્રમો વારાફરતી હોય છે. નિયમિત કામકાજની ટેવ પાડવી, પોતાની આસપાસના નાનકડા સમાજમાં ભળી જઈને તેને ઉપયોગી થાય તેવાં નાનાં કામો કરવા તથા ધીરે ધીરે આરોગ્યવર્ધક ટેવો પાડતા જવી, આ દૃષ્ટિએ અહીં બાળકોની કેળવણી ચાલે છે.

**માતાઓને નવીન કેળવણી**

બાલગૃહોમા બાળકોની કેળવણી સાથે માતાઓને પણ કેળવણી આપવામા આવે છે તેમને સારુ ખાસ વ્યાખ્યાનમાળાઓ ગોઠવાય છે, જેમા બાલઉછેર સબધે માહિતી આપવામા આવે છે સ્વચ્છતા, માંદા બાળકોની માવજત, ચેપી રોગોથી બાળકોનો બચાવ, વારવાર ડૉક્ટરની સલાહ લઈ બાળકોને ઉછેરવા, વગેરે ટેવો માતાઓને પડે એવા પ્રયત્નો થાય છે અને તેમા સફળતા પણ મળતી હોય એવુ જણાયુ છે મોસ્કોની કોઈ પણ મોટી હોસ્પિટલમા જુઓ તો કેટલીયે માતાઓ બાળકોને લઈ ડૉક્ટરની રાહ જોતી બેઠેલી દેખાશે. આ બાળકો કોઈ રીતે માદા નથી હોતા, પરતુ માતા પોતે જે કરે છે તે યોગ્ય જ છે કે કેમ, ડૉક્ટરને એ બાબતમા કાઈ ખાસ સલાહ આપવા જેવુ કે નહિ, વગેરે પૂછપરછ માટે તેઓ આવી હોય છે નાના બાળકોની બાબતમા શાળાઓ અને આરોગ્યખાતાઓ સહકારથી કામ કરે છે, ઊગતી પ્રજાનુ કલ્યાણ એ એક જ ધ્યેય બન્નેની સન્મુખ હોય છે આ બાલગૃહોમા કામ કરવા માટે તથા કેળવણી માટે જે જે માણસોને રોકવામા આવે છે તેમને પણ સતત કેળવણી મળ્યા જ કરે એવી ગોઠવણ હોય છે પ્રત્યેક બાલગૃહની બાજુમા એક બીજી સસ્થા પણ ચાલે છે, અને આ બન્ને વચ્ચે સાત્ત્વિક દરજ્જાની હરીફાઈ ચાલ્યા કરે તેવી યોજના હોય છે આથી હમેશા નવુ નવુ જ્ઞાન મેળવી પોતાની સસ્થાને કેમ ઊચે ચડાવવી તેની દરેક સસ્થાના સચાલકોના મનમા મહત્ત્વાકાક્ષા જાગે છે, અને તેમનુ જ્ઞાન બધિયાર તળાવના પાણી પેઠે કોહવાઈ જતુ નથી

**નવી જાતનુ બાલોદ્યાન**

જન્મથી ત્રણ વર્ષ સુધીના બાળકો સારુ જેમ બાલગૃહોની યોજના છે, તેમ ત્રણથી સાત વર્ષ સુધીના બાળકો માટે બાલોદ્યાનો (કિંડરગાર્ટન) છે દરેક કારખાના સાથે તથા શહેરના દરેક લત્તામા આ શાળાઓ છે કારખાના સાથે જોડાયેલી સસ્થામા ભણતા બાળ-

કોના ખર્ચમા ½ ભાગ કારખાના તરફથી મદદ મળે છે, બાકીનો ½ ભાગ માબાપ આપે છે અન્ય બાલોદ્યાનોમા વાલીઓની આવકના પ્રમાણમા ફી લેવાય છે આવક જેમ વધારે તેમ ફી વધારે હોય છે. આધુનિક પદ્ધતિના મકાનો, વૈદકના તેમ જ કેળવણી વિષયક બીજા સાધનો વગેરે દૃષ્ટિએ રશિયાની બાલોદ્યાન શાળાઓ યુરોપની બીજી સસ્થાઓની હરોલમા ઊભે તેવી છે પરતુ રશિયાની બાલોદ્યાન શાળાઓના અભ્યાસક્રમોમા તથા બાળકોના કામકાજમા કેટલીએક વિશેષતાઓ છે, જે યુરોપની અન્ય બાલોદ્યાન શાળાઓમા દેખાતી નથી રશિયામા તો સમાજજીવનના નવા સિદ્ધાતોની સાથે દેશની કેળવણીના સિદ્ધાતોનો સુદર સુમેળ કરવામા આવ્યો છે છેક બાલકેળવણીથી માડીને શાળાની પ્રત્યેક વિગતમા પોતાના નવા સિદ્ધાંતો કેમ બરાબર ઊતરે તે તરફ રશિયાના કેળવણીનિષ્ણાતોનુ સપૂર્ણ ધ્યાન રહે છે

**બાલકેળવણીના સિદ્ધાતો**

સમાજની હરેક વ્યક્તિએ શ્રમ કરીને જ જીવવુ જોઈએ, વ્યક્તિએ હમેશા સમાજહિતને પ્રધાન સ્થાન આપવુ જોઈએ, અને માનવી જીવનનુ મડાણ ભૌતિક શાસ્ત્રો ઉપર રચાવુ જોઈએ, વગેરે મુખ્ય સિદ્ધાતોને ધોરણે નવો સમાજ સ્થાપવાના પ્રયત્નો રશિયામા ચાલે છે આ સિદ્ધાતો કઈક અશે પરાપૂર્વથી ચાલતી સમાજરચનાના વિરોધી છે આથી બચપણથી જ આ નવીન સિદ્ધાતોના વાતાવરણમા ઊછરેલી ભાવિ પેઢી તૈયાર કરવાની રશિયાની મહેચ્છા છે માનસશાસ્ત્રના સિદ્ધાતોને આધારે એ સિદ્ધ થયુ છે કે નાના બાળકોનાં શરૂઆતના વર્ષો સસ્કારગ્રહણની દૃષ્ટિએ અતિ મહત્ત્વના છે. આ ઉમરે જે સસ્કારો પડે છે તેના ઉપર ભાવિ જીવન ઘડાય છે. વ્યક્તિના ઘડતરમા પ્રકૃતિ અને પરિસ્થિતિ એ બે બાબતો મુખ્યત્વે હોય છે, તેમ વ્યક્તિગત પ્રકૃતિ પ્રમાણે બાળકનો વિકાસ થતો હોય તોપણ આસપાસની પરિસ્થિતિની તેના ઘડતર પર ભારે જબરી અસર

થાય છે. આથી જ કેળવણીમાં વાતાવરણને બહુ અગત્યનું માનવામાં આવે છે. વિશિષ્ટ પરિસ્થિતિમાં તથા અમુક ચોક્કસ વિચારો અને આચારોના વાતાવરણમાં બાળકો ઊછરે તો તેવા વિચારો અને આચારો બાળકમાં ઊંડાં મૂળ નાખે છે. આથી નાની વયનાં બાળકોને કેળવણીની નવી સંસ્થાઓમાં દાખલ કરી પોતે સ્વીકારેલા નવીન સમાજવાદી સિદ્ધાંતોની છાપ તેમના મન પર પાડવી એટલે આખી ભાવિ પેઢી એક જ જાતના નવા આચારવિચારોને સ્વીકારતી અને અનુસરતી થશે એવી આશા રશિયન કેળવણીકારો રાખે છે. આથી રશિયાનાં બાલગૃહો અને બાલોદ્યાનોમાં બાળકો માટે જે રોજનો કાર્યક્રમ અને અભ્યાસક્રમ યોજાયો છે તેની રચના પ્રચલિત પદ્ધતિનાં અન્ય બાલોદ્યાનોથી જુદી પડે છે.

શ્રમનો સિદ્ધાંત નાનાં બાળકને કેટલો વહેલો શીખવી શકાય, અને શ્રમના પ્રતીક રૂપ હથોડી કઈ ઉમરે નાનું બાળક વાપરતાં શીખી જાય એની શોધ રશિયન માનસશાસ્ત્રીઓએ પોતાની પ્રયોગશાળાઓમાં કરી છે. તેમણે નક્કી કર્યું છે કે બાળકને ત્રીજા વર્ષથી લાકડાની હથોડી આપી ખીલા મારવાનું શીખવવામાં હરકત નથી. પાંચ છ વર્ષનાં બાળકો માટે વર્કશોપ હોય છે; તેમાં નાના કદનાં લાકડાંઓ, નાનાં હથિયારો વડે કાપવાનું તથા તેમાંથી રમવાની આગબોટો, વિમાનો, પુસ્તકોની આલમારીઓ વગેરે બનાવવાનું બાળકોને શીખવાય છે. ઉપરાંત માટીની નાની નાની ઈંટો પાડીને તેનાં ઘર બાંધવાં, બાગકામ કરવું વગેરે પણ શીખવાય છે. બાળકોનાં રમકડાં બાવલાં કે કૂતરાબિલાડાંનાં નથી હોતાં; પરંતુ જે દ્વારા બાળકોની શોધકબુદ્ધિ વધે તેવાં યાંત્રિક રમકડાં તેમને રમવા અપાય છે; બાલોદ્યાનમાં રોજના કાર્યક્રમાનુસાર પોતાની થાળીઓ માંડવી, પીરસવું, વાસણો ધોવાં વગેરે કામો બાળકો જ કરે છે. સારાંશ રશિયન બાલોદ્યાનમાં બાળકો જે જે કામ કરે છે તે બધાં સમાજની દૃષ્ટિએ કાંઈક ઉપયોગી હોય જ છે. સામાન્ય બાલોદ્યાનપદ્ધતિનો પરંપરાગત હેતુ તો

બાળકો કેવળ આનંદ ખાતર અર્થહીન ગમે તે ક્રિયાઓ કરે, અને તેમાંથી આગળ જતાં તેમને કેળવણી મળે, એવો છે. તેમાં રમતની સાથે કેળવણી છે, પણ સમાજને ઉપયોગી શ્રમનું તત્ત્વ નથી. રશિયાની કેળવણીપદ્ધતિએ પોતાને ત્યાં શ્રમનું આ નવું તત્ત્વ સાધવાનો પ્રયત્ન કર્યો છે.

નવીન સમાજના સિદ્ધાંતોનું જ્ઞાન બાળકને બને તેટલી નાની ઉંમરે થઈ જાય એવી એની યોજના છે. આથી બાળક સમજતું થાય કે તેને લેનિન, સ્ટેલિન, માર્ક્સ વગેરેનાં જીવનચરિત્રોના મનોરંજક પ્રસંગોની વાતો કહેવામાં આવે છે. તેથી જરા મોટી ઉમર થતાં તેમને રશિયાની વર્તમાન સામાજિક ચળવળોની માહિતી બહુ સહેલા શબ્દોમાં ને બને તેટલાં પ્રત્યક્ષ ઉદાહરણો દ્વારા અપાય છે. વર્તમાન અને જીવંત સમાજ કેવો છે તેનો પરિચય બાળકોને બને તેટલી નાની ઉંમરે કરાવ્યો હોય તો તેઓ સમાજની ઉન્નતિ અર્થે જન્મભર પ્રયત્નો કરશે એવી એની માન્યતા છે. આ કારણે બાળકોની કેળવણીમાં હમેશાં સાચી જીવતીજાગતી દુનિયા રજૂ થાય છે. તેમને કાલ્પનિક અને સ્વપ્નસૃષ્ટિની કાગડાકાબરની અથવા તો પરીજગતના યક્ષગંધર્વોની વાતો કહેવી ન જોઈએ, એ સિદ્ધાંતના પાલનમાં રશિયન કેળવણીનાયકો આગ્રહી હોય છે. આ બાબતમાં તેમણે બાલશિક્ષણની રૂઢ પ્રણાલિકામાં ફેરફાર કર્યો છે.

**બાલશિક્ષણસંસ્થાઓની વિવિધતા**

રાજકીય અને આર્થિક વિટંબનાને સમયે પણ સમાજનું બાળક રૂપી ધન વેડફાય નહિ તે માટે રશિયાએ બહુ દૂરદષ્ટિએ અને કાળજીપૂર્વક વિચારણા કરી છે, તથા નાનાં બાળકો માટે વિધવિધ જાતની સંસ્થાઓ ખોલી છે. શહેરમાં રહેવાને લીધે તેમ જ પોષક ખોરાક ન મળવાને કારણે બાળકોમાં ક્ષયરોગનાં ચિહ્નો જણાય છે; આવાં બાળકો માટે તુરત જ ઉપાય લેવાય તે માટે દરેક શહેરમાં ક્ષયરોગનાં આરોગ્યભુવનો છે. અહીં આખો દિવસ બાળકોને રાખીને રાત્રે ઘેર મોકલી

દેવામાં આવે છે. આ ભુવનોમાં બાળકો માટે પૌષ્ટિક ખોરાક, ડૉક્ટરી ઉપચારો, ખુલ્લી હવામાં રહેવાનું તેમ જ રમતગમત, કેળવણી, વગેરે બધી બાબતોની ગોઠવણ કરવામાં આવે છે. આ સંસ્થાઓના સંચાલકો તરીકે કેળવણીના ખાસ જાણકારો અને ડૉક્ટરો નિમાય છે.

જેની મા નાનપણમા જ ગુજરી ગઈ હોય અથવા માંદી પડી હોય એવાં બાળકો હેરાન ન થાય તે માટે બાલસદનો હોય છે. અહીંની બધી વ્યવસ્થા અને કામકાજ બાલગૃહોની પેઠે જ ચાલે છે. અપરિણીત સ્ત્રીઓ પોતાનાં બાળકોને ક્યાંયક ફેંકી ન દે તે માટે આવાં બાળકોને રાખવાની ગોઠવણ પણ બાલસદનોમાં કરવામાં આવે છે. ટૂંકમાં કહીએ તો આરોગ્ય અને કેળવણીની દૃષ્ટિએ આજે રશિયાનાં બાળકો ખરેખર ભાગ્યવાન ગણાવાં જોઈએ.

**ગૃહકેળવણીનો વિરોધ નથી.**

આર્થિક મુશ્કેલીને કારણે ઉપર લખી બાલશિક્ષણ સંસ્થાઓ હજી સાર્વત્રિક અને ફરજિયાત થઈ નથી; પરંતુ વહેલી તકે તેમ કરવાનો રશિયાનો ઇરાદો છે તે વિષે શંકા નથી. લોકોને પણ આવી સંસ્થાઓની ઉપયોગિતા સમજાઈ છે તેથી તેની સામે કોઈનો વિરોધ થશે એમ માનવાને કારણ નથી. આ સંસ્થાઓ ગૃહકેળવણીનો નાશ કરનારી છે એવો કેટલાએકનો આક્ષેપ છે, પણ તેમા વજૂદ નથી. શાળાના સાતઆઠ કલાક બાદ કરતાં બાકીનો બધો વખત બાળકો માબાપોની પાસે જ હોય છે. આ શાળાઓમાં બાળકોને જે કેળવણી, સાધનસામગ્રી તથા નિષ્ણાત શિક્ષકોની સંભાળ અને દેખરેખનો લાભ મળી શકે છે, તે શ્રીમંત માબાપો પણ પોતાને ઘેર આપાવી શકે તે અશક્ય છે. ઉપરાંત પોતાનાં બાળકોને યોગ્ય ગૃહકેળવણી આપવા જેટલી તાલીમ અને જ્ઞાન સેંકડે દસ માબાપો પણ ધરાવતા હશે કે કેમ તે વિષે શંકા છે.

**નવો યુગ, નવો સમાજ, નવી સંસ્થાઓ**

નવા યુગમાં નવો સમાજ, અને નવા સમાજમાં નવી સંસ્થાઓ નિર્માણ થાય છે. ખેતીપ્રધાન સંસ્કૃતિ, નાનાં ગામડાંઓમાં રહેવાનું

અને સંયુક્ત કુટુંબપદ્ધતિ જે કાળે સમાજમાં પ્રચલિત હતી તે વખતે સમાજની રોજની રહેણીકરણીમાંથી જ બાળકોને આપોઆપ કેળવણી મળી જતી. આજે સમાજની રચના બદલાતી જાય છે. ખેતીની સાથે આજે મોટા મોટા ઔદ્યોગિક ધંધાઓ જામી પડ્યા છે, ગામડાંઓને બદલે મોટાં શહેરોની સંખ્યા વધતી જાય છે, અને સંયુક્ત કુટુંબપદ્ધતિને સ્થાને વિભક્ત કુટુંબપદ્ધતિ આજે રૂઢ થતી જાય છે. આવા સંક્રાંતિકાળમાં આરોગ્ય અને કેળવણીની બાબતમાં નાનાં બાળકોની કેટલી હેરાનગતિ થઈ રહી છે તે શહેરમાં વસના હરેક કુટુંબવત્સલ માબાપની પોતાના રોજના અનુભવની વાત છે. માનસિક વિકાસ અને સંસ્કારગ્રહણની દૃષ્ટિએ જીવનનો અતિ અગત્યનો કાળ વેડફાઈ ન જાય તે માટે રશિયાએ નવી સંસ્થાઓ ઊભી કરીને પોતાને ત્યાં એનો નિકાલ આણ્યો છે. બેચાર શ્રીમંતોનાં બાળકો સારુ આવી સંસ્થાની સગવડો કરી દેવાથી આખા સમાજનો કોયડો ઊકલી જતો નથી એની ખાતરી હોવાથી જ આવી સંસ્થાઓ ગરીબોની મર્યાદામાં પણ કેમ આવી શકે તે રશિયન નેતાઓએ બરાબર વિચાર્યું છે. રશિયાની ખાસ વિશિષ્ટતા તો બાલકેળવણીમાં પણ સમાજવાદના સિદ્ધાંતોને તેણે પરોવી દીધા છે તે છે. સામાન્ય લોકોનું કલ્યાણ અને ચોક્કસ હેતુપૂર્વકની કાર્યપદ્ધતિ, એ રશિયાના બે મહત્ત્વનાં તત્ત્વો કોઈ પણ દેશના સમાજને માટે અનુકરણીય છે.

**પ્રાથમિક કેળવણીની નવી દિશા**

આઠ વર્ષની ઉંમર સુધી બાલકેળવણી લીધા પછી રીતસરની પ્રાથમિક કેળવણીની શરૂઆત થાય છે. ૩૧ ઑગસ્ટ ૧૯૨૫થી આઠથી બાર વર્ષ સુધીનાં બાળકો માટે ચાર વર્ષનો પ્રાથમિક કેળવણીનો અભ્યાસક્રમ બધે ચાલુ થઈ ગયો છે. પ્રાથમિક કેળવણીનો આ ફરજિયાત ક્રમ આજે ગામડાંઓમાં ચાર વર્ષનો અને શહેરોમાં સાત વર્ષનો છે, પરંતુ ભવિષ્યમાં ગામડાંઓ માટે તે સાત વર્ષ અને શહેરો માટે દસ વર્ષનો દાખલ કરવાનો કેળવણી ખાતાનો વિચાર છે.

રશિયાની શાળાઓ કેવળ એકડે એકથી શરૂ કરી પ્લેટો–એરિસ્ટોટલ સુધી સાદા વિષયો નગ્ન રીતે ભણાવી દઈને પરીક્ષા લેનારી સંસ્થાઓ નથી, પણ સમાજ સાથે ઓતપ્રોત થઈ ગયેલી સંસ્થાઓ છે આ ઉપરથી પ્રાથમિક કેળવણીનો અભ્યાસક્રમ શો હશે તેની કલ્પના થઈ શકશે ભાષા, ગણિત, લેખન, વાચન વગેરે વિષયો ભણાવાય છે ખરા પણ તે મુખ્ય વિષયોની સાથેસાથે મુખ્ય વિષયો અગાઉ ગણાવ્યા મુજબ ત્રણ છે શ્રમ, સમાજ અને કુદરતનો અભ્યાસ. ગામડામા કે શહેરમા જ્યા શાળા હોય ત્યા તેની આસપાસનો સમાજ, આર્થિક ઊથલપાથલ અને કુદરતી પરિસ્થિતિ એ બાબતોને ધ્યાનમા રાખીને વિષયોનુ મંડાણ થાય છે ત્રીજા ધોરણના અભ્યાસક્રમની રૂપરેખા અહી ઉતારી છે, તે ઉપરથી પ્રાથમિક શાળાની કેળવણીની થોડી ઘણી કલ્પના થઈ શકશે.

ત્રીજુ ધોરણ શહેરની શાળાઓનો અભ્યાસક્રમ

૧. શહેર  શહેર અને આસપાસની પરિસ્થિતિ, શહેરના દ્રવ્યોત્પાદક વહેવારો, વેપાર, સાસ્કૃતિક જીવન.
૨. ગામડુ  ખેતીના કામકાજ, ખાતર, વાવણી, ફળોની મોસમ
૩ વસત–ગ્રીષ્મ ઋતુમા કરવાના સંઘકામો  શાળાના બગીચામા તથા ખેતરમા કરવાના કામો, નદીઓ તથા સરોવરો, જંગલો તેમ જ ચરાણ બીડો

ત્રીજુ ધોરણ  ગામડાની શાળાઓનો અભ્યાસક્રમ

૧. ગામડુ  ગામડુ અને આસપાસની પરિસ્થિતિ, સ્થાનિક જીવન, ઉદ્યોગધંધાઓ અને ગામડાની સંઘટના, મોલપાણી અને ઊપજ
૨ શહેર અને ગામડુ  શહેરનુ જીવન, કારખાના અને કામકાજો, શહેરનુ અને ગામડાનુ સાસ્કૃતિક જીવન
૩. વસતઋતુના કામ કાજો જમીનની કેળવણી, નદીઓ અને સરોવરો, ગામના બીડો, મધમાખીઓ, ‘મે દિન’ ઉજવણીના કામકાજ, વાર્ષિક કામનો અહેવાલ.

**અભ્યાસના વિષયો**

આ જ પદ્ધતિએ અન્ય ધોરણોનો અભ્યાસક્રમ ઘડેલો હોય છે. આ અભ્યાસક્રમને લઈને શાળા ગમે તે પ્રાંતમાં હોય તોપણ સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે ત્યાંની કુદરતી પરિસ્થિતિ, અર્થોત્પાદક જીવન અને સામાજિક જીવન વગેરેની વિગતો મુકાય છે. આથી કેળવણીનો આસ-પાસની પરિસ્થિતિ સાથે મેળ બેસે છે અને અભ્યાસક્રમમાં જીવંતપણું આવે છે. શાળાના સમયપત્રકની દૃષ્ટિએ તો ઉપરના અભ્યાસક્રમ પ્રમાણે નીચે પ્રમાણેના વિષયો આવે છે. પ્રાથમિક શાળાનુ ચોથુ ધોરણ પૂરું થાય ત્યારે કયા વિષયો અને અઠવાડિયામાં તે ભણાવવા માટે કેટલો સમય અપાય છે તે આ નીચે લખ્યું છે. રશિયામાં અઠવાડિયું ૭ દિવસનુ ગણાય છે.

પ્રાથમિક ચોથા ધોરણના વિષયો અને ભણવાના કલાક.

(ઉમર વર્ષ બાર)

| | | | |
|---|---|---|---|
| માતૃભાષા | ૫ | હાથકારીગરી | ૩ |
| ગણિત | ૫ | પરદેશી ભાષા | ૨ |
| ભૌતિક શાસ્ત્રો | ૩ | શારીરિક કેળવણી | ૧ |
| સમાજ વિષયક શાસ્ત્રો | ૨ | કલાશિક્ષણ | ૧ |
| ભૂગોળ | ૨ | સંગીત | ૧ |
| | | એકંદર | ૨૫ |

ઉપલા અભ્યાસક્રમમા ભૌતિક શાસ્ત્રો, સમાજ વિષયક શાસ્ત્રો અને હાથકારીગરી ઉપર વધારે ભાર આપેલો છે. દરેક પ્રાથમિક શાળાને અંગે એક નાનુ એવુ કારખાનું હોય છે, ત્યાં ઓજારો તથા પ્રાથમિક યાંત્રિક સાધનો કેમ વાપરવા તેની તાલીમ વિદ્યાર્થીઓને અપાય છે. ગામડાંની શાળાઓના વિદ્યાર્થીઓને ખેતર ઉપર કામકાજ કરવાનું હોય છે. રશિયામા કેળવણીની પ્રણાલિને પરિણામે લોકોની ધનોત્પાદક શક્તિ વધે છે, આપણા દેશમાં એથી ઊલટું છે. આપણે ત્યાં તો ભણવાની ચોપડી હાથમા પડી એટલે હળ અને હથોડો તેમ.થી

સરી પડે છે. રશિયન બાળકના એક હાથમાં ચોપડી અને બીજા હાથમાં હળ હોય છે તેથી તે વિદ્વાન ખેડૂત બને છે.

**ઇતર પ્રવૃત્તિઓ**

શાળાના અભ્યાસક્રમ દ્વારા બૌદ્ધિક અને વ્યાવહારિક કેળવણી મળે છે તે જ પ્રમાણે બાળકોની ભણતર સિવાયની ઇતર પ્રવૃત્તિઓ-માંથી તેમને સંઘટનાની અને બીજી સામાજિક કેળવણી મળે છે. દરેક શાળામાં વિદ્યાર્થીઓનું એક મંડળ હોય છે. આ મંડળે શાળાના મુખ્ય અધ્યાપકની દેખરેખ તળે શાળાનાં બધાં ખાતાંઓની વ્યવસ્થા કરવાની હોય છે; તેને માટે વિદ્યાર્થીઓના જુદા જુદા સંઘો પણ હોય છે. આરોગ્ય, આર્થિક વ્યવસ્થા, સામાનની દેખરેખ, શિસ્તપાલન, સ્વચ્છતા, વગેરેની વ્યવસ્થા અધ્યાપકોની મદદ લઈને વિદ્યાર્થીઓ કરે છે. શાળાને અંગે વાલીઓનાં મંડળો હોય છે. શાળાના કામમાં શારીરિક મહેનતની અથવા કલા વિષયક જે કાંઈ મદદ જોઈએ તે વાલીઓ આપે છે. સામાન દુરસ્ત કરવો, બત્તીઓ દુરસ્ત રાખવી, રંગરોગાન, વગેરેમાં માબાપો પોતાથી બનતી મદદ આપે છે. આ રીતે પાલક, બાલક અને આલક ત્રણેના સહકારથી શાળા ચાલે છે.

-રશિયાની શાળાઓમાં સોટી મારવાની મનાઈ છે.

હિંદી કેળવણી અને અભ્યાસક્રમની પુનર્ઘટના કરતી વેળા રશિયાએ કરેલો પ્રયોગ ધ્યાનમાં રાખવા જેવો છે. આપણે ત્યાં કેળવણી પૂરી કરી શાળાથી છૂટો થતો વિદ્યાર્થી સમાજથી પણ જુદો પડી જાય છે; રશિયન કેળવણી લઈને તૈયાર થયેલો વિદ્યાર્થી સમાજના આર્થિક, સંસ્કૃતિ વિષયક અને સંઘજીવનમાં જડાઈ જાય છે. બન્ને વચ્ચેનો આ તફાવત બહુ મોટો છે.

## પ્રકરણ દસમું

# માધ્યમિક કેળવણીની નવી દિશા

**મજૂર જેવા દેખાવનો શિક્ષક**

રશિયાની નિશાળના અથવા કૉલેજના અધ્યાપકને જોતાં તેના વેશ ઉપરથી અજાણ્યા આવનારને એમ જ લાગે કે એ કોઈ ત્યાંનો મજૂરવર્ગનો માણસ હશે પરંતુ બહારથી મજૂર જેવા દેખાતા આ માણસની સાથે વાતચીત કરતાં શરૂઆતમાં જ તેની વિદ્વત્તા અને તેના મગજમાં ચાલતા ગંભીર વિચારોનો ખ્યાલ આવી જાય છે. મુખ્ય અધ્યાપક અથવા શિક્ષક વિદ્વત્તાની દૃષ્ટિએ સામાન્ય માણસ કરતાં શ્રેષ્ઠ દરજ્જાનો હોય તોપણ બહારની દૃષ્ટિએ તે મજૂરવર્ગમાંથી જ છે શિક્ષકવર્ગમાં ક્રાંતિ પહેલાંના જૂના તેમ જ ક્રાંતિ પછીના નવા બંને કાળના શિક્ષકોની ભરતી છે સોવિયેટની સ્થાપના થઈ ત્યારે જૂનો શિક્ષકવર્ગ નવી સ્થપાયેલી રાજ્યપદ્ધતિને અનુકૂળ નહોતો. શરૂઆતમાં તો શિક્ષકો શત્રુપક્ષમાં ભળી ગયા, હડતાળ ઉપર ગયા અને તેમણે સત્યાગ્રહ પણ કર્યો પરંતુ ધીમે ધીમે તેઓ નવી સત્તામાં ભળવા લાગ્યા, ને જનતામાં કેળવણીનો પ્રચાર કરવામાં તેમણે પણ ઉત્સાહપૂર્વક ભાગ લીધો આ જૂના શિક્ષકોની સાથે કામદાર વર્ગમાંથી કેળવણી પામીને તૈયાર થયેલા નવમતવાદી શિક્ષકો પણ આજે શાળા–કૉલેજોમાં છે આ બંને શિક્ષકવર્ગની દૃષ્ટિ સમાજવાદી છે. શ્રમજીવી કામદાર વર્ગની નવી સંસ્કૃતિ સ્થાપવા માટે પોતે શિક્ષણ આપી રહ્યા છે એવી તેમની ભાવના છે, કેળવણીના ચોક્કસ ધ્યેયો તેમની દૃષ્ટિ સન્મુખ છે એટલે બહારથી મજૂર જેવા દેખાતા છતાં રશિયાની સામાજિક અને રાજકીય પુનર્ઘટનાનું અતિ મહત્ત્વનું કાર્ય તેઓ બુદ્ધિપુરઃસર કરી રહ્યા છે

**શિક્ષકોની વિચારસરણી**

આ શિક્ષકોના મનમાં કઈ જાતની વિચારસરણી ચાલી રહી છે તે

તેમણે પૂછેલા નીચેના કેટલાએક પ્રશ્નો ઉપરથી પારખી શકાય છે. "હિંદી અભ્યાસક્રમમાં શારીરિક મહેનત તથા બીજા ધંધાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે? શાળાના ભણવાના વિષયો સાથે અર્થોત્પાદક શ્રમનો મેળ સધાયો છે? વિદ્યાર્થીઓના સામાજિક અને રાજકીય મંડળો છે? જડવાદી તત્ત્વજ્ઞાન સંબંધે હિંદના શિક્ષકો શો અભિપ્રાય ધરાવે છે? ગાંધી શા માટે સમાજવાદના વિરોધી છે? કૃષ્ણમૂર્તિનું તત્ત્વજ્ઞાન શું છે? હિંદી શિક્ષકોના સંઘો બન્યા છે?" વળી યાંત્રિક અને ઔદ્યોગિક કેળવણી આપતી એક સંસ્થાના અધ્યાપકે પૂછ્યુ: "માનવ જીવનના અંતિમ ધ્યેય સંબંધે હિંદુ તત્ત્વજ્ઞાનનો શો મત છે?"

આ શિક્ષકોમાંથી ખાસ કરીને ભૌતિક શાસ્ત્રો અને સમાજશાસ્ત્રોના વિષયો શીખવનારો વર્ગ જુદાં જુદાં કારખાનાંઓમાં કામકાજનો જાતઅનુભવ મેળવેલો છે. કોમ્યૂનિસ્ટ પક્ષની રાજકારણ માટેની જ એક વિદ્યાપીઠ છે. ત્યાં અભ્યાસ કરી આવેલા શિક્ષકો પણ આમાં છે. આવા શિક્ષકોને લીધે કેળવણીની સંસ્થાઓમાં વિશિષ્ટ વિચારો અને મતનું ચોક્કસ વાતાવરણ જામેલું હોય છે.

આ ઉપરથી સહજ અનુમાન થાય કે રશિયામાં શિક્ષકોને મતસ્વાતંત્ર્ય નથી. વાત સાચી છે. પણ રશિયન લોકો બીજા દેશો સંબંધે પણ આમ જ કહે છે. રાજનિષ્ઠ હોવાના સોગંદ લેવા, તેમ જ અર્થશાસ્ત્ર તથા રાજકારણમાં અમુક ચોક્કસ મતોનું જ શિક્ષણ આપવું એમાં અધ્યાપકોનું મતસ્વાતંત્ર્ય ક્યાં સચવાયું? ખરી વાત એ છે કે સ્થાપિત રાજસત્તાને જેટલા પ્રમાણમાં પોતાની સ્થિરતાની ખાતરી હોય છે, તેટલા પ્રમાણમાં જ શિક્ષકવર્ગને મતસ્વાતંત્ર્ય મળે છે; સત્તાને ધોખો પહોંચે તેવો સંભવ જણાતાં જ કોઈ પણ દેશમાં શિક્ષણસ્વાતંત્ર્ય બંધ જ થાય છે.

**સ્વતંત્રતામાં શિસ્તનું વાતાવરણ**

મુખ્ય અધ્યાપક અને શિક્ષક, તેમ જ શિક્ષક અને વિદ્યાર્થીઓના સંબંધો ખૂબ છૂટવાળા હોય છે. મુલાકાતે આવેલો પરદેશી જ્યારે મુખ્ય

અધ્યાપક સાથે ચર્ચા કરતો હોય ત્યારે બીજા શિક્ષકો નવરા હોય તો ત્યાં આવીને બેસે છે અને ચર્ચા સાંભળે છે. ઉપરીની હાજરીમાં પોતે ખુરશી પર કેમ બેસાય એવી બીતિ તેમનામાં નથી. ઊલટું આવે પ્રસંગે પરદેશી સાથે ચાલતી ચર્ચા શિક્ષકોને પણ ઉપયોગી છે એમ તે ઉપરી માનતો હોય છે. વળી કોઈ શિક્ષક સાથે પ્રેક્ષક શાળા જોતો હોય ત્યારે છૂટી હોય તો વિદ્યાર્થીઓ આસપાસ એકઠા થઈ શકે છે અને વાતચીત સાંભળે, છે, તેમને શિક્ષકોની બીક લાગતી નથી. સ્વતંત્રતા અને છૂટનું આવું વાતાવરણ કાંઈક અંશે અમેરિકામાં છે; બીજે તે કવચિત જ સાંપડે છે.

શાળાનો દેખાવ

શાળાનો ઘંટ વાગતાં જ બધાં કામો પૂર્વવત શરૂ થઈ જાય છે, અને બધે શિસ્તનું વાતાવરણ પથરાઈ જાય છે વર્ગમાં શિક્ષકો પ્રશ્નોત્તરપદ્ધતિએ ભણાવે છે. જેમને નિયત સમયો ન હોય તેવા વિદ્યાર્થીઓ અભ્યાસગૃહમાં બેસીને પરસ્પરની સહાય લઈ ભણતા હોય છે. કારખાનામાં કોઈ સુતારી તો કોઈ લુહારીકામ કરતા હોય છે; કોઈ પુસ્તકાલયમાં વાંચતા હોય છે, તો કોઈ ખૂબ ગંભીરતાથી શેતરંજ રમતા હોય છે. શેતરંજની રમત રશિયામાં આબાલવૃદ્ધ સૌની પ્રિય રમત છે. દરેક શાળામાં એક 'રેડ કોર્નર'– લાલ ખૂણો હોય છે. શાળાના અધિષ્ઠાતા દેવ લેનિનનું આ મંદિર છે એમ જ કહેવું જોઈએ. વચ્ચે લેનિનની છબી હોય છે, અને ફરતાં ઝાડનાં કૂંડાં વગેરે ગોઠવી શણગાર્યું હોય છે. શાળાના અગત્યના ઉત્સવો

બાંધ્યાં છે તે જોવા લાયક છે. વર્ગમાં જગ્યા ખૂબ હોય છે, હવાની પુષ્કળ આવજા થાય છે, અને ભીંતે એક બાજુ તો માત્ર કાચ જ જડેલા હોય છે આથી પ્રકાશ પુષ્કળ મળ્યા કરે છે. બહારની ગરીબાઈ સામે શાળાનો વૈભવ એકદમ ધ્યાન ખેંચે છે. કારખાનું, શાસ્ત્રીય પ્રયોગશાળા, વ્યાયામશાળા, મુખ્ય ઓરડો, ઠંડા ગરમ પાણીના ફુવારાવાળાં સ્નાનગૃહો, વગેરે અનેક આધુનિક સગવડો શાળાના મકાનમાં રાખવામાં આવે છે. સિનેમા બતાવવા સારુ એક ખાસ સિનેમાગૃહ હોય છે, અને તેમાં દરેક બેસનારની જગ્યા પાસે નાનો દીવો ગોઠવેલો હોય છે; ફિલમ ચાલતી હોય ત્યારે જરૂરજોગી હકીકત નોંધી લેવા માટે તેનો ઉપયોગ થઈ શકે છે. શાળામાં એક ઠેકાણે રેડિયાનો માઈક્રોફોન–ધ્વનિગ્રાહક હોય છે અને દરેક ઓરડામાં એકેક લાઉડ સ્પીકર–ધ્વનિક્ષેપક યંત્ર રાખવામાં આવે છે. આથી અધ્યાપક એક જ સ્થળેથી શાળાના બધા વર્ગોને એકીસાથે ભાષણ આપી શકે છે અને સમજાવી શકે છે. શારીરિક કવાયત માટે પણ એનો ઉપયોગ કરવામાં આવે છે; એક સ્થળેથી આપેલા હુકમો બધા વર્ગોમાં સાથે સંભળાય છે અને બધે એકીસાથે કવાયત શરૂ થાય છે. આ સાધનસામગ્રી ધીરે ધીરે બધી શાળાઓમાં પહોંચાડવાની વિચારણા અને ગોઠવણ ચાલી રહી છે.

પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓને દર વર્ષે નવાં ખરીદવાં પડતાં નથી. વિદ્યાર્થીઓ એક વાર અમુક પૈસા શાળાને આપે છે, અને એ પૈસામાંથી શાળા તરફથી વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો પૂરાં પાડવામાં આવે છે. દર વર્ષે તે જ પુસ્તકો વપરાય છે એથી કરકસર થાય છે. પુસ્તકો સંભાળપૂર્વક વપરાય તેની દેખરેખનું કામ વિદ્યાર્થિસંઘ કરે છે.

વચ્ચેનું જમણ શાળામાં જ મળે છે. દેશમાં દુષ્કાળ અથવા મુશ્કેલી હોય તોપણ ઊગતી પ્રજાને તેની ખેંચ જણાય નહિ તથા તેમના આરોગ્યને નુકસાન પહોંચે નહિ તે માટે શાળા પૌષ્ટિક ખોરાક આપવાની ગોઠવણ કરે છે. વિદ્યાર્થીના વાલીની આવક ત્રીશ રૂબલ કરતાં ઓછી હોય તો મફત, પચાસથી ઓછી હોય તો અરધો ખરચ

અને વધારે આવકવાળાને પૂરો ખરચ લેવો એમ ઠરાવેલું છે.

**કેળવણીમાં સમાજવાદનાં તત્ત્વો**

રશિયાના સામાજિક તત્ત્વજ્ઞાનનું પ્રતિબિંબ કેળવણીની દરેક બાબતમાં કેવી રીતે પડે છે તે જાણવા જેવું છે. શાળાઓ હજાર બબ્બે હજાર વિદ્યાર્થીઓવાળી મોટી હોવાને કારણે દરેક વર્ગમાં ઘણા વિભાગો ( ડિવિઝન ) હોય છે, પરંતુ આ વિભાગો હોશિયારી અથવા બુદ્ધિમત્તાને ધોરણે પાડવામાં નથી આવતા. દરેક વિભાગમાં હોશિયાર, મધ્યમ અને મંદ ત્રણે પ્રકારના વિદ્યાર્થીઓ હોય છે; તોપણ અતિશય હોશિયાર અને અતિશય મંદ વિદ્યાર્થીઓ એક વિભાગમાં ભેગા ન થઈ જાય તે વિષે ખબરદારી રાખવામાં આવે છે. હોશિયાર વિદ્યાર્થીઓ વ્યક્તિશઃ બહુ આગળ ન ચાલ્યા જતાં બીજા પોતાના મિત્રોને સાથે લઈને ચાલે છે; વ્યક્તિની પ્રગતિ કરતાં સમૂહની પ્રગતિને પ્રાધાન્ય અપાય છે. હોશિયાર અને મંદ વિદ્યાર્થીના અભ્યાસક્રમનો સમય સરખો જ રાખવામાં આવે છે, પણ હોશિયાર વિદ્યાર્થી સારુ ઇતર વાચન અને વધારાનો બીજો અભ્યાસ હોય છે. અભ્યાસમાં પ્રગતિ અર્થે વર્ગો વચ્ચે સ્પર્ધા રખાય છે, પરંતુ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે નથી રખાતી. વ્યક્તિગત સ્પર્ધાને બદલે 'સમાજવાદી સ્પર્ધા' એવી નવી પદ્ધતિ ત્યાં યોજવામાં આવી છે. શાળામાં, કારખાનામાં, અથવા બીજે જ્યાં જ્યાં હરીફાઈથી કામ કરવાનું હોય ત્યાં બે અથવા વધારે સરખી ટોળીઓમાં હરીફાઈ યોજાય છે. જશ અપજશની ભાગીદાર વ્યક્તિ નહિ પરંતુ ટોળી ગણાય છે. ઇનામો બનતાં સુધી વ્યક્તિને અપાતાં નથી, સમૂહને જ મળે છે, જોકે કોઈ સ્થળે અપવાદ હોય છે. કેળવણીની જૂની પદ્ધતિમાં વ્યક્તિગત સ્પર્ધાનાં બીજ શાળામાંથી જ વિદ્યાર્થીમાં રોપવામાં આવે છે, અને વ્યક્તિવાદમાંથી જન્મતાં સ્વાર્થનાં કડવાં ફળો આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં સહુને ચાખવાં પડે છે. આજનો સમાજ વ્યક્તિગત સ્પર્ધાના તત્ત્વ પર જીવે છે. જુવાન પ્રજાના મગજમાંથી આ વ્યક્તિગત સ્વાર્થની કલ્પના રશિયા દૂર ફેંકી દેવા માગે છે;

અને એ તત્ત્વને ધ્યાનમાં રાખીને જ વર્ગવારી, ઇનામ વગેરેની વિગતો કેળવણીમાં મુકાય છે.

**શિક્ષકોના અભિપ્રાય વિષે આદર**

સમાજવાદના ચોકઠામા લોકશાહીનો સિદ્ધાંત બંધબેસતો કરવાના પ્રયત્નો રશિયામાં ચાલે છે. ઇનામો કોને આપવાં તે શિક્ષકો અથવા ઉપરીઓ નક્કી કરતા નથી; વિદ્યાર્થીઓ જ નક્કી કરે છે. અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકોની રચનામાં શિક્ષકોનો હિસ્સો ઘણો મોટો હોય છે. ગોઠવણ આ જાતની છે. પહેલાં એક હજાર શિક્ષકોની ચૂંટણી કરાય છે, અને તેમને પાઠ્યપુસ્તકો લખવાનુ તથા અભ્યાસક્રમ ગોઠવવાનું કામ સોંપાય છે. તે તૈયાર થાય એટલે તેની નકલો કરાવી વિદ્યાધિકારી તેની અજમાયશ કરવા જુદી જુદી અનેક શાળાઓને મોકલી આપે છે. શાળાઓમાં એક વર્ષ સુધી તેને અનુભવ અને પ્રયોગને ચાકડે ચડાવવામાં આવે છે. વર્ષને અંતે શાળાના શિક્ષકો તથા સંચાલકો પોતાના અનુભવો વિદ્યાધિકારીને મોકલી આપે છે, તે ઉપરથી પછી નવો અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો સઘળે ચલાવવા માટે મંજૂર થાય છે. આ પદ્ધતિને લીધે શિક્ષકોને તે સંબંધે કાંઈક પોતાપણું લાગે છે; પ્રયોગ અને વિચાર કરવામાં તેમને ઉત્સાહ આવે છે. જ્યાં શિક્ષકોના વિચારોની દરકાર કર્યા વિના અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકોની પસંદગી કેળવણી ખાતું, વિદ્યાપીઠ અથવા શાળાના સંચાલકો કરી નાખે છે, ત્યાં શિક્ષકોને તે વિષે આત્મભાવ ઊપજતો નથી અને તેથી તેમનું કામ યંત્રની પેઠે નિર્જીવ જેવું ચાલે છે. જ્યાં નવા વિચારો નથી, જ્યાં પ્રયોગોને અવકાશ નથી, ત્યાંની કેળવણીમાં જીવતપણાની આશા શી રીતે રાખી શકીએ ?

**માધ્યમિક કેળવણીનો અભ્યાસક્રમ**

રશિયાની હાઈસ્કૂલોનો અભ્યાસ ૭ વર્ષનો [illegible] તેમાં પ્રાથમિક વિભાગ ( ફર્સ્ટ ડિવિઝન ) અને દ્વિતીય વિભ [illegible] [illegible]િઝન ) એમ ત્રણ ત્રણ વર્ષના બે વિભાગે [illegible] આં

હાથકારીગરી, ઉદ્યોગશાસ્ત્ર, ભૌતિક શાસ્ત્રો અને સમાજ વિષયક શાસ્ત્રોને પ્રાધાન્ય અપાય છે; બેશક સંસ્કારિતાની દષ્ટિએ બીજા વિષયો પણ થોડા ઘણા શીખવાય છે ખરા. હાઈસ્કૂલના ત્રીજા ધોરણમાં કયા વિષયો ભણાવાય છે તે નીચે આપ્યું છે. આ ધોરણ આપણા ઇલાકાની કેળવણીના ધોરણ સાથે સરખાવીએ તો વર્નાક્યુલર ફાઈનલ અથવા અંગ્રેજી ત્રીજા ધોરણ જેટલું છે. વિષયના નામની સામે અઠવાડિયે તે દરેક માટે અપાતા કલાકો પૂર્યા છે. અઠવાડિયું ૭ દિવસનું ગણાય છે, અને છઠ્ઠો દિવસ રજાનો છે.

હાઈસ્કૂલના ત્રીજા ધોરણના વિષયો અને કલાક.

ઉમર વર્ષ ૧૫

| | | | |
|---|---|---|---|
| હાથકારીગરી અને ઉદ્યોગ | ૫ | માતૃભાષા અને સાહિત્ય ...૪ | |
| પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર...૫ } | ૭ | પરદેશી ભાષા ( અંગ્રેજી અથવા જર્મન ) | ૨ |
| જીવશાસ્ત્ર ... ...૨ } | | રેખા અને ચિત્રકલા | ...૧ |
| ગણિત... ... ... | ...૬ | સંગીત ... ... | ...૧ |
| સમાજશાસ્ત્રો ... | ...૩ | શારીરિક કેળવણી ... | ...૧ |
| ભૂગોળ ... ... | ...૧ | એકંદર | ૩૧ |

માધ્યમિક કેળવણીનો ત્રણ વર્ષનો આ પ્રાથમિક વિભાગ પૂરો કરીને વિદ્યાર્થીઓ ધંધાની કેળવણી માટે કારખાનાઓમાં ઉમેદવારી માટે અથવા તો ઉદ્યોગધંધાની શાળામાં દાખલ થાય છે. બાકી રહેલા પંદર-વીશ ટકા વિદ્યાર્થીઓ માધ્યમિક કેળવણીના દ્વિતીય વિભાગ તરફ વળે છે. ત્યાં ત્રણ વર્ષનો અભ્યાસ કરે એટલે આપણા ઇલાકાની મેટ્રિક્યુલેશન જેટલો અભ્યાસ પૂરો થાય છે. તેમને ભણવાના અભ્યાસક્રમની ત્રણ શાખાઓ કરવામાં આવી છે.—(૧) ખેતીવાડી સંબંધી, (૨) રાજકારભાર વિષે, અને (૩) કેળવણી વિષયક. ભણવાના એકંદર સમયનો $\frac{1}{3}$ વખત સામાન્ય શિક્ષણમાં અને બાકીનો $\frac{2}{3}$ આ વિશેષ ધંધાદારી કેળવણીમાં અપાય છે. આમ હોવાથી હાઈસ્કૂલની કેળવણી પૂરી કરી

-નાર વિદ્યાર્થીની સર્વસામાન્ય કેળવણી પૂરી થવા ઉપરાંત તેને ધંધાની પણ કેળવણી મળે છે. સામાન્ય શિક્ષણમાં શું છે તેનો ખ્યાલ નીચે આપેલી ભણવાના વિષયોની યાદી અને તેને માટેના અઠવાડિયાના કલાકો ઉપરથી આવી શકશે.

હાઈસ્કૂલના છઠ્ઠા ધોરણના વિષયો અને કલાક.

ઉમર વર્ષ ૧૭

| | | | |
|---|---|---|---|
| સમાજશાસ્ત્રો | ... ૪ થી ૫ | પરદેશી ભાષા ... ... | ૧ |
| ગણિત ... ... | ... ૪ | ચિત્રકલા ... ... | ૧ થી ૨ |
| ભૌતિક શાસ્ત્રો ... | ... ૮ | ગાયન અને સંગીત | ૧ થી ૨ |
| રશિયન ભાષા અને સાહિત્ય | ૪ | શારીરિક કેળવણી | ૧ થી ૨ |
| | | એકંદર | ૨૫ થી ૨૮ |

ઉપરાંત વિશેષ કેળવણીના વિષયોના કલાકો ૭ થી ૧૩ હોય છે. આ કલાકો ખેતીવાડી, કેળવણી અને રાજકારણના ખાસ વિષયોના અભ્યાસક્રમ માટેના છે.

આપણે ત્યાંના અભ્યાસક્રમ સાથે સરખાવતાં કેવળ ભાષા અને સાહિત્ય સિવાય ભૌતિક શાસ્ત્રો, સમાજશાસ્ત્રો અને વિશિષ્ટ ધંધા ઉપર રશિયન હાઈસ્કૂલોમાં વધારે ભાર આપવામાં આવે છે. કેળવણીમાં ખાસ ધ્યેય છે, તેથી વિદ્યાર્થીઓ સન્મુખ પણ ચોક્કસ ધ્યેય રહે છે. પંદર વર્ષની ઉમરે હાઈસ્કૂલના દ્વિતીય વિભાગમાં દાખલ થતી વખતે વિદ્યાર્થીએ ભાવિ જીવનમાં લેવાના ધંધાનો નિર્ણય કરવો પડે છે, અને તેની કેળવણી પણ તેને અનુસરતી રહે છે.

**ક્રિયાત્મક શિક્ષણ**

શિક્ષણમાં માત્ર પાઠ્યપુસ્તકો ઉપર આધાર નથી રહેતો; સમાજમાં અને કારખાનાંમાં જઈને જાતે અવલોકન કરવાનું તથા તેમાં પ્રત્યક્ષ ભાગ લેવાનું પણ હોય છે. શાળાને લગતાં ખેતી સંબંધી કામો, કારખાનાંઓ અને ઇતર સામાજિક સંસ્થાઓનો વિદ્યાર્થીઓ ઉદ્યોગશાળા અને પ્રયોગશાળા પેઠે જ ઉપયોગ કરે છે. આથી સમાજના આર્થિક

અને સાંસ્કૃતિક જીવન સાથે વિદ્યાર્થીઓ પરિચયમાં આવે છે, અને કેળવણી માત્ર શાબ્દિક ન રહેતાં ક્રિયાત્મક બને છે.

**પરીક્ષાપદ્ધતિ**

પ્રાથમિક શાળામાંથી માધ્યમિક શાળામાં અથવા તો કૉલેજમાં દાખલ થતી વખતે વિદ્યાર્થીઓની એક આમટી પરીક્ષા લેવાતી નથી. દરેક નિશાળ પોતે પોતાપૂરતી પરીક્ષા લે છે, અને મુખ્ય અધ્યાપક શાળા તરફથી પ્રમાણપત્ર આપે છે. કેળવણી ખાતા તરફથી એક અને વાલીઓ તરફથી એક એમ બે પ્રતિનિધિઓની હાજરીમા વર્ગશિક્ષક પોતાના વિદ્યાર્થીઓની પરીક્ષા લે છે, હજારો વિદ્યાર્થીઓની એક જ ઠેકાણે પરીક્ષા લેવાની પદ્ધતિ રશિયામાં નથી.

**ઔદ્યોગિક દુનિયાનો અનુભવ**

દ્રવ્યોપાર્જન થાય તેવી શ્રમની કેળવણીને રશિયાની કેળવણી-પદ્ધતિમાં પ્રાધાન્ય આપવામાં આવે છે. રશિયામાં કોઈ શાળા એવી નથી જેમાં હાથકારીગરીનો વિભાગ જ ન હોય. દરેક હાઈસ્કૂલમાં સુતારી, લુહારકામ, યાન્ત્રિક કામો, વીજળીનાં કામો, વગેરેને લગતું એક કારખાનું હોય છે. ત્યાં સમયપત્રક પ્રમાણે દરેકે નિયત કરેલું કામ કરવાનું જ હોય છે. ઉપરાંત અભ્યાસ ચાલુ હોય તે દરમિયાન દર વર્ગને જુદાં જુદાં કારખાનાંઓમાં વિદ્યાર્થીઓને મોકલવામાં આવે છે. ત્યાં વરસ આખરે વિદ્યાર્થીએ ૬૦ કલાક કામ કરવાનું જ હોય છે, જેમાંથી ૪૫ કલાક સીધા કામકાજમાં અને ૧૫ કલાક કારખાનાની ગોઠવણ અને વ્યવસ્થાપદ્ધતિનો અભ્યાસ કરવામાં ગાળવાના હોય છે. આ રીતે યાંત્રિક, રસાયનિક, મુદ્રણને લગતાં તથા રબ્બરકામને લગતાં વગેરે અનેક જાતનાં કારખાનાંઓમાં વિદ્યાર્થીઓને જાતઅનુભવ મળે છે. તેમને માટે જુદાં યંત્રો-સાધનો ગખવામાં આવે છે, અને તૈયાર થયેલો માલ વેચવામાં લેવાય છે. કારખાનામાં કામ કરનારા માણસો પણ હોંશથી વિદ્યાર્થીઓને બધું શીખવે છે, કારણ કે તેમને એથી પોતાની રોજી તૂટશે એવો ભય હોતો જ નથી.

માધ્યમિક શાળાના શિક્ષણ દરમિયાન શાળામા અને કારખાનામાં જે કેળવણી અપાય છે તેનો હેતુ આજના ઔદ્યોગિક અને યાંત્રિક યુગમા આવશ્યક ક્રિયાઓનું જ્ઞાન બધા લોકોને મળે તે છે. સાંસ્કૃતિક અને ઔદ્યોગિક બને દૃષ્ટિએ એ શિક્ષણ ઉપયોગી છે. જે સમાજમાં આપણે રહીએ છીએ તેની દ્રવ્યોત્પાદક ક્રિયાઓ અને પદ્ધતિનુ જ્ઞાન દરેક શહેરીને હોવુ આવશ્યક મનાય છે

**ધંધાની પસંદગીમાં શાસ્ત્રીયતા**

દરેક વ્યક્તિ માટે ક્યો ધધો વધારે યોગ્ય છે એ નક્કી કરવા સારુ એક મંડળ નિમાય છે. વિદ્યાર્થીની શારીરિક તપાસ ઉપરાંત તેની માનસિક અને બૌદ્ધિક એમ જુદી જુદી જાતની તપાસો શાસ્ત્રસિદ્ધ રીતે કરવામાં આવે છે. આ રીતે મળેલી માહિતી તેમ જ શાળામાં અધ્યાપકોએ મેળવેલી માહિતી અને કરેલા અવલોકનને આધારે વિદ્યાર્થી સમાજમાં કયા કામને માટે વધારે લાયક છે તે નક્કી કરવામાં આવે છે, અને તે અનુસાર તેને આગળનો અભ્યાસ કરવાની તથા ઔદ્યોગિક તાલીમ લેવાની ગોઠવણ કરી આપવામાં આવે છે.

આ પદ્ધતિ સમાજમા બધી વ્યક્તિઓને માટે સફળ નીવડશે કે કેમ તે નક્કી કરવુ જરા મુશ્કેલ છે. જે વ્યક્તિનું વલણ અનેકદેશીય હોય તેને આમાં અન્યાય થવાનો પણ સંભવ છે. પણ જો દરદીના રોગનું ચોક્કસ નિદાન ડૉક્ટરથી પણ ઘણી વાર નથી થઈ શકતું, તો તેથી પણ અકળ એવાં વ્યક્તિગત વલણો અને તેના ભાવિનો ચોક્કસ નિર્ણય શી રીતે થઈ શકે ? બધી જાતની માહિતી આપીને માર્ગ બતાવી દીધા પછી વ્યક્તિને સ્વયંનિર્ણય ઉપર છોડવાની અમેરિકન પદ્ધતિ રશિયન રીત કરતાં વધારે સારી લાગે છે.

**વિદ્યાર્થી અને સમાજસેવા**

આખા સમાજને માટે પોતાપણુ—આત્મીયતા ઉત્પન્ન કરવી એ રશિયન કેળવણીની ખાસ વિશિષ્ટતા છે. તેને સારુ માત્ર તાત્ત્વિક અને બૌદ્ધિક કેળવણી પર જ આધાર ન રાખતાં સમાજસેવા કરવાનું

વિદ્યાર્થીને શિક્ષણ અપાય છે. આ કામ ઐચ્છિક હોવા છતાં સેંકડે ૮૦ ટકા વિદ્યાર્થીઓ તેમાં ભાગ લે છે. હાઈસ્કૂલ અને કૉલેજના વિદ્યાર્થીઓએ નિરક્ષરતા દૂર કરવામાં બહુ મોટો ભાગ ભજવ્યો હતો. પોતાની શાળા, આસપાસનો સમાજ અને સંસ્થા વગેરેને ઉપયોગી એવાં અનેક કામો વિદ્યાર્થીઓ કરે છે. સમાજમાં જ્યારે જ્યારે કોઈ ઉપયોગી પ્રવૃત્તિ ઉપાડવી હોય ત્યારે વિદ્યાર્થીઓ તરફથી તેમાં ઘણી મદદ મળે છે. આ રીતે પ્રત્યક્ષ કામ દ્વારા વિદ્યાર્થીઓમાં સમાજભાવના જગાડવામાં આવે છે.

વાલીઓનો સહકાર

વાલીઓને શાળા પરત્વે મમતા ઊભી થાય તેટલા માટે તેમનું સંગઠન કરવામાં આવે છે. નવો અભ્યાસક્રમ ગોઠવતી વેળા વાલીઓના અભિપ્રાયોને ધ્યાનમાં લેવામાં આવે છે; તેમને શાળાના કામમાં સાંમેલ રાખવામાં આવે છે. દરેક વાલી શાળા માટે પોતે શી શી મદદ કે કામગરી કરી શકશે તે લખી આપે છે. કોઈ સામાન રીપેર કરી આપે છે, કોઈ રસોડા ઉપર દેખરેખ રાખે છે, કોઈ વિદ્યાર્થીઓને પ્રવાસે લઈ જાય છે, કોઈ વિદ્યાર્થીઓને ઘેર કરવાના પાઠો તૈયાર કરાવે છે તો કોઈ ચિત્રકલા કે સંગીત જેવા કલાના વિષયો ભણાવવામાં શાળાને મદદ કરે છે. ટૂંકમાં સંચાલકો અને ઉપરી અધિકારીઓની જ શાળા છે એવી ભાવના ત્યાં નથી; અભણ વાલીઓ શાળામાં શું આવે ને શું સમજે, એવી માન્યતા કે ઉપેક્ષાબુદ્ધિ ત્યાં નથી. ઊલટું શાળા પોતાની જ છે એવી ભાવના આખા સમાજમાં સદૈવ રહ્યા કરે છે.

આરોગ્ય અને શારીરિક શિક્ષણ

આરોગ્ય અને શારીરિક કેળવણીની બાબતમાં રશિયામાં ઘણી કાળજીથી કામ લેવાય છે. શહેરોમાં મોટાં મોટાં દવાખાનાંઓ-હૉસ્પિટલો હોય છે તેનો શાળાઓ માટે સારો લાભ લેવાય છે. આરોગ્યશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, શરીરરચનાશાસ્ત્ર વગેરે વિષયોમાં શિક્ષણ-પદ્ધે

લેથી જ આપવામાં આવે છે. આ રીતે પૂર્વ તૈયારી કરાવી લીધા પછી આગળ જતાં શાસ્ત્રીય રીતે જાતીય શિક્ષણ અપાય છે. આ બાબતમાં વિદ્યાર્થીઓની વૃત્તિ કેવી રહે છે એ વિષે તપાસ કરતાં એક મોટી હાઈસ્કૂલની મુખ્ય અધ્યાપિકા બહેને પોતાનો અનુભવ જણાવતાં કહ્યું: "ચાળીશ વિદ્યાર્થીઓના એક મિશ્ર ( છોકરાછોકરી ઉભયના ) વર્ગમાં આ વિષયનું શિક્ષણ અપાતું હતું ત્યારે વિદ્યાર્થીઓની લાગણીઓનું નિરીક્ષણ કરતાં એમ જણાયું છે કે વિદ્યાર્થીઓના દિલમાં આ વિષય પરત્વે શાસ્ત્રીય જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે, પરંતુ તેમનામાં વિકૃતિ આવી જણાઈ નથી."

આ બાબતમાં શાસ્ત્રીય રીતે પ્રયોગો કરીને જ્યાં સુધી આપણને પરિણામો ન મળે ત્યાં સુધી કોઈ પણ જાતનો મત આપી દેવો જોખમકારક લાગે છે. છતાં એમ કહી શકીએ કે યુરોપઅમેરિકામાં હજુ આ બાબતમાં એકમતિ થઈ નથી. હિંદુ પદ્ધતિ પ્રમાણે બ્રહ્મચર્ય વિષયક શિક્ષણ આપવું અને ભાવિ મુશ્કેલીઓમાંથી વિદ્યાર્થીઓને બચાવી લેવા સુધી લોકો એકમત થયા છે; પરંતુ આ શિક્ષણ શાળામાં આપવું કે ઘેર વાલીઓએ પોતે આપવું એ બાબતમાં હજુ મતભેદ ઊભો જ છે.

**રશિયન અને યુરોપિયન હાઈસ્કૂલોની સરખામણી**

યુરોપની પ્રચલિત માધ્યમિક શિક્ષણપદ્ધતિ અને રશિયાની આજની પદ્ધતિમાં મોટા ફરક છે. યુરોપની માધ્યમિક કેળવણી પસંદ કરેલા વિદ્યાર્થીઓને માટે છે, જ્યારે રશિયામાં અમેરિકાની પેઠે તે બધા શહેરીઓને સારુ યોજાઈ છે. આજે શહેરના વિદ્યાર્થીઓને ત્રણ વર્ષની માધ્યમિક કેળવણી મળી શકે છે; ભવિષ્યમાં એ શિક્ષણનો કાળ ૭ વર્ષનો કરવાની અને બધાને માટે ફરજિયાત દાખલ કરવાની કેળવણી ખાતાની ધારણા છે. જૂની પદ્ધતિ અનુસાર શિક્ષણ પૂરું થયા પછી વિદ્યાર્થી પૈસા કમાવાના ધંધાથી વિમુખ થાય છે અને વિલાસી અને છે; રશિયન પ્રણાલિકામાં તૈયાર થયેલ વિદ્યાર્થી સમાજના અર્થોત્પા-

-દક ધંધાઓમાં રસ લેતો થાય છે, તલ્લીન બને છે. પોતે ભણેલો છે, ને એથી ઊતરતા અભણ લોકોમાં પોતાથી ભળી શકાય નહિ એવી ભાવના તેનામાં આવતી નથી. અભ્યાસક્રમ તપાસીએ તોપણ આ બન્ને પદ્ધતિમાં ઘણો તફાવત દેખાય છે. જૂની કેળવણીની પદ્ધતિનું લક્ષ પુરાણા વિષયો તરફ ઢળતુ રહે છે; ઉચ્ચ અભ્યાસની દૃષ્ટિએ સમાજનું પ્રસ્તુત જીવન ઊતરતા દરજ્જાનું લેખાય છે. જ્યારે રશિયન અભ્યાસક્રમના પાયામાં જ સામાજિક-આર્થિક જીવન અને આસપાસની વર્તમાન સ્થિતિ મુખ્યત્વે રહે છે. માત્ર બૌદ્ધિક સંસ્કારિતા મેળવવા માટે જૂના અને સમાજના ચાલુ જીવનથી તદ્દન અલિપ્ત વિષયો ભણવા કરતાં સમાજને ઉપયોગી વિષયોની કેળવણી આપવા તરફ રશિયન હાઈસ્કૂલોનો ઝોક વધારે છે. જૂની શિક્ષણપદ્ધતિમાં હાથપગની કેળવણી અને ઉદ્યોગોનો સમાવેશ કરવો મુશ્કેલ છે; રશિયાની ચાલુ માધ્યમિક કેળવણીમાં હાથપગની કેળવણી મુખ્ય સ્થાને છે. સારાંશ કોઈ અનિશ્ચિત ધ્યેય માટે નહિ પરંતુ દેશનાં સામાજિક અને આર્થિક ધ્યેયોની પૂર્તિ અર્થે મનુષ્યબળ ઉત્પન્ન કરવાનું કામ અત્યારની રશિયન માધ્યમિક શાળાઓ કરી રહી છે.

**પ્રગતિનાં બીજો**

અહીં એવી શંકા આવવાનો સંભવ છે કે રશિયાની કેળવણી માત્ર ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ જ સ્વીકારશે તો શાળાઓ માત્ર કારખાનાંઓના કામદારો અને રાજકીય પ્રચારકો ઉત્પન્ન કરવાનાં કેન્દ્રો જ બની જશે. પણ આટલાં વર્ષોની રશિયાની કેળવણીનું અવલોકન કરતાં તે પ્રગતિશીલ હોય એમ દેખાય છે; તેમાં સ્થિતિચુસ્તપણું નથી. એક વાર નક્કી કરેલો અભ્યાસક્રમ પચીસ વર્ષો સુધી ફરવા નહિ એવી સ્થિતિનિષ્ઠતા ત્યાં નથી; જેમ જેમ નવા નવા અનુભવો થતા જાય છે તેમ તેમ તેમાં ફેરફારો થયા જ કરે છે. બહુ શરૂઆતના દિવસોમાં સમાજસેવા અને રાજકીય કામો કરવાના ઉત્સાહમાં શિક્ષણની ઉપેક્ષા વધતી જતી જણાઈ ત્યારે કેળવણી ખાતા તરફથી તે

ઉપર સવેળા નિયંત્રણ મૂકવામાં આવ્યું હતું. અમેરિકા પાસેથી લીધેલી કેળવણીની 'યોજના' અને 'સ્વાધ્યાય' (પ્રોજેક્ટ અને ડાલ્ટન) પદ્ધતિઓ ઊંડા જ્ઞાનસંપાદનને માટે દોષયુક્ત જણાતાં કેળવણી ખાતાએ એ પદ્ધતિઓને તિલાંજલિ આપી. અનુભવે નવા સુધારાઓ સ્વીકારાતા રહે છે આજની ઘડીએ રશિયાને ઔદ્યોગિક પ્રગતિ અને રાજકીય સ્થિરતાની અત્યંત જરૂર છે તેથી હાથકામ, ભૌતિક શાસ્ત્રો અને સમાજશાસ્ત્રોના શિક્ષણ ઉપર ભાર દેવામાં આવે છે; આવતી કાલે તેની જરૂર ઓછી જણાતાં સંસ્કારિતા લાવનારા અને 'ઉદાર' મનાતા વિષયોનું શિક્ષણ પણ એટલા જ જોસથી દાખલ થશે.

**હિંદુસ્તાન, રશિયા અને યુરોપ**

રશિયાની માધ્યમિક શિક્ષણપદ્ધતિમાંથી હિંદુસ્તાને લેવા જેવું શું છે એ બહુ વિચારવા લાયક પ્રશ્ન છે. યુરોપની માધ્યમિક કેળવણીના બધા દોષોનું આપણે ત્યાં અનુકરણ થયું છે; તેના ગુણો સ્વીકારાયા નથી. ઈંગ્લાંડની ખર્ચાળ વિલાસી હાઈસ્કૂલો આપણે ત્યાં દાખલ થઈ, પણ ધંધાદારી શાળાઓનો પ્રવેશ ન થયો; દુષ્ટ પરીક્ષા-પદ્ધતિએ પોતાનાં પગલાં માંડ્યાં પરંતુ શાળામાં કેળવણીની સંસ્કારિતાનું કિરણ ન ફૂટ્યું; સમાજથી અલિપ્તપણું સાચવતી માધ્યમિક કેળવણીની યોજના યુરોપમાંથી આપણે આણી, પણ તેથી સમાજ-જીવનમાં કોઈ પ્રગતિ થઈ નહિ. સંભવ છે કે રશિયાની ઢબે સમાજના આર્થિક અને ઔદ્યોગિક પ્રશ્નો ધ્યાનમાં રાખીને જો આપણે અભ્યાસક્રમ ઘડીશું તો સમાજને તે ઉપયોગી થશે; તે સાથે યુરોપની હાઈસ્કૂલો પેઠે સામાજિક અને રાષ્ટ્રીય સંસ્કૃતિનો વિકાસ સાધવાનું કામ કેળવણી ઉપાડી લે તો સંસ્કૃતિનો વિકાસ પણ થાય ને તેનો સમાજમાં ફેલાવો પણ થાય. યુરોપિયન અને રશિયન શિક્ષણપદ્ધતિ પાસેથી આપણે આ બે તત્ત્વો સ્વીકારવા જેવાં છે. બંનેનો અતિરેક ન થવા દેતાં આપણને માફક થાય એ રીતે બંને તત્ત્વોનો મેળ આપણે સાધી શકશું તો અવશ્ય લાભ થશે.

## પ્રકરણ અગિયારમું

# વિદ્યાપીઠો અને લોકકેળવણી

**પહેલાં અને આજે**

સોવિયેટ રાજ્યક્રાંતિ થઈ તે પહેલાંના કાળમાં રશિયામાં ઉચ્ચ શિક્ષણની સ્થિતિ કયા પ્રકારની હતી તેનું શબ્દચિત્ર ટૉલ્સ્ટૉયે દોરેલું છે. તે વાંચતી વેળા આપણને અવશ્ય એમ જ થઈ જાય છે કે આ ચિત્ર આપણા દેશની કેળવણીનું તો નથી? તે લખે છે: " વિદ્યાર્થીઓનું મુખ્ય ધ્યાન અધ્યાપકોની નોટો ઉતારી લેવા તરફ તથા પરીક્ષામાં પાસ થવા માટે જ ભણવા તરફ રહે છે. અધ્યાપકો પાસેથી પુસ્તકમાંથી ન મળી શકે તેવું કશું નવું જ્ઞાન વિદ્યાર્થીઓને મળતું નથી. વિદ્યાર્થીઓનો મોટો ભાગ અધ્યાપકોને છેતરીને પણ પરીક્ષા કેમ પાસ કરી

**જુવાન તેમ જ પ્રૌઢ વયના વિદ્યાર્થીઓ**

આજે ઉચ્ચ કેળવણી લેનારા વિદ્યાર્થીઓમાં કામદાર અને ખેડૂતવર્ગના લોકો પણ છે. હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરી આગળ વધતા જુવાન વિદ્યાર્થીઓ સાથે કારખાનાંઓમાં જુદાં જુદાં કામો કરતા પુખ્ત ઉંમરના લોકો પણ આ સંસ્થાઓમાં ઉચ્ચ કેળવણી લેવા માટે દાખલ થાય છે, કારણકે તેમને પોતાના જ કામ માટે એવા શિક્ષણની આવશ્યકતા રહે છે. દરેકોઈ ઉદ્યોગધંધામાં કામ કરતા કામદારને તે ધંધાનું ઉચ્ચ શિક્ષણ આપીને તૈયાર કરવાનું રશિયાનું ધ્યેય છે. કામદારોએ કારખાનામાં કામ કરતાં કરતાં એનું પ્રાયોગિક જ્ઞાન તો મેળવી લીધું જ હોય છે, તેમને તાત્ત્વિક અને શાસ્ત્રીય જ્ઞાન આપીને ઊંચી જાતનાં કામો માટે લાયક બનાવવાનું ઉચ્ચ કેળવણીનું ધ્યેય છે. આ રીતે જુવાન વિદ્યાર્થીઓ તેમજ પ્રૌઢ વયના કામદારો સર્વને ઉચ્ચ કેળવણીનો લાભ મળે છે.

**નિશ્ચિત ધ્યેયવાળી કેળવણી**

યુરોપઅમેરિકા અથવા હિંદુસ્તાનમાં ઉચ્ચ કેળવણીના શબ્દની સાથે જે કલ્પના આપણે કરીએ છીએ તેનાથી રશિયન ઉચ્ચ કેળવણી જુદી જાતની છે. મોટી સંખ્યાના વિદ્યાર્થીઓ માટે ઉદાર અને સાહિત્યપ્રધાન કેળવણી તથા ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓ માટે ઔદ્યોગિક કેળવણી એવી ભાવના ઇતર દેશોના ઉચ્ચ શિક્ષણ સાથે જોડાયેલી છે. રશિયામાં બધી જાતની ઉચ્ચ કેળવણી કોઈ ખાસ ધંધાને લક્ષમાં રાખીને જ યોજાયેલી છે. સામાજિક અને ઔદ્યોગિક ક્ષેત્રમાં ખાસ કામને સારુ મનુષ્યબળ તૈયાર કરવાના હેતુથી ત્યાં ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ ઊભી કરવામાં આવી છે. માત્ર સાહિત્યપ્રધાન શિક્ષણક્રમ તો રશિયામાં છે જ નહિ. જુદા જુદા ધંધાઓની કેળવણી લેતા દરેક વિદ્યાર્થીએ ઔદ્યોગિક શિક્ષણની સાથે અમુક પ્રમાણમાં સાહિત્યશિક્ષણ પણ લેવાનું જ હોય છે. માત્ર બૌદ્ધિક કે માત્ર ઔદ્યોગિક એવા વિભાગો સમાજવાદીઓને માન્ય નથી, તેથી ઉચ્ચ કેળવણીમાં પણ

ધંધાથી તદ્દન નિરાળી માત્ર સાહિત્યપ્રધાન કેળવણી રશિયામાં નથી. 'ઉદાર' કેળવણી જોઈએ જ નહિ, એવો આનો અર્થ નથી. પરંતુ એની મર્યાદા માત્ર વિશિષ્ટ લોકો પૂરતી ન રાખતા સમાજમા કામ કરનાર હરેક વ્યક્તિને આ 'ઉદાર' કેળવણીનો લાભ આપવાનો એમનો પ્રયત્ન છે તેવી જ રીતે સમાજમા હરેક વ્યક્તિની કેળવણી ખાસ હેતુપૂર્વકની એટલે સમાજમા રહી વિશિષ્ટ કાર્યભાગ ઉપાડવાને વ્યક્તિને યોગ્ય બનાવે તેવી હોવી જોઈએ, એ તેમની કેળવણીનુ ધ્યેય છે કેળવણીની આવી રચનાને લીધે ઉચ્ચ શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓ કેળવણી લેતા હોય ત્યારે અને તે પછી અધવચ લટકી રહેતા નથી, સમાજમા તેમને ચોક્કસ સ્થાન હોય જ છે

ઉદ્યોગધંધાઓ અને ખેતીવાડીમા નિષ્ણાતે થવાના કાર્યો, શિક્ષકનો ધંધો, રાજ્યકારભારના કામો, શોધખોળ વગેરેમા ઉચ્ચ પ્રતિનું કાર્ય કરનારા આગેવાનો, નિષ્ણાતો અને માર્ગદર્શકો ઉત્પન્ન કરવા માટે રશિયામા અનેક ઉચ્ચ કેળવણીની સસ્થાઓ નીકળી છે ૧૯૩૩મા આવી સસ્થાઓ કુલ ૬૧૫ હતી, અને તેમા ભણતા વિદ્યાર્થીઓની સખ્યા ૪,૩૭,૦૦૦ની હતી

**અભ્યાસક્રમનો હેતુ**

પ્રત્યક્ષ ઉપયોગ અને સમાજવ્યવહાર એ તત્ત્વો પર રશિયાની કેળવણીનો ઝોક વધારે છે, ઉચ્ચ કેળવણીમા પણ આપણે તે જોઈ શકીએ છીએ શાસ્ત્રીય વિષયો સાથે તાત્ત્વિક જ્ઞાનનુ શિક્ષણ અપાયા છતા ઉદ્યોગોમા અને સમાજમા તેનો લાભ કઈ દૃષ્ટિથી લઈ શકાશે એ હેતુ મુખ્યત્વે હોય છે ભૌતિક શાસ્ત્રોના જ્ઞાનનો ઉપયોગ ઉદ્યોગધંધાઓમા કઈ રીતે કરી શકાશે, સમાજશાસ્ત્ર અને સાહિત્યપ્રધાન વિષયોની કેળવણી સામાજિક અને રાજકીય પ્રશ્નોના નિરાકરણમા કેવી રીતે ઉપયોગી નીવડશે, તેમ જ પરદેશી ભાષાઓનો ઉપયોગ પ્રત્યક્ષ વ્યવહારમા કેમનો થઈ શકશે એ મુદ્દાઓ નજર સામે રાખીને તાત્ત્વિક જ્ઞાન માટેના અભ્યાસક્રમો ઘડાય છે કારણકે આ શિક્ષણ લેનારાઓને

આગળ જતાં ઔદ્યોગિક તેમ જ સામાજિક ક્ષેત્રોમાં જાતે જ કામ કરવાનું હોય છે.

**નિષ્ણાતોના બે પ્રકાર**

ઉચ્ચ કેળવણી લઈ બહાર નીકળતા નિષ્ણાતો માટે રશિયામાં બે જાતના અભ્યાસક્રમો રાખેલા છે. એક વિભાગમાં શાસ્ત્રીય અને તાત્ત્વિક કેળવણીને વ્યાપક સ્વરૂપમાં ગોઠવેલી છે; બીજામાં દરેક વિશિષ્ટ કાર્યક્ષેત્રના નિષ્ણાતો તૈયાર કરવાની યોજના રાખી છે. બીજી જાતના નિષ્ણાતોને આધારે ઉદ્યોગધંધાઓનુ રોજનું સંચાલન થયા કરે છે; એ બધામાં વ્યાપક દૃષ્ટિએ કેવું ધોરણ સ્વીકારવું જોઈએ તે નક્કી કરવાનું કામ પહેલા પ્રકારના નિષ્ણાતો કરે છે સારાંશ સારાય દેશના ઉદ્યોગો અને રાજ્યતંત્રનું ભાવિ ધોરણ પહેલાં ગોઠવે તે પ્રમાણે નિષ્ણાતો તૈયાર કરવાનું કામ ઉચ્ચ કેળવણી કરી રહી છે.

ઉચ્ચ કેળવણીનો અભ્યાસક્રમ ચારથી પાંચ વર્ષનો હોય છે; શરૂઆતનાં બે વર્ષોમાં સામાન્ય ભૂમિકા તૈયાર કરાય છે અને પછીનાં બે અથવા ત્રણ વર્ષોમા તેના વિશિષ્ટ અંગો ઉપર ભાર દેવામાં આવે છે. અભ્યાસક્રમ ચાલુ હોય ત્યારે પ્રાયોગિક જ્ઞાન તથા તે તે ક્ષેત્રના કામની માહિતી ઉપર વધારે ધ્યાન રખાય છે અભ્યાસ પૂરો થઈ રહેથી વિદ્યાર્થીએ પ્રત્યક્ષ ઔદ્યોગિક ક્ષેત્રમાં છેક નીચેથી જાતઅનુભવ લેતા લેતા ઉપર જવાનું હોય છે; તે પછી જ ઉપલી અધિકારની–જવાબદારીની જગ્યાઓ પર તેની નિમણૂક થઈ શકે છે. કોલેજમાથી નીકળ્યો કે

| | | |
|---|---|---|
| ખેતીવાડી શાસ્ત્ર | ૯૭ | ૬૧,૨૦૦ |
| નાના ઉદ્યોગો | ૧૭ | ૧૪,૩૦૦ |
| વાહન-વહેવારના ઉદ્યોગો | ૧૬ | ૨૦,૭૦૦ |
| આર્થિક રાજકારભાર | ૯ | ૫,૨૦૦ |
| સરકારી યોજના, આંકડાશાસ્ત્ર વગેરે | ૭ | ૬,૨૦૦ |
| આરોગ્ય અને વૈદકખાતું | ૪૪ | ૩૦,૦૦૦ |
| કૉમ્યૂનિસ્ટ વિદ્યાપીઠો | ૫૪ | ૨૬,૫૦૦ |

**કૉલેજના વિદ્યાર્થીઓની સગવડો**

રશિયામાં કૉલેજના વિદ્યાર્થીઓની સગવડ સારી સચવાય છે. ઔદ્યોગિક, સામાજિક તેમ જ રાજકીય ક્ષેત્રોના ભાવિ લોકનાયકો તરીકે તેમને તૈયાર કરવાના હોવાથી સોવિયેટ સરકાર તેમની બધી જાતની સગવડ સાચવે છે. તેમને સ્કૉલરશીપો અપાય છે; રહેવાની, જમવાની, કેળવણીનાં સાધનોની તેમ જ બીજી સોઈ સરકાર તરફથી કરી આપવામાં આવે છે; વૈદકીય મદદ મળે છે, તેમ જ આરોગ્ય માટે હવાફેર કરવાની સગવડ પણ અપાય છે. ઉપરાંત ભાષણો, નાટકો, સિનેમા વગેરેની ટિકિટો મફત અથવા બહુ ઓછી કિંમતે મળી શકે છે. ટૂંકમાં કહીએ તો ઉચ્ચ કેળવણી લેતી વેળા અભ્યાસ અને કામનો પ્રત્યક્ષ અનુભવ એ બે બાબતો સિવાયની કશી પણ ચિંતા વિદ્યાર્થીને કરવી પડતી નથી. કૉલેજમાં ભણવા આવતા કેટલાએક પ્રૌઢ વયના કામદાર વિદ્યાર્થીઓ તો કુટુંબકબીલાવાળા હોય છે; તેમને સહકુટુંબ રહેવાની સગવડ ખાસ વસતીગૃહોમાં કરી આપવામાં આવે છે.

કૉલેજના અધ્યાપકોને પણ આર્થિક દૃષ્ટિએ ઘણી સગવડો હોય છે. અધ્યાપક અને વિદ્યાર્થીઓ ભાવિ સમાજરચનાના તેમ જ ઔદ્યોગિક પ્રગતિના આધારસ્તંભ ગણાતા હોવાથી તેમની ખૂબ સંભાળ લેવાય છે.

**શોધખોળ કરનારી સંસ્થાઓ**

દેશની ભાવિ સર્વ પ્રગતિઓનો આધાર સંશોધન ઉપર રહેલો છે એની જાણ રશિયાને બરાબર છે, અને તેથી જ નાના મોટા

દરેક વિષયોમાં સંશોધન અર્થે અનેક સંસ્થાઓ સ્થળે સ્થળે દેશભરમાં તેણે સ્થાપી દીધી છે. હજારો વિદ્યાર્થીઓ દેશની આ શોધખોળ સંસ્થાઓમાં કામ કરી રહ્યા છે. ભૌતિક શાસ્ત્રના તાત્ત્વિક પ્રદેશોમાં જેટલું કાળજીપૂર્વક સંશોધન ચાલી રહ્યું છે તેટલી જ કાળજીપૂર્વકનું સંશોધન નાનાં બાળકોને રમવા માટે કઈ કઈ રમતો આપવી તેના જેવી ક્ષીણી ગણાતી બાબતોમાં પણ ચાલી રહ્યું છે. શાસ્ત્રીય, ઔદ્યોગિક તેમ જ સામાજિક ત્રણેય પ્રશ્નોને લગતાં સંશોધન કરનારી અનેક સંસ્થાઓ રશિયામાં નીકળી છે. આ બધા કામમાં સમાજવાદી તરીકે એક વિશિષ્ટ દૃષ્ટિ તેઓ રાખે છે. ખાલી સંશોધનના શોખ ખાતર આ કામ ચાલતું નથી, પરંતુ એને પરિણામે સમાજને પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે કયો અને કેટલો લાભ થવાનો છે એ દૃષ્ટિએ જ સંશોધનના પ્રશ્નો અને વિષયોની પસંદગી થાય છે. આવી શોધખોળ કરનારી સંસ્થાઓની સંખ્યા છેલ્લાં પંદર વર્ષમાં ચારગણી વધી ગઈ છે. ૧૯૧૯મા એવી ૨૨૧ સંસ્થાઓ હતી, તેમાંથી ૧૯૩૫ની સાલમાં આ સરવાળો ૯૪૨ સુધી પહોંચ્યો છે; વળી શોધખોળ કરનારાઓની સંખ્યા પણ ૧૯૨૮મા જે ૧૫૪૮ની હતી તે ૧૯૩૨માં ૧૬,૫૦૦ એ પહોંચી હતી, એટલે લગભગ દસગણો વધારો થયો હતો! આ પૈકી માત્ર ઔદ્યોગિક અને યાંત્રિક વિભાગમાં શોધખોળ ચલાવનારાઓની સંખ્યા જ ૨,૦૦૦ જેટલી હતી.

આ બધી શોધખોળનું પરિણામ ભાવિ પેઢીના ભૌતિક અને સાંસ્કૃતિક જીવનમાં અવશ્ય થવાનું જ. આજ સુધી રશિયાએ બીજા દેશોએ વિકસાવેલા જ્ઞાનનો લાભ લીધો છે; એ જ્ઞાનભંડારમાં હવે તે પોતે ઉમેરો કરવા મથે છે.

**પુખ્ત વયના લોકો માટે સામાન્ય અને રાજકીય જ્ઞાન**

જુવાન લોકો ભણીને તૈયાર થશે અને દેશનું ભાવિ ઉજાળશે એટલી વાટ જોવાની ધીરજ આજે રશિયાએ રાખી નથી એમ જ કહેવું જોઈએ. એક જ પેઢીમાં આખોય સમાજ સાક્ષર, સુશિક્ષિત અને

સમાજવાદી બની જવો જોઈએ એવી તેની મહત્ત્વાકાંક્ષા છે. અર્થાત્ ઊગતા જુવાનોની કેળવણી સારુ જે જાતની શિક્ષણરચના છે તેના જેવી જ રચના મોટી વયના લોકોના શિક્ષણ સારુ પણ તેણે કરી છે.

અક્ષરજ્ઞાનની બે પરીક્ષા પસાર કરી હોય તે માણસ હાઈસ્કૂલના પહેલા વિભાગનો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ એકબે વર્ષમાં પૂરો કરી શકે છે, અને બીજા ભાગનો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ બે વર્ષમાં પૂરો કરી શકે છે. તે પછી તેની ઇચ્છા પ્રમાણે ઔદ્યોગિક અથવા અન્ય ઉચ્ચ કેળવણીની સંસ્થામાં તે દાખલ થઈ શકે છે. આમ થવાથી ઉંમરે વધેલા પ્રૌઢોને પણ શિક્ષણની દૃષ્ટિએ પોતાનો દરજ્જો વધારવાની અનુકૂળતા મળી છે ૧૯૩૩માં સવા કરોડ શહેરીઓએ આવી સંસ્થાઓનો લાભ લીધો હતો. આ સંસ્થાઓ સર્વસામાન્ય કેળવણી આપનારી સંસ્થાઓ છે.

રાજકીય દૃષ્ટિને અનુસરીને સમાજમાં કામ કરનાર આગેવાનો અને યોગ્ય કાર્યકર્તાઓ પૂરા પડી શકે તે માટે રશિયાએ રાજકારણશાસ્ત્રના અભ્યાસ માટેની એક અલગ શિક્ષણપદ્ધતિ જ સ્થાપી છે. ગામડાંઓમાં, ખેતીનાં ફાર્મો ઉપર, કારખાનાંઓમાં અને શહેરોમાં મતપ્રચારની જવાબદારી ઉપાડી શકે તેવા માણસો આ શિક્ષણપદ્ધતિ દ્વારા તૈયાર થાય છે. વર્તમાનપત્રોના તંત્રીઓ, લેખકો, જુદાં જુદાં ચર્ચામંડળોના સંચાલકો, પુસ્તકાલયના વ્યવસ્થાપકો, તેમ જ કોમ્યૂનિસ્ટ પક્ષનું કામ કરવા માટે જોઈતા કાર્યકર્તાઓ આવી વિદ્યાપીઠોમાં રીતસરની તાલીમ લઈને તૈયાર થાય છે.

અક્ષરજ્ઞાનની પરીક્ષા પસાર કરેલાઓ માટે શરૂઆતમાં 'રાજકીય સાક્ષરતા'નો અભ્યાસક્રમ છે; તે પછી રાજકારણશાસ્ત્ર વિદ્યાલયનો પહેલા અને બીજા વિભાગનો અભ્યાસક્રમ હોય છે. આટલું શિક્ષણ પૂરું કર્યા પછી કોમ્યૂનિસ્ટ વિદ્યાપીઠમાં સ્વતંત્ર અભ્યાસ કરવાની યોજના કરવામાં આવી છે.

આ શિક્ષણસંસ્થાઓમાં રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર તથા

સંગઠન વગેરે વિષયો પર વધારે ભાર દેવામાં આવે છે. આ બધા વિષયોનું શિક્ષણ સમાજવાદી દૃષ્ટિબિંદુથી અપાય છે એ લખવું જરૂરનું નથી. આ જાતની રાજકીય સંસ્થાઓમાં અભ્યાસ કરતા પ્રૌઢ વયના વિદ્યાર્થીઓની સંખ્યા કાંઈ નહિ તો એક લાખ જેટલી તો હશે જ.

**વ્યાપક કેળવણીની સંસ્થાઓ**

સર્વસામાન્ય કેળવણી માટેની સ્વતંત્ર યોજનાઓ તો અનેક ચાલે છે. દરેક કારખાનામાં, ખેતીવાડીના ફાર્મ ઉપર, અથવા જ્યાં જ્યાં વીશપચીશ માણસો એકઠાં થઈ શકે એવું હોય ત્યાં ત્યાં બધે ચર્ચામંડળો, વાચનસંઘો, ફરતાં તેમ જ સ્થાયી વાચનાલયો, હસ્તલિખિત તેમ જ છાપેલાં વર્તમાનપત્રો કે એવી જાતની કોઈ ને કોઈ પ્રવૃત્તિ–સંસ્થા ચાલતી હોય છે. ત્યાં રાજકીય ચર્ચાઓ પણ થાય છે; તેની સાથે આરોગ્ય તથા સંસ્કારિતાના વિષયો પણ વિચારાય છે. લોકોમાં રાજકીય જાગૃતિ સતત જળવાઈ રહે તથા તેની તાલીમ હમેશાં મળ્યા કરે એ આ સંસ્થાઓનો ઉદ્દેશ છે. એનો વિસ્તાર ઘણા મોટા પ્રમાણમાં થયેલો છે. એક નાનકડી સ્ટીમર ઉપર પણ ખલાસીઓ એકાદું ચર્ચામંડળ કે વાચનસંઘ જેવું ચલાવતા જ હોય; સાથે સાથે એકાદ પુસ્તકાલય તેમ જ વર્તમાનપત્રો–માસિકોનું વાચનાલય પણ હોય જ! સમાજમાં પૂર્વે જેમ સ્થળે સ્થળે દેવળો જોવામાં આવતાં તેમ આજે દરેક ઠેકાણે 'લાલ ખૂણા' (Red Corners) નજરે પડે છે. રેડ કોર્નર એટલે લેનિનનું અને સમાજવાદનું મંદિર જ ગણાવું જોઈએ. લેનિનની એક છબી, લાલ વાવટો તથા સભા ભરવા માટેની થોડી જગ્યા આને માટે બસ થઈ પડે છે. અહીં એકઠા મળી લોકો સમાજની પ્રચલિત હિલચાલો વિષે ચર્ચાઓ કરે છે; કોઈએ કાંઈ અભ્યાસ કર્યો હોય તેનો સાર તે કહી જાય છે; જુદાં જુદાં ભાષણો થાય છે; અને એ રીતે આસપાસના લોકોમાં કેળવણી, રાજકારણ તથા સંસ્કારિતા પરત્વે જાગૃતિ કાયમ રહ્યા કરે છે. અમુક વિશિષ્ટ મતપ્રચાર અર્થે પણ રશિયામાં વાચન અને અભ્યાસ વધા-

રવા તરફ કેટલો ભાર દેવાય છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. સમાજના મોટા ભાગના લોકોને નિરક્ષર રાખી તેમના અજ્ઞાનનો લાભ લઈ રાજ્ય કરવા કરતાં લોકોને પોતાની માન્યતાને અનુકૂળ રીતે સાક્ષર અને જ્ઞાનવાન બનાવી તેમની સંમતિથી રાજ્ય ચલાવવું ઘણું સગવડભર્યું છે એવી કોમ્યૂનિસ્ટ લોકોની માન્યતા લાગે છે.

**લોકશિક્ષણ અને મનરંજન**

રશિયામાં એક પણ ક્ષેત્ર એવું નહિ હોય જેનો ઉપયોગ તેણે કેળવણી અને મતપ્રચાર અર્થે નહિ કર્યો હોય. આથી રશિયાની કેળવણીની પદ્ધતિનું ટૂંકમાં વર્ણન કરવું મુશ્કેલ છે. શિક્ષણ આપવાની બધી પદ્ધતિઓનો તેણે ઉપયોગ કર્યો છે. ચિત્રપટ, નાટકો, રેડિયો, પ્રદર્શનો, ચિત્રપ્રદર્શનો અને વર્તમાનપત્રો વગેરે દરેક ક્ષેત્ર જેટલું મનરંજન અર્થે વપરાય છે, તેટલો જ તેનો ઉપયોગ જ્ઞાનપ્રચાર અને રાજકીય મતપ્રચાર અર્થે કરવામાં આવ્યો છે. સિનેમા અને નાટકોમાં કલાની દૃષ્ટિએ નવા નવા પ્રયોગો થયા કરે છે; રાજકીય મંતવ્ય અને અભિરુચિ પૂરતું તેના પર નિયંત્રણ હોય છે. ઉચ્ચ કલાની ઉપાસના કરવાનાં આ સાધનો ઠેઠ મજૂરો અને ખેડૂતોને પણ સહજ ઉપલબ્ધ બને એવી તેની યોજના છે. શહેરમાં જાહેર રસ્તાઓ ઉપર ઠેકાણે ઠેકાણે રેડિયોના લાઉડ સ્પીકરો (ધ્વનિક્ષેપકો) ગોઠવવામાં આવ્યા છે, જેથી હરતાં ફરતાં હરકોઈ માણસના કાને સહેજે જ્ઞાન અથડાયા જ કરે. પરંતુ લોકશિક્ષણ અર્થે સૌથી વધારે યોજનાપૂર્વક કોઈ સાધન વાપરવામાં આવ્યું હોય તો તે પ્રદર્શનોનું છે. કેળવણી વિષયક, ઔદ્યોગિક, રાજકીય, ઐતિહાસિક, કલા વિષયક એમ દરેક જાતનાં પ્રદર્શનો બહુ મોટા પાયા ઉપર અને ઠેકઠેકાણે ગોઠવવામાં આવ્યાં છે. આ પ્રદર્શનો જોવા હજારો સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ, ખેડૂતો અને મજુરો આવે છે. 'ક્રાંતિ'ના પ્રદર્શનમાં સોવિયેટ રાજ્યક્રાંતિ પહેલાનો અને તે પછીનો ઇતિહાસ ચિત્ર રૂપે આલેખવામાં આવ્યો છે; 'માતા-બાલજીવન'ના પ્રદર્શનમાં સ્ત્રીઓની પૂર્વેની સ્થિતિ અને

આજની સ્થિતિ દર્શાવવામાં આવી છે. આવી જ રીતે કેળવણી વિષયક, આરોગ્ય વિષયક તથા ઔદ્યોગિક પ્રદર્શનોની યોજના સ્થળે સ્થળે કરેલી છે. મનરંજન સાથે જ્ઞાન-શિક્ષણ મળે એવા એવડા ઉદ્દેશથી સ્થપાયેલા આ પ્રદર્શનોનો લાભ બહુ મોટા પાયા ઉપર લેવાઈ રહ્યો છે.

**કલા અને સંસ્કારિતાની કેળવણી**

બૌદ્ધિક, ઔદ્યોગિક અને રાજકીય કેળવણી આપવાની જેટલી કાળજી રશિયાએ લીધી છે તેટલી જ કાળજી તેણે કલાશિક્ષણ અર્થે પણ દાખવી છે. પુખ્ત ઉંમરનાં માણસો માટે ઊંચી કક્ષાના ઓપેરા, નાટકો, સંગીતના જલસા, નૃત્ય વગેરે કાર્યક્રમો ગોઠવાય છે. સંગીતકલાનું સૌથી મોટું મહાવિદ્યાલય રશિયામાં મોસ્કોનું છે. ક્રાંતિ પહેલાં પણ રશિયામાં ઊંચા પ્રકારની કલાનો વિકાસ થયો હતો, પણ તેનો પ્રચાર જોઈએ તેવો નહોતો થયો. હવે તે સંબંધે નવું સંશોધનકાર્ય અને પ્રચાર બંને ચાલે છે. જે સંગીતમંદિરમાં પહેલાં વીશ કાર્યક્રમો પણ ભાગ્યે ગોઠવાતા ત્યાં આજે બસો કરતાં પણ વધારે યોજાય છે. એ બતાવી આપે છે કે આ કલાનો પ્રચાર સામાન્ય જનતામાં કેટલા મોટા પ્રમાણમાં વધ્યો છે.

નાનાં બાળકોની છેક નાની વયથી ઉચ્ચ કલા પ્રત્યે અભિરુચિ કેળવાય તે માટે વ્યવસ્થિત પ્રયત્નો ચાલી રહ્યા છે. મોસ્કોમાં ' બાલ કલાશિક્ષણ મંદિર ' ( Central House of Children's Art Education ) નામે એક સંસ્થા ચાલે છે. આ સંસ્થાની ૧૯૩૩માં રશિયામાં ૯૦ શાખાઓ હતી. આ સ્થળે નાનાં બાળકોને માફક આવે તેવી કલા, રમતો અને મનરંજનને અંગેની શોધખોળો અને શિક્ષણનું કાર્ય ચાલે છે, તેમ જ તેને માટે ખાસ બાલમાનસશાસ્ત્રીઓ અને કલાના નિષ્ણાતો પ્રયોગો કરવા રોકાય છે. રશિયામાં ખાસ બાળકોને માટેની જ નાટકશાળાઓ અને સિનેમાનાં થિયેટરો છે; તેમાં તેમને જ લાયકના કાર્યક્રમો રાખવામાં આવે છે. નાટકો અને ચિત્રપટોના પ્રયોગો કેન્દ્રમંદિરોમાં પ્રથમ ગોઠવવામાં આવે છે. આ

પ્રયત્ન કરી રહ્યા છે.

**રશિયન કેળવણીકારોના વિચારો**

રશિયાની નવીન કેળવણીની પુનર્રચના કરવામાં આગેવાની ભર્યો ભાગ ભજવનાર પ્રોફેસર શાટ્સ્કી છે. તેઓ એક સંશોધનશાળાના પ્રમુખ છે. ક્રાંતિ પહેલાં પણ કેળવણીમાં તેમણે ઘણાં વર્ષો કામ કરેલું છે. રશિયાની કેળવણીની પ્રણાલિ વિષે બોલતા તેઓ કહે છે.—

"બીજા દેશો શિક્ષણ દ્વારા યુદ્ધને માટે લોકોને તૈયાર કરી રહ્યા છે. અમારો પ્રયત્ન લોકોને વ્યાપક કેળવણી પૂરી પાડવાનો છે. અમારી કેળવણી સંકુચિત રાષ્ટ્રીય ભાવનાવાળા શહેરીઓ માત્ર તૈયાર નથી કરતી, અન્ય દેશો વિષે પણ મૈત્રીની ભાવના જાગ્રત કરવાના અમારા પ્રયત્નો છે. અમારી કેળવણીમાં અમે રાષ્ટ્રવાદ અને યુદ્ધના કરતાં આત્મરક્ષણની બાબત ઉપર વધારે ભાર મૂકીએ છીએ. અમારો પ્રયત્ન ભૌતિક શાસ્ત્રોને વધારે વ્યાવહારિક, લોકોપયોગી અને રચનાત્મક સ્વરૂપનાં કાર્યો તરફ લઈ જવાનો છે, જ્યારે મૂડીવાદી દેશો વિજ્ઞાનની સહાય વિનાશને માટે લઈ રહ્યા છે. જે સમાજમાં ગરીબોને ચૂસવામાં આવતા ન હોય, જેણે કુદરતી બળો ઉપર સ્વામિત્વ મેળવ્યું હોય, સામાન્ય જનસમૂહમાં જ્યાં સસ્કારિતાનો પ્રચાર વિશેષ થતો હોય અને જ્યાં હરકોઈ સાધારણ મનુષ્યને પણ પોતાના આત્મવિકાસની સંપૂર્ણ અનુકૂળતા મળતી હોય, એવો નવીન સમાજ આજે અમે ઘડી રહ્યા છીએ. અમારું ધ્યેય સારાય જગતની માનવ જનતાની સર્વતોમુખી મુક્તિ છે."

પ્રોફેસર શાટ્સ્કી વર્ણવે છે તેવી કેળવણીની આદર્શ અને વ્યાપક ભાવના હરકોઈ વ્યક્તિને માન્ય જ હોય. કેળવણી આપનાર વર્ગના દિલમાં ચોક્કસ પ્રકારની શ્રદ્ધા અને ઉદાત્ત ધ્યેયની ભાવના વિના શિક્ષણ કદી પણ જીવંત બનતું નથી.

આજે આપણો દેશ પણ આવી શ્રદ્ધા અને ધ્યેયની શોધમાં જ છે.

અને પોતાનું કામ પાર ઉતારવા અર્થે કરી છે. તેનો ઉપયોગ સમાજના કલ્યાણાર્થે થવો જોઈએ. સમાજની પરંપરાગત સંસ્કૃતિનો વારસો જાળવી રાખવો એ પણ કેળવણીનું એક કામ છે. પણ આજે તો આ વારસો જાળવી રાખવાના કામમાં જ કેળવણીનો એટલો બધો વખત ખરચાઈ જાય છે કે ચાલુ પરિસ્થિતિ તરફ ધ્યાન આપવાની પણ ફુરસદ રહેતી નથી–ધ્યાન જ જતું નથી. લેટિન, સંસ્કૃત, જૂનો ઇતિહાસ, જૂનું તત્ત્વજ્ઞાન વગેરે બાબતોનું સંરક્ષણ જરૂર કરીએ; પણ જો ખુદ રાષ્ટ્ર અને જનતા જ નામશેષ થવા બેઠાં તો આ સંસ્કૃતિનું સંરક્ષણ કોણ કરશે ? રશિયાએ સ્પષ્ટ જાહેર કર્યું છે કે પહેલું પેટ, બીજી બધી વાત પછી. આપણી કેળવણીનું આજનું પ્રતિગામી વલણ જોતાં તેની પ્રતિક્રિયા રૂપે આપણા દેશમાં પણ રશિયાની કેળવણીના સિદ્ધાંતોનો સ્વીકાર કરનારો એક મોટો વર્ગ ઉત્પન્ન થવાનો સંભવ છે. જો એ સ્થિતિને ટાળવી હોય તો પુરાણી સંસ્કૃતિ અને વર્તમાન સમાજજીવન એ ઉભય અંગો તરફ લક્ષ આપ્યા વિના ચાલશે નહિ. જૂના દેશોમાં આજે ચાલતી શિક્ષણ-સંસ્થાઓ જોઈએ ત્યારે આપણને એમ જ લાગે છે કે સમાજથી અલિપ્ત રહેતા વિદ્વાન વર્ગનું એ માત્ર આશ્રયસ્થાન બની છે. આપણે આ કેળવણી અને આ વિદ્વાનોને ખૂણામાં છે ત્યાંથી બહાર સમાજમાં ખેંચી આણીને સામાન્ય જનસમાજની આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિની સુધારણા અર્થે આગેવાની ભર્યો ભાગ લેતા બનાવી દેવા જોઈએ. એમ ન બની શકે તો શિક્ષણ કે શિક્ષક એકેયને નભાવવાની જવાબદારી સમાજને માથે ન જ હોઈ શકે. જો ખર્ચમાંથી કશું પાછું વળતર નથી મળતું તે ખર્ચ શા માટે કરવો, એવા સીધા સવાલનો ઉત્તર આજે આપી શકાય તેમ નથી.

**બે વિરોધી સિદ્ધાંતો**

કેળવણીમાં વ્યક્તિવાદી અને સમાજવાદી એવી બે માન્યતાઓ આજે પ્રચલિત છે. વ્યક્તિવાદીઓનો મત એવો છે કે વ્યક્તિના સંપૂર્ણ

વિકાસને માટે તેને પૂરેપૂરો અવકાશ આપવો, અને આવી વ્યક્તિઓને સમાજમાં સ્વતંત્ર રીતે વિચરવા દેવી, એટલે પરિણામે સમાજની પ્રગતિ અવશ્ય થશે; ખાસ માન્યતાઓ, વિચારો અને ભાવનાઓનું કશું બંધન કોઈ પણ વ્યક્તિ ઉપર હોવું ન જોઈએ; કોમળ મનવાળાં બાળકો ઉપર પ્રૌઢ વયના માણસોના ચોક્કસ મતો લદાવા ન જોઈએ. સમાજવાદી કેળવણીકારોની માન્યતા આથી જુદી જાતની છે. વ્યક્તિ પોતાનો વિકાસ સમાજની અંદર રહીને જ સાધે છે. કેળવણી દ્વારા સંસ્કારસિંચન ન થાય તોપણ વ્યક્તિ સમાજમાંથી સંસ્કારો પકડવાની જ છે એ પરિસ્થિતિમાં ઊગતિ પ્રજાને અનિશ્ચિત સંસ્કારોનો ભોગ થવા દેવાને બદલે તેને ચોક્કસ સંસ્કારો આપીને જ કેમ ન ઉછેરવી? સમાજને જો વ્યવસ્થિત રીતે આપણે ચલાવવા માગતા હોઈએ તો એક જ જાતની સંસ્કૃતિ અને વિચારસરણીમા તૈયાર થયેલ પ્રજા એ વધારે સારી રીતે ચલાવી શકશે. વ્યક્તિનું અસ્તિત્વ સમાજને અર્થે છે; માત્ર પોતાને જ માટે વ્યક્તિ જીવતી નથી.

**સિદ્ધાંતોનો અમલ**

કેળવણીના સિદ્ધાંતોનાં આ બે અંતિમ દૃષ્ટિબિંદુઓ છે. પ્રત્યક્ષ વ્યવહારમાં આ બંનેનો સુમેળ કરવો જ પડે છે. એમ બને કે કોઈ વ્યક્તિ અથવા દેશ એકાદ બાજુ વધારે ઝૂકતી હોય. અમેરિકા-ઇંગ્લાંડ જેવા દેશો વ્યક્તિવાદ તરફ ઢળતા જણાય છે, ત્યારે રશિયા જર્મની અને ઇટાલીનુ વલણ સમાજવાદ તરફ વધારે છે. છતાં એ પણ ભૂલવું ન જોઈએ કે દરેક સ્થળે પરિસ્થિતિનો પણ સારો એવો ફાળો રહેલો છે. જે દેશો આજે સારી સ્થિતિમા અને સુખી છે, જેના પૂર્વ પુરુષોએ કમાઈ રાખ્યું છે અને પરિણામે જેમને તેનું સંરક્ષણ અને ઉપભોગ જ કરવાનો રહે છે, તેવા દેશો વ્યક્તિવાદ તરફ ઢળેલા છે. પરંતુ જે દેશોને કાંઈક નવું મેળવવાનું છે અથવા તાજેતરમા મેળવેલી વસ્તુને સ્થિર પાયા પર મૂકવી છે, તેઓ સમાજવાદી શિક્ષણના પક્ષમાં ઊભા છે. આ ભેદ બરાબર ન સમજી શકવાથી આપણે સૌ

યુરોપમાથી વ્યક્તિવાદી કેળવણીના સિદ્ધાંતો આણીને તેનો અમલ કરનાર લોકો નીકળ્યા છે વ્યક્તિવાદનું ઉગમસ્થાન ગણાતા અમેરિકામા પણ આજે આ માન્યતા સામે પ્રતિક્રિયા શરૂ થઈ ચૂકી છે અર્થાત્ કેળવણીના આ નવીન યુગમા નવા વિચારોનો સ્વીકાર કરતા પહેલા આપણે આપણી સામાજિક સ્થિતિનો બરાબર ખ્યાલ રાખવો આવશ્યક છે સિદ્ધાતો દોષવાળા ન હોય તોપણ તેના અમલમા ઔચિત્ય કેટલુ છે તે વિચારવાનુ તો રહે જ છે

રશિયન કેળવણીનુ મુખ્ય કર્તવ્ય શું છે

રશિયાએ આજે રાજ્યપદ્ધતિ તેમ જ સમાજપદ્ધતિ નવેસરથી જ સ્થાપી છે તે સાચી છે કે ખોટી એ સવાલ હવે રહ્યો નથી હવે તો આ પ્રસ્થાપિત સત્તા માટે લોકોનો બૌદ્ધિક તેમ જ નૈતિક ટેકા મેળવવો અને આ વ્યવસ્થા ભવિષ્યમા પણ ચાલુ રાખનારી જુવાન મડળી તૈયાર કરવી એ જ રશિયાનો આજનો ધર્મ થઈ પડ્યો છે સાથે સાથે દેશનુ દારિદ્ર્ય ટાળીને દેશમા જોરદાર ઔદ્યોગિક મોજુ આણવુ એ પણ એનુ આવશ્યક કાર્ય છે, વર્તમાન પરિસ્થિતિનુ એ અપરિહાર્ય પરિણામ છે રશિયાની પરિસ્થિતિ બદલાતા એની શિક્ષણપ્રણાલિમા પણ ફેરફાર થશે જ એમ માનવાને પૂરતા કારણો છે, અને અનુભવ એની સાક્ષી પૂરે છે ઇંગ્લાડ અથવા અમેરિકા જેવા દેશો પણ જો આવી પરિસ્થિતિમા આવી પડે તો તેઓ પણ કેળવણીને દેશનુ કાર્ય સાધવામા અને મતપ્રચાર અર્થે વાપરવામા પાછા પડે એવુ માનવાને કશુ કારણ નથી દુર્ભાગ્યે જો જગત બીજા મહાયુદ્ધના ઝંઝાવાતમા સપડાય તો આ કથનની ખાતરી કરવાનો અવસર આવી પહોચશે ગયા મહાયુદ્ધમા શાળાઓમા એકપક્ષી મતપ્રચારનું કામ કેવુ જોસભેર ચાલી રહ્યુ હતુ તેનો અનુભવ ઘણાને હજુ તો તાજો જ હશે

કેળવણીનો દરજ્જો

રશિયાની કેળવણીની પ્રણાલિમા સિદ્ધાંતો તેમ જ ચાલુ પરિ-

સ્થિતિને પરિણામે કઈ જાતની રચના છે તે જાણી લીધા પછી જ તેના ગુણદોષની આપણે ચર્ચા કરવી જોઈએ. દુનિયાનાં બધાં કેળવણીના શાસ્ત્રોનું તેમ જ સિદ્ધાંતોનુ ઊંડું પર્યાલોચન કરી તેમાં પોતાની માન્યતાઓ ઉમેરીને રશિયાએ કેળવણીની યોજના ઘડી છે. તેથી તેમાં પરિસ્થિતિજન્ય દોષો સિવાય બીજી જાતના દોષો શોધવા મુશ્કેલ છે.

રશિયાની કેળવણીની સંસ્થાઓ તથા સંશોધનના વિદ્યાલયોની મુલાકાત લીધા પછી એમ લાગે છે કે યોજના તરીકે આ રચના સારી છે, પરંતુ પ્રત્યક્ષ જ્ઞાનનું માપ જોતાં તેમાં ઊંડાણ ઓછું જણાય છે; વિદ્વત્તાની દૃષ્ટિએ હજુ એમાં ઉમેરો થવાની જરૂર છે. આ ઊણપ તો રશિયાના આગેવાનોને પણ કબૂલ કર્યા સિવાય ચાલે તેવું નથી. કેળવણીની નવી યોજના ઘડાયાં હજુ એક પેઢી પણ પૂરી વીતી નથી. બૌદ્ધિક કેળવણીના પરંપરાગત સંસ્કાર નહિ પામેલા સંખ્યાબંધ વિદ્યાર્થીઓને એકદમ વિદ્વાન બનાવી દેવાનું સહેલું તેમ જ સ્વાભાવિક નથી. કામદાર વર્ગમાંથી જરૂર જેટલી તાલીમ આપીને શિક્ષકવર્ગ તૈયાર કરેલો છે; તેમનામાં એક જ પેઢીમાં વધારે વિદ્વત્તા લાવી શકવાનો સંભવ ઓછો જ રહે. જૂના શિક્ષકોને કામે લગાડવામાં તેમને નવા સિદ્ધાંતો વિષે શ્રદ્ધા નહોતી; નવા શિક્ષકોને ઝટપટ તૈયાર કરવાની જરૂર હતી; વિદ્યાર્થીઓ અને શિક્ષકો ઉભયની મુશ્કેલી હતી, કેળવણીની સંસ્થાઓ પણ નવી જ શરૂ થતી હતી. આ બધાને કારણે કેળવણીમાં વિદ્વત્તા અને જ્ઞાનનું ધોરણ ઊંચે આણતાં થોડો કાળ અવશ્ય જવો જોઈએ; કાંઈ નહિ તો એક પેઢી જેટલો સમય તો જોઈએ જ જોઈએ.

**મતપ્રચારની અતિશયતા**

ઇતિહાસ અને સમાજશાસ્ત્ર જેવા વિષયો પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓમા વિશિષ્ટ પ્રકારની રાજકીય અને સામાજિક દૃષ્ટિએ જ શીખવાય એ તો સ્વાભાવિક છે. દરેક દેશમાં આ દોષ થોડા વા વધારે પ્રમાણમાં હોય છે જ. આપણે ત્યાં આજે ઇતિહાસશિક્ષણની

દૃષ્ટિ થોડી બદલાઈ છે; પરંતુ જૂની પેઢીમાં ઇતિહાસશિક્ષણ કયા દૃષ્ટિબિંદુથી અપાતું હતું તે સહુ કોઈ જાણીએ છીએ. હરેક દેશમાં સત્તા ઉપર આવેલો વર્ગ ઇતિહાસનું દર્શન પોતાનાં ચશ્માંથી જ કરે છે, અને એ જ દૃષ્ટિ ઊગતી પ્રજાને પણ તે આપે છે. પરંતુ કોલેજો, વિદ્યાપીઠો અને સંશોધન કરનારી સંસ્થાઓમાં પણ કોઈ એક વિશિષ્ટ પક્ષનું વલણ રાખીને અભ્યાસ કરાવાય, ત્યારે મતપ્રચારના સિદ્ધાંતનો અતિરેક થાય છે એમ કહ્યા વિના ચાલે નહિ. દરેક સંશોધનને 'માર્ક્સિયન' તરીકે જો વિશિષ્ટ દૃષ્ટિ આપવામાં આવે તો તે તત્ત્વસંશોધન ખરી રીતે થયું ગણાય નહિ; એને આપણે મતપ્રચાર અથવા મતાનુવાદ ( Interpretation ) ગણી શકીએ. પાકટ બુદ્ધિવાળા, જેમણે સ્વતંત્ર વિચાર કરતા થવું જોઈએ એવા, તત્ત્વ અને સત્યની શોધ અર્થે તૈયાર થયેલા, ઉચ્ચ કેળવણીની સંસ્થાઓમાં અભ્યાસ કરવા જતા વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિને સંકુચિત મર્યાદામાં બાંધી લેવામાં એક રીતે સ્વતંત્ર વિચારશક્તિની હાંસી કરવા જેવું છે. પણ આ દોષ દૂર થતાં હજુ વર્ષો જશે, કેમકે શરૂઆતમાં વાવેલાં વિચારબીજોનું ઉન્મૂલન થવું મુશ્કેલ છે. આજે તો હરેક વિષયને તેમ જ જ્ઞાનના હરેક ક્ષેત્રને માર્ક્સનાં ચશ્માંમાંથી જોવાની પ્રથા રશિયન વિદ્યાપીઠોમાં પડી ગઈ છે. જોકે આવો દોષ બીજા દેશોમાં નથી એમ તો ન જ કહેવાય; ઉદ્દામ અને નહિ પસંદ પડતા મતોના પ્રતિપાદન કરનારા અધ્યાપકોને અનેક દેશોમાં નોકરીમાંથી પાણીચું મળે જ છે, એવો બધા દેશોનો અનુભવ છે.

**કેળવણીમાં પક્ષપાત**

મૂડીવાદી દેશોમાં અમુક વર્ગ તરફ પક્ષપાત થતો હોવાની બૂમ સમાજવાદીઓ પાડી જ રહ્યા છે. ઊલટ પક્ષે તેઓ પોતે પણ પક્ષપાતથી પર નથી. કેળવણીની સંસ્થાઓમાં આજ સુધી મજૂર-ખેડૂત-વર્ગને પ્રવેશ મળતો નહોતો, તેમને માટે રશિયાએ કેળવણીનાં બધાં દ્વાર મોકળાં કરી આપ્યાં છે. પરંતુ રશિયામાં પણ પક્ષપાત તો છે જ.

આજે ત્યાં એવું ધોરણ છે કે કેળવણીની સંસ્થાઓમાં દાખલ થવા માટે પહેલો લાભ કોમ્યુનિસ્ટ મતના અનુયાયીઓને મળે, બીજે નંબરે બાપદાદાથી મજૂરી કરતા કામદાર લોકો આવે; અને પછી જો અવકાશ રહે તો બાકીના લોકોને કેળવણીની સંસ્થાઓમાં દાખલ થવાની અનુકૂળતા મળે. આ જ સિદ્ધાંતાનુસાર જર્મનીમાં હિટલરે જ્યૂલોકો માટે કેળવણીની સગવડો આપવાનું બંધ કર્યું છે. ટૂંકમાં આજે રશિયામાં પ્રામાણિક મતભેદ દર્શાવનારને સ્થાન નથી.

### સમાજસેવાનો અતિરેક

વિદ્યાર્થીઓ પાસે સમાજસેવાનું કાર્ય કરાવવું જોઈએ એ સિદ્ધાંત સામે કોઈનો વિરોધ ન હોઈ શકે. પરંતુ એની વિગતોમાં ઊતરીએ ત્યારે મતભેદ થવાનો સંભવ ખરો. કેટલાએક કામો વિદ્યાર્થીઓની મર્યાદામાં આવી શકે તેવા હોય છે, અને તેવાં કાર્યોનો હેતુ અને ભાવના સમજીને તેઓ કાર્ય કરી પણ શકે છે. અક્ષરજ્ઞાનપ્રચાર, વ્યાયામની તાલીમ, સભારંભોમાં સ્વયંસેવક તરીકે કામ કરવું, વગેરે કામો આ જાતનાં ગણી શકાય. પરંતુ કેટલાંએક કામોમાં પ્રૌઢ અને સમજુ માણસોમાં પણ મતભેદ હોવાનો સંભવ છે, તેમ કેટલાંએક કામોમાં કોમળ ભાવ છોડી દઈને કઠોરતા ધારણ કરવી પડે તેવું પણ બને છે, આવાં કામોમાં વિદ્યાર્થીઓને રોકવા કે કેમ તે એક પ્રશ્ન છે. ખેડૂતોની વ્યક્તિગત માલેકીની જમીનો જ્યારે સોવિયેટ સરકાર લશ્કરની મદદથી છિનવી લેતી હતી ત્યારે વિદ્યાર્થીઓનો ઉપયોગ કરવામાં આવેલો. આવે પ્રસંગે કાચી વયના વિદ્યાર્થીઓનો ઉપયોગ કરવાની વૃત્તિ વિષે કોઈ ચાહિત માણસ પણ એ કાર્યને રોપવાળું અવશ્ય ગણે.

### વિચારસ્વાતંત્ર્યનો અવરોધ

રાજકીય અને સામાજિક બાબતો છોડી દઈએ તો બીજાં ક્ષેત્રોમાં રશિયામાં વ્યક્તિસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્યની છૂટ છે. રાજકીય વિચારોની બાબતમાં માત્ર સંચામાંથી કાઢેલી ચીજો પેઠે એકધારો

મત સર્વત્ર પ્રત્યક્ષ થાય છે. મત દર્શાવવા માટે વપરાતી ભાષાના શબ્દો પણ એના એ જ જ્યારે બધે સ્થળે સંભળાય ત્યારે ઘડીભર એમ થઈ જાય કે મતપ્રદર્શનની આ પોપટિયા પદ્ધતિ જો ચાલુ રહી તો શું થશે ? કોઈ પણ જાતના રાજકીય વિચારો તથા શાસનપદ્ધતિમાં જો નિરંતર સુધારો થયા કરતો હોય તો તે સચવાઈ રહે છે, નહિતર કાળાંતરે તેની સામે સખત પ્રતિક્રિયા ઊભી થઈ તે નામશેષ થાય છે. ભલે બહુ થોડા પ્રમાણમાં પણ જો વિરુદ્ધ મતને, વિચારોને અને ટીકાઓને અવકાશ રહે તો પ્રચલિત સત્તાના દોષો લક્ષ ઉપર આવી શકે છે. પરંતુ જો આખોય સમાજ એક જ બીબામાં ઘડાવા માંડે તો ભાવિ પેઢીમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ક્યાંથી આવે ? અને એમ બને તો આજની પ્રચલિત પદ્ધતિમાં પેસી જતા અથવા ઉત્પન્ન થતા દોષો કોણ બતાવે ? અને દોષદર્શન થયા વિના સુધારાનો વિચાર પણ ક્યાંથી ઊભો થાય ? બેશક, આજે કોઈ પણ દેશમાં વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકોને શુદ્ધ મતસ્વાતંત્ર્ય, અધ્યાપનસ્વાતંત્ર્ય કે અધ્યયનસ્વાતંત્ર્ય છે જ નહિ; આ પદ્ધતિનો રશિયા, જર્મની અને ઇટાલીમાં આજે અતિરેક થઈ રહ્યો છે. પણ વિચાર અને મતસ્વાતંત્ર્યથી સમાજને કેટલો લાભ થાય છે તે આજે તેમને દેખાતું નથી; એનાં ફળ તેમને આવતી પેઢીમાં ચાખવાં જ પડશે. એકંદરે રશિયાની આજની કેળવણી અમુક ચોક્કસ વિચારોથી બંધાયેલી—જકડાયેલી છે.

**કેળવણીમાં અપૂર્વ કામગરી**

વિશિષ્ટ રાજકીય વિચારસરણીને દૃઢ કરનારી તથા નવા સ્થાપન થયેલા સમાજને સર્વ બાજુથી સ્થિરતા અપાવે તેવી કેળવણી આજે રશિયામાં અપાઈ રહી છે. પરિસ્થિતિને અંગે આવી જતા સહજ દોષોને બાજુએ રાખી આપણે આ પદ્ધતિમાં કયા કયા સદંશો રહેલા છે તે જોઈએ.

રશિયન કેળવણીની વ્યાખ્યા હિંદુઓની પ્રાચીન કેળવણી પદ્ધતિ પ્રમાણે બહુ વ્યાપક છે. મનુષ્યની કેળવણી જન્મથી માંડીને મરણ

માંડીને ઉચ્ચ કેળવણી સુધીની તેમ જ ઔદ્યોગિક તથા કલાત્મક કેળવણીની બધી જવાબદારી રાજ્ય પોતાને માથે ઉપાડી ન લે ત્યાં સુધી તેનો પ્રચાર વધતો નથી; અને કદાચને થોડો ઘણો થાય, તોપણ સામાન્ય જનતાને તેથી ઝાઝો ફાયદો મળતો નથી.

**સામાન્ય લોકો વિષેનો આદર**

વળી કોઈ દેશમાં કેળવણીની જવાબદારી રાજ્ય પોતાને માથે ઉપાડી લે તોપણ તેથી સામાન્ય જનતા માટે કેળવણીનાં દ્વાર ઉઘડી જ જશે એમ માનવું પણ વ્યાજબી નથી. જ્યાં રાજસત્તા સામાન્ય લોકોનું હિત વિચારનારી હશે, ત્યાં છેક તળિયાના થરની વ્યક્તિઓ પણ કેળવણીનો લાભ અવશ્ય લઈ શકશે. રશિયા અને અમેરિકાની શિક્ષણપ્રણાલિ સામાન્ય લોકોના ઉદ્ધાર અર્થે છે. એ દેશોમાં તો છેક ગરીબ પ્રજાજનને માટે પણ કેળવણીનાં બધાં દ્વાર ખુલ્લાં છે. સમાજમાં અમુક વર્ગમાં જન્મ થયો તેથી પોતાને કેળવણીનો લાભ મળ્યો નહિ, અને તેથી જીવનમાં આગળ વધવાનો પોતાને અવસર સાંપડ્યો નહિ એમ કોઈ પણ માણસ કહી શકે એવું ત્યાં રહ્યું નથી. દેશની પૈસા સંબંધી અસાધારણ મુશ્કેલીને કાળે બીજા ખર્ચોમાં સારો એવો કાપ સહી લઈને પણ રશિયાએ સામાન્ય જનસમાજ સારુ કેળવણી આપવાનું જે ઉદાર ધોરણ સ્વીકાર્યું છે, તે નિ:સંશય આદરને પાત્ર છે—અનુકરણીય છે.

**મર્યાદિત વ્યક્તિવિકાસ**

રાજકીય બાબતોમાં ચોક્કસ મત ધરાવવાની મર્યાદા સ્વીકાર્યા પછી ઇતર સર્વ બાબતોમાં રશિયામાં વ્યક્તિવિકાસને પૂરો અવકાશ છે. સાહિત્ય, સંગીત, કલા, સંશોધન તથા ઔદ્યોગિક કાર્યોમાં પોતપોતાની વ્યક્તિગત વિશિષ્ટતા સાધવાની અનુકૂળતા અને છૂટ હરેકને છે. આ બાબતોમાં પૂર્વે જે મતાગ્રહ રાખવામાં આવતો હતો તે ધીમે ધીમે દૂર થતો જાય છે. પરંતુ 'કલા ખાતર કલા' અથવા 'સ્વૈર કલા' જેવા શબ્દપ્રયોગો રશિયન શબ્દકોશમાં હજુ નથી આવ્યા. જે કાંઈ હોય તે

'બધું સમાજ અર્થે' એ રશિયાનું સર્વવ્યાપી સૂત્ર છે.

**સ્વતંત્ર પ્રયોગો કરવાની હિંમત**

કેળવણીની યોજના પોતાના દેશ સારુ સાવ સ્વતંત્ર સ્વરૂપની ઘડવામાં રશિયાએ જે હિંમત દાખવી તે ખરેખર પ્રશંસાપાત્ર છે. મોટાં કારખાનાંઓનાં કામો પાર પાડવા માટે પરદેશમાંથી નિષ્ણાતો લાવવા પડે એ જુદી વાત છે; પરંતુ દેશનાં બાળકોની અને યુવાનોની કેળવણી કેવી જોઈએ તે ઠરાવવા સારુ જે દેશમાં પરદેશના નિષ્ણાતો બોલાવવા પડે તે દેશ કેળવણીના ક્ષેત્રમાં કશો નવીન ફાળો આપી ન જ શકે, એટલું જ નહિ પરંતુ તેથી દેશને લાભ પણ ન જ થાય. પરિસ્થિતિ અનુસાર કેળવણીની યોજનામાં દરેક દેશે સ્વતંત્ર ફેરફાર કરવા જ પડે છે; એટલે આવે પ્રસંગે પરદેશના નિષ્ણાતો શા ખપમાં આવે? બાંધી લીધેલું ભાથું કેટલા દિવસ પહોંચે? પરદેશના નિષ્ણાતો વિગતો પણ કેટલી આપી શકે? ઘરમાં માતાએ બાળકને કેવી કેળવણી આપવી, કેળવણીનું સાહિત્ય કેવા પ્રકારનું હોવું જોઈએ, નાટકો સિનેમા અને રેડિઓ દ્વારા બાળકો માટે કેવા કેવા કાર્યક્રમો યોજી શકાય, આ બધી વિગતો પરદેશી શી રીતે પૂરી આપે? જ્યારે ખરી કેળવણી તો આ બધી બાબતોમાં રહેલી છે. રશિયાએ આ વિચારસરણી ધ્યાનમાં લઈને જ પોતાની કેળવણીની યોજના પોતે જ ઘડી કાઢી. એમ કરવામાં તેણે પરંપરાની માન્યતાને અણઘટતું મહત્ત્વ આપ્યું નહિ; જે જૂના વિષયોની જરૂર નહોતી તેને તેણે ફેંકી દીધા; અને અગાઉ કદી શિક્ષણમાં ન ગણાયેલા નવા વિષયોને તેણે કેળવણીમાં સ્થાન આપ્યું. પોતાના સમાજને તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને ધ્યેયોને અનુકૂળ શિક્ષણપ્રણાલિ કેવી રચવી તેની યોજના દરેક દેશે પોતેજ આંકવી જોઈએ એ રશિયાનો ધડો આપણે લેવા જેવો છે.

**સમાજ અને કેળવણીનો ગાઢ સંબંધ**

સમાજ અને કેળવણીનો હમેશાં સુમેળ સધાવો જોઈએ; નવા યુગની કેળવણીનો એ એક મુખ્ય સિદ્ધાંત છે. આ સિદ્ધાંતનો અમલ

માંડીને ઉચ્ચ કેળવણી સુધીની તેમ જ ઔદ્યોગિક તથા કલાત્મક કેળવણીની બધી જવાબદારી રાજ્ય પોતાને માથે ઉપાડી ન લે ત્યાં સુધી તેનો પ્રચાર વધતો નથી, અને કદાચને થોડો ઘણો થાય, તોપણ સામાન્ય જનતાને તેથી ઝાઝો ફાયદો મળતો નથી.

**સામાન્ય લોકો વિષેનો આદર**

વળી કોઈ દેશમા કેળવણીની જવાબદારી રાજ્ય પોતાને માથે ઉપાડી લે તોપણ તેથી સામાન્ય જનતા માટે કેળવણીનાં દ્વાર ઉઘડી જ જશે એમ માનવું પણ વ્યાજબી નથી. ત્યાં રાજસત્તા સામાન્ય લોકોનુ હિત વિચારનારી હશે, ત્યાં છેક તળિયાના થરની વ્યક્તિઓ પણ કેળવણીનો લાભ અવશ્ય લઈ શકશે. રશિયા અને અમેરિકાની શિક્ષણપ્રણાલિ સામાન્ય લોકોના ઉદ્ધાર અર્થે છે. એ દેશોમાં તો છેક ગરીબ પ્રજાજનને માટે પણ કેળવણીના બધા દ્વાર ખુલ્લાં છે. સમાજમાં અમુક વર્ગમા જન્મ થયો તેથી પોતાને કેળવણીનો લાભ મળ્યો નહિ, અને તેથી જીવનમા આગળ વધવાનો પોતાને અવસર સાંપડ્યો નહિ એમ કોઈ પણ માણસ કહી શકે એવુ ત્યાં રહ્યું નથી. દેશની પૈસા સંબધી અસાધારણ મુશ્કેલીને કાળે બીજા ખર્ચોમાં સારો એવો કાપ સહી લઈને પણ રશિયાએ સામાન્ય જનસમાજ સારુ કેળવણી આપવાનુ જે ઉદાર ધોરણ સ્વીકાર્યું છે, તે નિ:સંશય આદરને પાત્ર છે—અનુકરણીય છે.

**મર્યાદિત વ્યક્તિવિકાસ**

રાજકીય બાબતોમાં ચોક્કસ મત ધરાવવાની મર્યાદા સ્વીકાર્યા પછી છતાં સર્વ બાબતોમાં રશિયામાં વ્યક્તિવિકાસને પૂરો અવકાશ છે. સાહિત્ય, સંગીત, કલા, સંશોધન તથા ઔદ્યોગિક કાર્યોમાં પોતપોતાની વ્યક્તિગત વિશિષ્ટતા સાધવાની અનુકૂળતા અને છૂટ હરેકને છે. આ બાબતોમાં પૂર્વે જે મતાગ્રહ રાખવામાં આવતો હતો તે ધીમે ધીમે દૂર થતો જાય છે. પરંતુ 'કલા ખાતર કલા' અથવા 'સુંદર કલા' જેવા શબ્દપ્રયોગો રશિયન શબ્દકોશમાં હજુ નથી આવ્યા. જે કાંઈ હોય તે

'બધું સમાજ અર્થે' એ રશિયાનું સર્વવ્યાપી સૂત્ર છે.

**સ્વતંત્ર પ્રયોગો કરવાની હિંમત**

કેળવણીની યોજના પોતાના દેશ સારુ સાવ સ્વતંત્ર સ્વરૂપની ઘડવામાં રશિયાએ જે હિંમત દાખવી તે ખરેખર પ્રશંસાપાત્ર છે. મોટાં કારખાનાંઓનાં કામો પાર પાડવા માટે પરદેશમાંથી નિષ્ણાતો લાવવા પડે એ જુદી વાત છે; પરંતુ દેશનાં બાળકોની અને યુવાનોની કેળવણી કેવી જોઈએ તે ઠરાવવા સારુ જે દેશમાં પરદેશના નિષ્ણાતો બોલાવવા પડે તે દેશ કેળવણીના ક્ષેત્રમાં કશો નવીન ફાળો આપી ન જ શકે, એટલું જ નહિ પરંતુ તેથી દેશને લાભ પણ ન જ થાય. પરિસ્થિતિ અનુસાર કેળવણીની યોજનામાં દરેક દેશે સ્વતંત્ર ફેરફાર કરવા જ પડે છે; એટલે આવે પ્રસંગે પરદેશના નિષ્ણાતો શા ખપમાં આવે? બાંધી લીધેલું ભાથું કેટલા દિવસ પહોંચે? પરદેશના નિષ્ણાતો વિગતો પણ કેટલી આપી શકે? ઘરમાં માતાએ બાળકને કેવી કેળવણી આપવી, કેળવણીનું સાહિત્ય કેવા પ્રકારનું હોવું જોઈએ, નાટકો સિનેમા અને રેડિઓ દ્વારા બાળકો માટે કેવા કેવા કાર્યક્રમો યોજી શકાય, આ બધી વિગતો પરદેશી શી રીતે પૂરી આપે? જ્યારે ખરી કેળવણી તો આ બધી બાબતોમાં રહેલી છે. રશિયાએ આ વિચારસરણી ધ્યાનમાં લઈને જ પોતાની કેળવણીની યોજના પોતે જ ઘડી કાઢી. એમ કરવામાં તેણે પરંપરાની માન્યતાને અણઘટતું મહત્ત્વ આપ્યું નહિ; જે જૂના વિષયોની જરૂર નહોતી તેને તેણે ફેંકી દીધા; અને અગાઉ કદી શિક્ષણમા ન ગણાયેલા નવા વિષયોને તેણે કેળવણીમાં સ્થાન આપ્યું. પોતાના સમાજને તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને ધ્યેયોને અનુકૂળ શિક્ષણપ્રણાલિ કેવી રચવી તેની યોજના દરેક દેશે પોતેજ આંકવી જોઈએ એ રશિયાનો ધડો આપણે લેવા જેવો છે.

**સમાજ અને કેળવણીનો ગાઢ સંબંધ**

સમાજ અને કેળવણીનો હમેશાં સુમેળ સધાવો જોઈએ; નવા યુગની કેળવણીનો એ એક મુખ્ય સિદ્ધાંત છે. આ સિદ્ધાંતનો અમલ

નાની મોટી દરેક વિગતોમાં રશિયાએ કર્યો છે. આર્થિક, સામાજિક અને સંસ્કારિતાની કેળવણી આપવાનું કામ શાળા તેમ જ લોકજીવનમાં સાથોસાથ–સમાંતર રીતે ગોઠવેલું છે. કેળવણી જીવનની પાછળ પડી રહેતી નથી, પણ એની કૂચકદમ હમેશાં આગળ રહે છે. ઔદ્યોગિક અને આર્થિક ક્રાંતિ જો પ્રજામાં સર્જવી હોય તો શાળામાં જ વિદ્યાર્થીઓને હાથકામ અને ઉદ્યોગોની તાલીમ આપી દેવી જોઈએ; સમાજની સંસ્કારિતાનો પારો ઊંચો ચડાવવો હોય તો બાળપણથી જ વિદ્યાર્થીઓમાં સદભિરુચિ કેળવાય તેમ થવું જોઈએ; કોઈ ખાસ વિચારસરણી અનુસાર સમાજરચના કરવી હોય તો તેવા વિચારોનું ભરપૂર વાતાવરણ બાળકોની આસપાસ પહેલાંથી જ યોજવું જોઈએ. આ માન્યતા અનુસાર શાળા તેમ જ સમાજની દરેક પ્રવૃત્તિમાં સુમેળ આણેલો રશિયામાં દેખાય છે. કેળવણીની સમાજભાવના માત્ર શબ્દોમાં કે પુસ્તકોમાં જ ન સમાઈ રહે તેટલા સારુ તેના અમલી કાર્યક્રમમાં અવલથી આખર સુધી વિદ્યાર્થી અને જનસમાજનો સંપર્ક યોજેલો છે. 'પહેલાં જાણવું અને પછી આચરવું' એવો સિદ્ધાંત ત્યાં નથી; પરંતુ જાણવાનું અને આચરવાનું બંને સાથે સાથે ચાલ્યા કરે તો જ તે પરસ્પર ઉપકારક બને, એવો રશિયાનો સિદ્ધાંત છે.

### જ્ઞાન અને ક્રિયાનો સુમેળ

જ્ઞાન તેમ જ આચારનો સુમેળ રશિયાએ પોતાની કેળવણીમાં સાધ્યો છે. કેળવણી એટલે પુસ્તકિયા વાચન અથવા માત્ર પ્રયોગશાળામાં કરવાના પ્રયોગો, એવી સંકુચિત માન્યતા રશિયામાં નથી. કુદરત, સમાજ અને ઉત્પાદક અંગમહેનત એ ત્રણ મૂળગત બાબતો ઉપર કેળવણીનું મંડાણ કરેલું છે તેથી પ્રત્યક્ષ અનુભવ, નિરીક્ષણ, ક્રિયા અને સ્વાધ્યાય, એવાં અધ્યયનનાં વિવિધ અંગોનો ત્યાં સ્વીકાર થયેલો છે. રશિયન વિદ્યાર્થી શાળામાં પુસ્તકોનો અભ્યાસ કરે છે, વિદ્યાર્થીઓમાં સંગઠન જમાવે છે, સમાજસેવાનાં કાર્યો બજાવે છે, કારખાનાંઓમાં અંગમહેનત કરે છે ને પોતાના સહાધ્યાયીઓની સાથે

ચર્ચા અને વિચારવિનિમય કરે છે; અર્થાત્ તેની કેળવણી સર્વદેશીય બને છે. વિદ્યાર્થી કેવળ પુસ્તકિયો કીડો રહી જતો નથી. જ્ઞાન અને કર્મનો આ રીતે ત્યાં સુમેળ સાધેલો છે, તેથી ત્યાંની શાળાઓમાં પૂરો અભ્યાસ કરી બહાર પડેલ વિદ્યાર્થી જ્ઞાનની અતિશયતાને પરિણામે નિષ્ક્રિય બની જવાનો ભય રહેતો નથી ! જ્ઞાન અને કર્મનો આદર્શ સુમેળ સાધવાનો શ્રીમદ્ ભગવદ્ગીતાનો આદેશ અથવા ક્રિયાવાન અને જ્ઞાનવાન જીવનનો એક જ વ્યક્તિમાં સુસંયોગ સાધવાની પ્લેટોની ભાવનાનો અમલ રશિયાએ પોતાની શિક્ષણપ્રણાલિમાં કર્યો છે. બીજા દેશોની સાંપ્રદાયિક અને પરંપરાગત ચાલતી આવતી કેળવણી આજનો તબક્કે રોજના જીવનથી જ્યારે વિમુખ થતી ચાલી છે, તે કાળે રશિયાએ છેલ્લે પાટલે બેસીને ક્રિયા અને સમાજજીવનના મૂળ પાયાઓ પર જ કેળવણીની નવી ઇમારત ચણી છે. માત્ર પુસ્તકોમાંથી જ્ઞાન મળતું નથી; સાચું જ્ઞાન સમાજના અને વ્યક્તિના સાક્ષાત્ જીવનમાંથી જડે છે. જ્ઞાન જ્યારે પ્રથગ્બદ્ધ થાય ત્યારે તે વાસી થઈ જાય છે. આપણે ત્યાંની શાળાઓ આ જાતનું વાસી ભોજન આપે છે. સમાજમાં હરહમેશ જેનો વિકાસ થઈ રહ્યો છે, જે જીવંત છે અને જે પુસ્તકોમાં જઈ બેઠું નથી એવું જ્ઞાન કેમ પ્રાપ્ત કરવું, અથવા સ્વાનુભવથી જ્ઞાનમાં કેમ વૃદ્ધિ કરવી, એ કલા આપણી આજની કેળવણીપદ્ધતિ વિદ્યાર્થીને આપતી નથી. બધા જ દેશોની કેળવણીની યોજનામાં આ કલા ઉતરવી આવશ્યક છે.

**સંસ્કારિતાની વિશાળ ભાવના**

જૂની શિક્ષણપદ્ધતિમાં કેળવણી અને સંસ્કારિતાની સંકુચિત વ્યાખ્યા કરવામાં આવી છેઃ અમુક બૌદ્ધિક વિષયો શીખી લેવાથી માણસ કેળવાયેલો બને છે. ગ્રીક, લેટિન, બીજગણિત, પરદેશી ભાષા, જૂનો ઇતિહાસ અને ભૌતિક શાસ્ત્રોનું સિદ્ધાંતો પૂરતું જ્ઞાન, આટલા વિષયોમાં જ સંસ્કારિતા સમાઈ જાય છે એવી માન્યતા જૂના કેળવણીશાસ્ત્રીઓની છે; સંગીત, ચિત્રકલા વગેરે કલાના વિષયોનો

સમાવેશ સંસ્કારિતામાં હોવો જોઈએ એ માન્યતા એમને સ્વીકાર્ય નથી. કેટલીએક પ્રગતિશીલ કેળવણીની સંસ્થાઓમાં આ વિષયોને સ્થાન મળ્યું છે, પરંતુ એથી આગળ પગલું માંડવાની આ કેળવણીકારો ના પાડે છે. દરેક કેળવાયેલ માણસને દ્રવ્યોપાર્જન કરવાની અનુભવસિદ્ધ માહિતી મળવી જોઈએ એ તત્ત્વનો સ્વીકાર યુરોપની માધ્યમિક તેમ જ ઉચ્ચ કેળવણીમાં સર્વત્ર હજુ થયો નથી. હાઈસ્કૂલોનાં નીચલાં ધોરણોમાં હાથકામ તરીકે થોડું સુનારીકામ શીખવવાનો દેખાવ કરવામાં આવે છે, પરંતુ યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષાઓ માટે જે વિષયો રાખવામાં આવ્યા છે તેમાં હાથકારીગરીના વિષયોને સ્થાન નથી. એનો અર્થ એ થયો કે સમાજમાં સેંકડે નેવું ટકા લોકોને જે રોજનું જીવન અને રોજનો અનુભવ છે, તેનું જરાય જ્ઞાન લીધા સિવાય પણ માણસ કેળવાયેલ ગણાઈ શકે છે! કેળવણી અને સંસ્કારિતાની આ વ્યાખ્યાને રશિયાએ ઉલટાવીને કેળવણીના વિચારમાં ક્રાંતિ મૂકી, અને નવી જ પરંપરા ઊભી કરી. હિંદની પ્રાચીન કેળવણીની કલ્પના ચૌદ વિદ્યા અને ચોસઠ કલાઓનો સમાવેશ થાય તેવી વિશાળ હતી. ઉપનિષદોમાં તો કહેલું છે કે વિદ્યા સાથે જેઓ અવિદ્યાની માહિતી મેળવી નહિ લે તેમનું અધઃપતન થશેઃ—

> अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
> ततो भूय इव ते तमो य उ विद्यायाꣳ रताः ॥
> विद्यां चाविद्यां च यस्तद्वेदोभयꣳ सह ।
> अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते—॥ ई॰ उ॰ ९, ११.

એમ છતાં યુરોપની શિક્ષણપ્રણાલિના અનુકરણમાં આપણેય શિક્ષણ અને સંસ્કૃતિની સંકુચિત વ્યાખ્યા કરી છે. હવે તે વ્યાખ્યા ફેરવીને બૌદ્ધિક, કલાત્મક તેમ જ વ્યવસાયાત્મક એ ત્રણે અંગોનો સમાવેશ કરનારી—સુમેળ સાધનારી નવી કેળવણીની પ્રણાલિ આપણે ઊભી કરવી જોઈશે.

**રશિયન અને હિંદી કેળવણી**

રાજકીય બાબતમાં મતભેદ ધરાવનારા દેશોએ પણ રશિયાની કેળવણીની પ્રણાલિમાંથી ઘણી બાબતો લેવા જેવી છે. ઉપર એના ગુણદોષનું વર્ણન કર્યું છે તે ઉપરથી એમાથી કયા તત્ત્વો લેવા જેવા તેમ જ કયાં અમાન્ય કરવા જેવાં છે તેનો થોડો ખ્યાલ તો આવી જ ચૂક્યો હશે. કેળવણીની યોજનાની દૃષ્ટિએ આ નવીન પદ્ધતિ અભ્યાસ કરવા યોગ્ય છે. નિરક્ષર, ગરીબ, ખેતીપ્રધાન, ઔદ્યોગિક બાબતોમાં પછાત પડેલી આમ જનતાને એક જ પેઢીમાં સાક્ષર, કેળવાયેલ, સંપત્તિશાળી અને જાગૃતિપૂર્ણ કરી દેવા માટે કેળવણીની યોજના કેવા વિશાળ પાયા ઉપર કરવી જોઈએ તેનો ખ્યાલ રશિયાની પદ્ધતિ ઉપરથી આવી શકશે. બાળકો, તરુણો તેમ જ પુખ્ત વયના બધા વર્ગના લોકોને એકીસાથે કેળવણી આપીને તેમને ઔદ્યોગિક, સામાજિક, સંસ્કારિતાપૂર્ણ અને રાજકીય જાગૃતિભર્યું જીવન જીવતા કરવા એ રશિયાની કેળવણીની યોજનાનો મુખ્ય ઉદ્દેશ છે. નિરક્ષરતા, ગરીબાઈ અને ઔદ્યોગિક જરૂરિયાતોની દૃષ્ટિએ રશિયા તથા હિંદુસ્તાનમાં ઘણું સામ્ય છે. રાજકીય મતોને બાજુએ રાખીએ તો રશિયાને જે કરવું હતું અને જે હજુ કરવું છે, તે જ પ્રાપ્ત કરવાની હિંદુસ્તાનને પણ આજે આવશ્યકતા છે. અર્થાત્ પ્રાપ્ય સાધનો અને અધિકારનો લાભ લઈને આ બાબતો સાધ્ય કરી લેવામાં જ આપણી બુદ્ધિ અને યોજનાશક્તિનું માપ આવી શકશે.

**આક્ષેપોનો જવાબ**

રશિયાની કેળવણીની પ્રણાલિ સામે એવો આક્ષેપ છે કે તે વિશિષ્ટ પ્રકારનું ધ્યેય સાધ્ય કરવા અને તેનો પ્રચાર કરવા સારુ જ યોજાઈ છે. એના ધ્યેયને વિશેષ ઉદાર અને વ્યાપક તથા વિશ્વમાન્ય બનાવવાનું તથા તેમાની સંકુચિતતા દૂર કરવાનું બની શકે છે. અર્થાત્ આપણને માન્ય હોય તે ધ્યેયની સિદ્ધિ અર્થે રશિયાની કેળવણીનું યોજનાતંત્ર સ્વીકારવામાં કશો વાંધો ન ગણાવો જોઈએ. વળી

કેળવણીને આપણે ગમે તેટલી ઉદાર, સ્વતંત્ર અને વ્યક્તિવાદી સિદ્ધાંતો ઉપર રચવા માગીએ, તોપણ પ્રચલિત ચોક્કસ વિચારો અને સિદ્ધાંતોની છાપ બાળકો તથા તરુણો પર પડ્યા વિના રહેવાની જ નથી; તે અપરિહાર્ય છે. અર્થાત્ ગમે તેવી અચોક્કસ ધ્યેયની છાપને બદલે કોઈ નિશ્ચિત ધ્યેયનું વલણ વિદ્યાર્થીઓમાં ઊભું થાય તો તેમાં હરકત પણ શી છે?

ખેતીની સુધારણા, ઔદ્યોગિક પ્રગતિ, ધંધાઓનો પુનરુદ્ધાર, સામાજિક અને રાષ્ટ્રીય એકતા, પુરાણી સંસ્કૃતિનાં ઇષ્ટ અને ઊંચી જાતનાં અંગોપાંગોનું સંવર્ધન અને પ્રજાતંત્રને અનુરૂપ રાજકીય જવાબદારીનું ભાન—આટલું તો આપણી પ્રગતિ અને સમાજની પુનર્ઘટના અર્થે અત્યંત આવશ્યક છે. સમાજની જરૂરિયાતને પાયામાં રાખીને તેના પર કેળવણીની ઇમારત ચણવામાં રશિયાની કેળવણીની પુનર્ઘટના કરવાની રીત આપણે અનુકરણ કરવા જેવી છે. કોઈ એવો વાંધો ઉઠાવી શકે કે આજની ઘડીએ જે લાગતો આવશ્યક ભાસે છે તેને પાયામાં ગણીને કેળવણીની રચના કરવી ન જોઈએ. સમાજની જરૂરિયાતોમાં સંસ્કૃતિનું સંરક્ષણ કરવાની બાબત એ નિરંતર ટકી રહેનારું અંગ છે, પરંતુ સાથે સાથે જો તાત્કાલિક જરૂરિયાતો તરફ લક્ષ આપીએ તો જ સમાજ અને પરિણામે સંસ્કૃતિ જીવતી રહે. જો સમાજનો જ નાશ થઈ ગયો તો પછી શાશ્વત મનાતી કેળવણીની યોજના અને સમાજની સંસ્કૃતિનો ઉપભોગ કરનાર કોણ રહેશે? સિવાય કે અન્ય દેશો એ વારસો લઈ લે!

---

# ઇંગ્લાંડ — કેળવણીમાં વ્યક્તિસ્વાતંત્ર્યવાદ

## પ્રકરણ તેરમું

## ઇંગ્લાંડની કેળવણી પદ્ધતિ

**સ્વેચ્છાએ થયેલો વિકાસ**

ઇંગ્લાંડમાં કેળવણીનો યોજનાપૂર્વક વિકાસ કરવાના પ્રયત્નો કદી થયા જ નથી. સ્વેચ્છાથી, લોકોની જરૂરિયાત અનુસાર, બીજા દેશોની પડોશમાં હોવાને કારણે અને વ્યવહારમાં અત્યાવશ્યક હોય એટલો જ વિકાસ કરવાનું ધોરણ આજ સુધી ઇંગ્લાંડે કેળવણીમાં સેવ્યું છે. કેળવણીનું પોતાનું વિશિષ્ટ તત્ત્વજ્ઞાન એણે રચ્યું નથી. જર્મની, ફ્રાન્સ, અમેરિકા વગેરે દેશોએ પોતાની કેળવણીની યોજના દેશની

પર આ પદ્ધતિની અસર બહુ મોટા પ્રમાણમાં થયેલી છે. પરંતુ વિચાર કરતા જોઈ શકાશે કે આ અનુકરણમાં આપણે ગુણો કરતાં દોષો જ વધારે પ્રમાણમા લીધા છે.

**સામાન્ય જનતા વિષે અનાદર**

ઇંગ્લાંડની કેળવણી વિષયક પ્રગતિ ૧૮૭૦ પછી એટલે હજુ હમણાં જ થયેલી છે. આ પૂર્વે કેળવણીનું કામ ધાર્મિક સંસ્થાઓ કરતી હતી, અને આજે પણ તેમનું કામ તો ચાલે જ છે. સમાજના અલ્પસખ્ય ઉચ્ચ વર્ગની કેળવણીની સગવડ ખાનગી શાળાઓ અને કૉલેજો મારફત થતી, આમાં સામાન્ય જનતાની કેળવણીને ઓછુ સ્થાન રહેતું. પ્રાચીન હિંદુ સમાજની રચનામાં મુખ્યત બ્રાહ્મણો જ ભણતા તેમ ઇંગ્લાંડમા પાદરીઓ અને પૈસાદાર લોકોને જ ભણવાની સગવડ હતી. બ ને દેશોની સમાજરચનામાં સામાન્ય પ્રજાવર્ગની ઉચ્ચ કેળવણીને લેશ પણ અવકાશ નહોતો. આજે પણ ઇંગ્લાંડની કેળવણી પ્રણાલિમાં, ખાસ કરીને માધ્યમિક અને ઉચ્ચ કેળવણીમાં પૈસાદાર અને ગરીબ લોકો માટે જુદી જુદી સસ્થાઓ છે. ઇગ્લાડમાં ૧૮૭૬ના અરસામાં ફરજિયાત પ્રાથમિક કેળવણીનો કાયદો મંજૂર થયો અને ૧૮૯૧ની સાલમાં કેળવણી મફત કરવામાં આવી; કેળવણીમાં સુધારો કરનારા બીજા પણ અનેક કાયદાઓ પસાર થયા છે. પરંતુ ફરજિયાત કેળવણીના કાયદાનો સપૂર્ણ અમલ કદી થયો નથી. વધતા જતાં ઔદ્યોગિક કારખાનાંઓ માટે ઇગ્લાંડમાં સસ્તી મજૂરીથી કામ કરનારાં બાળકોની જરૂર હમેશાં રહેતી; આથી કારખાનાંના માલેકોએ કેળવણીના અધિકારીઓ પર લાગવગ ચલાવીને ફરજિયાત કેળવણીના કાયદાના જ અમલ પરત્વે પોતાને અનુકૂળ પડતા ફેરફારો ઘણા કરાવી લીધા હતા. એમ પણ કહી શકાય કે ઇગ્લાંડનાં ગરીબ બાળકોની કેળવણીના વિકાસ–વિસ્તાર સામે કારખાનાના માલેકો અને શ્રીમત વર્ગે વિરોધ જ કર્યા કર્યો છે; સાચા દિલથી તેમણે કદી પણ મદદ કરી નથી. ફરજિયાત કેળવણીની વયમર્યાદા ચૌદ વર્ષ સુધી લંબાવવા માટે આજે

અનેક વર્ષોથી પ્રયત્નો ચાલ્યા કરે છે, પરંતુ કરકસરને બહાને એને હજુ પૂરી સફળતા મળી નથી. એક વાર તો આમની સભામાં મંજૂર થયેલ ઠરાવને લૉર્ડની સભાએ ઉડાવી દીધેલો! ફરજિયાત પુરવણી શાળાઓ (રાત્રિશાળાઓમાં) માં બાળકોને મોકલવા માટે કારખાનાના માલેકો નાખુશ હોય છે. જર્મનીમાં પુરવણી શાળાઓનો જેટલો પ્રચાર થયો છે તેટલો ઇંગ્લાંડમાં થયો નથી. ૧૯૧૪ની આસપાસ બાર વર્ષ કે તેથી વધારે ઉંમરનાં સેંકડે બે બાળકો પણ શાળામાં ભણતાં નહોતાં. ૧૯૦૨ સુધી મધ્યમ તથા કામદારવર્ગનાં બાળકો માટે માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીની સાર્વત્રિક સગવડ થઈ નહોતી. કેળવણી ખાતા તરફથી ખાનગી તેમ જ સાર્વજનિક શાળાઓને પૈસાની મદદ આપવાની શરૂઆત તો આ અરસામાં જ થઈ.

### ગઈ પેઢીની કેળવણી

૧૯૧૪માં મહાયુદ્ધની શરૂઆત થઈ. ઇંગ્લાંડમાં કેળવણી વિષયક ચળવળની શરૂઆત પણ તે જ વખતે થઈ. ફ્રાન્સ તથા જર્મનીમાં કેળવણી વિષયક ચળવળો આ જ કાળે જોરથી ચાલતી હતી. આજે હિંદુસ્તાનમાં શિક્ષણની જે પરિસ્થિતિ છે તેવી સ્થિતિ ગઈ પેઢીમાં ઇંગ્લાંડમાં પ્રવર્તતી હતી.

બાળકોની દશા આરોગ્યની દૃષ્ટિએ છેક અસંતોષકારક હતી. બાળમરણનું પ્રમાણ હજારે એકસો દસ જેટલું હતું. નિશાળમાં ભણવા આવતાં બાળકો અન્નને અભાવે કૃશ થઈ ગયેલાં અને દૂબળાં જણાતાં. દાંત, આંખ, કાન વગેરે બગડેલાં, મેલાંઘેલાં શરીરવાળાં અને ગંદી ટેવોવાળાં બાળકો શાળામાં તેમ જ શાળા બહાર બધે નજરે આવતાં હતા. ફરજિયાત કેળવણીની વયમર્યાદાનું ચૌદમું વર્ષ પૂરું થતાં જ બાળકો શાળામાંથી ઊઠી જતાં. માધ્યમિક કેળવણીની પૂરતી સગવડો નહોતી. પરિણામે અઢાર વર્ષની અંદરના બાળગુનેગારોની સંખ્યા વધી પડી. કારખાનાંઓમાં પણ બાળમજૂરોને ઘણું કામ કરવું પડતું. ૧૯૨૧ની સાલ સુધી નાનાં બાળકોને અઠવાડિ-

યાના પચાસ ત્યાર કામ ઉપર હાજર રહેવુ પડતુ એવો માન્ચેસ્ટરના અધિકારીઓને તો રિપોર્ટ છે ! શાળાના મકાનો ૧૯૨૬ની સાલ સુધી કઈ જાતના હતા તેનુ વર્ણન લંડન ટાઇમ્સમા નીચે પ્રમાણે છપાયુ છે - ' ડુક્કર પાળનાર રહેવુ પસંદ ન કરે એવા મકાનોમા દેશના પાચ લાખ બાળકો આજે ભણી રહ્યા છે નવાઈની બિના તો એ છે કે સ્થાનિક અધિકારીઓ આવ સ્થળે શાળા ચલાવવાની મંજૂરી આપે છે ! હાલમા નવા મકાનો બંધાવા લાગ્યા છે, પરંતુ છેક ૧૯૩૩ સુધી ખુદ લંડનમા પણ પ્રાથમિક અને કેન્દ્રવર્તી શાળાઓ એવા મકાનોમા બેસતી કે જ્યા વીજળીના દીવાઓની સગવડ ન હોય અથવા તો ચિત્રપટો બતાવવા માટે વીજળી મળવી જ અશક્ય હોય! બાળકોની સખ્યાની દૃષ્ટિએ કેટલીએક શાળાના મકાનો એવા નાનાં હતા કે એક વર્ગમા પચાસથી ત્રેપન બાળકોનો સમાવેશ કરવો પડતો આ હિસાબે તો આપણે ત્યાના કેટલાએક શહેરોની ખાનગી માલેકીની શાળાના મકાનો અને ફર્નિચરો વગેરેની સગવડ પણ લંડનની સરકારી શાળાઓ કરતા ઘણી જ સારી છે એમ કહી શકીએ. ટૂંકમા ૧૯૧૪ સુધીમા ઇંગ્લાંડમા કેળવણી વિષયક સ્થિતિ બહુ અસતોષ ઉપજાવે તેવી અને પછાત હતી

**જાગૃતિ આવે છે**

આ પરિસ્થિતિ લોકોની નજરે આણીને કેળવણી વિષયક જાગૃતિ લાવવાનુ સેવા કાર્ય વર્તમાનપત્રોએ બહુ સારી રીતે બજાવ્યુ આ અરસામા વર્તમાનપત્રોમા કેળવણી વિષયક મુદ્દાઓ પર જેટલા લેખો લખાયા છે તેટલા તે પૂર્વે કદી લખાયા નહોતા આનુ પરિણામ લોકજાગૃતિમા આવ્યુ, કેળવણીમા સુધારાઓ અત્યંત આવશ્યક છે એવી ભાવનાનુ મોજુ જનતામા ફેલાયુ કેળવણીના વિકાસ સામે હમેશા મોટો વાધો કરકસરની મુશ્કેલીનો બતાવવામા આવતો પણ મહાયુદ્ધમા એકેક વિમાનો, લડાયક જહાજો તેમ જ બીજા સહારક સાધનોને અગે એટલા મોટા પાયા ઉપર પૈસો પાણીની પેઠે રેલાતો

કે તેની પાસે કેળવણીને અંગે માગવામાં આવતી રકમ કોઈ હિસાબમાં નહોતી. આ બધી ચળવળ અને જાગૃતિનું શ્રેય મજૂરપક્ષને મળે છે. શિક્ષકસંઘોએ પણ એને ઘણી સહાય આપી, કેમકે કેળવણી વિષયક સગવડોની ખરી આવશ્યકતા મધ્યમ અને ગરીબ વર્ગના લોકોને જ વધારે જણાતી; પૈસાદારો માટે તો બધી જાતની સગવડો હતી જ. પરિણામે ૧૯૧૮માં મહાયુદ્ધ પૂરું થતાં જ કેળવણી વિષયક સુધારણાનું બિલ પાર્લામેન્ટમાં રજૂ થયું અને ઘણા વાદવિવાદને અંતે તે પસાર પણ થયું.

**ફિશર બિલ વિષે બંધાયેલી આશા**

ઇગ્લાંડના કેળવણી વિષયક ઇતિહાસમાં ૧૯૧૮માં ફિશર બિલે ક્રાંતિ આણી દીધી. ઑન૦ એચ. એ. એલ. ફિશર નામના કેળવણીના જાણકાર ગૃહસ્થ ૧૯૧૭માં શિક્ષણમંડળના અધ્યક્ષ અને કેળવણી ખાતાના મંત્રીપદે આવ્યા. લોકોમાં ઉત્પન્ન થયેલ કેળવણી વિષયક અસંતોષ દૂર કરવા તેમણે કેળવણીમાં સુધારો સૂચવનારું એક બિલ પાર્લામેન્ટમાં રજૂ કર્યું. દુનિયાના બધા દેશોમાં આ બિલની ભારે વાહવાહ થઈ. આજે પણ ઇગ્લાંડની કેળવણી વિષે બોલવું હોય તો આ ફિશર બિલનો વિચાર કર્યા વિના ચાલતું નથી; અને હજુ આવતા જમાનામાં પણ આ બિલનો ઉપયોગ થશે એમાં શંકા નથી.

ફિશર બિલનો મુખ્ય હેતુ દેશના ગરીબમાં ગરીબ માણસ સુધી કેળવણી પહોંચાડી દેવાનો હતો. ઇગ્લાંડની કેળવણીની યોજનામાં મુખ્ય દોષ સામાજિક ભેદભાવનો છે, જ્યારે આ બિલની યોજના જ એ ભેદભાવ દૂર કરવા માટે થઈ હતી. ઘોડિયામાં સૂતેલા બાળકથી માંડીને છેક વૃદ્ધ સુધી દેશની દરેક વ્યક્તિ માટે યોગ્ય કેળવણીની સગવડ હોવી જ જોઈએ; તેમાં આર્થિક, સામાજિક અથવા બીજી કોઈ પ્રકારની હરકત આવવી ન જોઈએ; કેળવણી મેળવવાની જે અનુકૂળતા અમેરિકા જેવા દેશમાં દરેક વ્યક્તિને છે, તેવો જ લાભ ઇગ્લાંડમાં પણ ગરીબમાં ગરીબ માણસને મળે એ મુખ્ય મુદ્દો આ

ફિશર બિલનો હતો. તેમાંની થોડીએક સૂચનાઓ નીચે પ્રમાણે તારવી શકાય:—

(૧) પાંચથી ચૌદ વર્ષની ઉંમર સુધીની કેળવણી ફરજિયાત અને મફત કરવી; ત્યાર પછી અઢાર વર્ષ સુધી પુરવણી શાળાઓ દ્વારા રાત્રે પણ કેળવણી લેવાનું બધાને માટે ફરજિયાત બનાવવું અને જરૂર જણાય ત્યાં એમને માટે નવી સંસ્થાઓ ખોલવી.

(૨) માધ્યમિક કેળવણી લેવાની અનુકૂળતા ગરીબ લોકોને પણ મળે તેટલા સારુ ફી તેમ જ ખાધાખોરાકી માટેની સ્કોલરશીપો મોટી સંખ્યામાં આપવી.

(૩) બાળમજૂરીની પદ્ધતિ બાર વર્ષની ઉંમર સુધીનાંને માટે કાયદાથી સાવ બંધ રવી; ત્યાર પછી ચૌદ વર્ષની ઉંમર સુધી થોડીએક મજૂરી કરવાની છૂટ રહેવા દેવી.

(૪) શારીરિકઆરોગ્યની તપાસ અને તે અંગેના ઇલાજો માટેની સગવડો બધી શાળાઓમાં રાખવી; તેમ જ ખાનગી તથા જાહેર બધી જાતની કેળવણીની સંસ્થાઓ પર કેળવણી ખાતાની દેખરેખ રાખવી.

(૫) મંજૂર કરેલી બાબતોમાં અરધો ખરચ કેળવણી ખાતાએ આપવો.

ઉપરની વિગતો ઉપરથી એટલું તો સ્પષ્ટ જોઈ શકાશે કે કેળવણીની તેમ જ આરોગ્યની બધી સગવડો દેશનાં અસંખ્ય ગરીબ બાળકોને પણ મળી શકે એ ફિશર બિલનો ઉદ્દેશ હતો. લોકોએ બીજી બધી વિગતો વધાવી લીધી, પરંતુ કેળવણી ખાતાની દેખરેખ બધી શાળા પર હોવા સંબંધોની કલમ સામે સખત વિરોધ થયો. શિક્ષણની આંતર વ્યવસ્થામાં શાળાઓ તેમ જ સ્થાનિક અમલદારોને પૂરતી સ્વતંત્રતા મળવી જ જોઈએ એ અંગ્રેજપ્રજાની માન્યતા આ વખતે બરાબર દેખાઈ આવી. આખરે ફિશર બિલમાંથી નિયંત્રણ એટલે દેખરેખ બાબતની કલમો કાઢી નાખવી પડી. લોકોને આશા પણ બંધાઈ કે હવે કેળવણીમાં કાંઈક ક્રાંતિ થશે અને દુનિયાના બધા

દેશો કરતાં પોતાની પદ્ધતિ ઊંચી ગણાશે. પરંતુ વિચારમાં અને કાર્યમાં બહુ અંતર છે એ સત્યનું ભાન આ પ્રસંગે સૌને થયું, કેમકે ફિશર બિલ માત્ર કાયદાપોથીમાં જ સમાઈ રહ્યું !

**પ્રજાની નિરાશા**

મહાયુદ્ધ પુરું થતાં જ ચારે તરફથી કરકસરનો પ્રશ્ન ખડો થયો અને કાપકૂપનો પહેલો કટકો કેળવણી ખાતા પર પડ્યો. 'કાપકૂપની તપાસસમિતિ 'મા ગેડીસ સાહેબ તેમ જ રેલ્વે અને વહાણખાતાના કેટલાએક આલેકો સભાસદો તરીકે નિમાયા. તેમણે પહેલો કાપ કેળવણી ખાતા ઉપર મૂક્યો, અને એ રીતે કેળવણીમાં સુધારા કરવાની કેટલી તમન્ના હતી તે બતાવી આપ્યુ. બેશક, ' કાપકૂપ તપાસસમિતિ 'ની બધી સૂચનાઓનો સ્વીકાર ન થયો, તોપણ રાજ્ય તરફથી કરવામાં આવેલી કાપકૂપની અસર કેળવણી ખાતા પર પણ સારી રીતે થઈ. જે ફિશર કાયદાની જોરશોરથી વાહવાહ કરવામા આવેલી તે આખરે કાયદાપોથીમા જ રહ્યો, અને કેળવણીમાં સુધારા કરવાનું કામ કાચબાની ઝડપે ચાલ્યુ. હજુ આજે વીશ વર્ષે પણ ફિશરના કાયદામાં બતાવેલા બધા સુધારાઓ અમલમાં આવી શક્યા નથી ! બાલમંદિરો ( નર્સરી સ્કૂલ્સ ), પુરવણી શાળાઓ ( કન્ટીન્યુએશન સ્કૂલ્સ ), શિક્ષકોના પગારમાં વધારો, નવાં મકાનો, માધ્યમિક કેળવણી માટે સ્કોલરશીપો ( શિક્ષણ તથા ખોરાકી માટેની ) ની ભરપૂર છૂટ, વગેરે જે અનેક સુધારાની લોકો આશા રાખી બેઠા હતા તેમાંનું કશું થયું નહિ. હજુ આજે પણ જૂનાં મકાનોમાં જ બાળકો ઘેટાંની જેમ પુરાય છે; ચૌદ વર્ષની ઉમર પછી રીતસરનું શાળાનું શિક્ષણ છોડી દેનારા વિદ્યાર્થીઓ માટે પુરવણી શાળાઓની પૂરી સગવડ થઈ નથી; મજૂરી કરતી સ્ત્રીઓનાં બાળકો માટે બાલમંદિરોની સંખ્યા છેક જ નાની છે; માધ્યમિક કેળવણી પણ અમુક મર્યાદિત સંખ્યા કરતાં વધારે વિદ્યાર્થીઓને મળવાની હજુ અનુકૂળતા થઈ નથી, અને અભ્યાસક્રમમાં પણ ખાસ સુધારાઓ થયા નથી. ટૂંકમાં ૧૯૧૮માં

જે સુધારાઓની આશા બંધાઈ હતી તે ફોગટ નીવડી છે. બેશક દર વર્ષે થોડો થોડો સુધારો થયો જોઈએ તે થયા કરે છે, પરંતુ કાયદાથી જે એકદમ જબ્બર ફેરફાર થઈ જશે—કોઈ ક્રાંતિ થઈ જશે એમ લાગતું હતું તેમાનું કશું થયું નથી.

**કેળવણીના યોજના અને શિક્ષણપદ્ધતિ**

ઇંગ્લાંડમાં ફરજિયાત કેળવણી પાંચથી ચૌદ વર્ષની ઉમર સુધીની છે. જે સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓને સગવડ હોય તેમને તે મર્યાદા પંદર વર્ષ સુધી વધારવાની છૂટ છે. બાલમંદિરો છે પરંતુ બહુ અલ્પ સંખ્યાનાં બાળકો તેનો લાભ લે છે. એનો સાચો લાભ છેક ગરીબ અથવા અતિ શ્રીમંત વર્ગને જ મળી શકે છે. આ શાળાઓ (નર્સરી સ્કૂલ્સ) ખૂબ ખર્ચાળ હોવાથી તેનો સાર્વત્રિક પ્રચાર થયો નથી, અને હજુ અમુક પેઢીઓ સુધી તે થવાની આશા નથી. ૧૯૩૦ની સાલમાં આવાં ખાનગી બાલમંદિરોની સંખ્યા ૪૩ અને સરકારી ૨૨ મળી કુલ ૬૫ ની હતી. સાધનસંપન્ન માબાપો પોતાનાં બાળકો માટે પોતાને ખર્ચે કેટલીએક શાળાઓ ચલાવે છે. સાર્વજનિક પ્રાથમિક શાળાઓની સાથે સાથે ૭ વર્ષથી નાની ઉમરનાં બાળકો માટે જેને આપણે બાલક્રીડાગણો કહીએ એવા કેટલાએક વર્ગો ચાલે છે. મોટા ભાગનાં બાળકોની કેળવણીની શરૂઆત પાંચમે વર્ષે થાય છે.

## ઇંગ્લાંડની કેળવણીની યોજના

[ શાળાઓની પડખે લખેલા આંકડાઓ અભ્યાસનાં વર્ષો બતાવે છે. ]

આર્થિક અગવડતા પ્રમાણે પડે છે પ્રાથમિક કેળવણી પૂરી થાય એટલે એક પ્રવેશપરીક્ષા લેવાય છે તેમા બુદ્ધિશાળી જણાયેલા બાળકો માધ્યમિક શાળાઓમા (સેકંડરી સ્કૂલ્સ) દાખલ થાય છે, અને તેથી જરા ઊતરતી યોગ્યતાવાળા બાળકો સેન્ટ્રલ સ્કૂલ્સ નામની શાળાઓમાં દાખલ થાય છે, જ્યા તેઓ ઔદ્યોગિક કેળવણીની તાલીમ લે છે આ બે જાતની શાળાઓ માટે ઊંચી બુદ્ધિશક્તિવાળા વિદ્યાર્થીઓ ચૂંટાઈ ગયા પછી બાકી સેંકડે ૯૦ ટકા જેટલા જે વિદ્યાર્થીઓ રહે છે તેઓ સીનિયર એલીમેન્ટરી સ્કૂલ્સમા ભરતી થાય છે આ શાળાઓ તેમ જ સેન્ટ્રલ સ્કૂલ્સમાથી ચાર અથવા પાચ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરીને વિદ્યાર્થીઓ જ્યૂનિયર ટેકનિકલ સ્કૂલ નામની ઔદ્યોગિક શાળામા દાખલ થઈ શકે છે સેન્ટ્રલ સ્કૂલમા ભણેલા વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાઓમા તેમ જ ટેકનિકલ કૉલેજોમાં દાખલ થઈ શકે છે ચૌદમે વર્ષે જે વિદ્યાર્થીઓને શાળાઓ છોડી દેવી પડે છે તેમને માટે કોઈ કોઈ સ્થળે પુખ્તવણી શાળાઓ હોય છે

**માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીની સસ્થાઓ**

માધ્યમિક શાળાઓનો અભ્યાસક્રમ પાચ વધતા બે મળી કુલ સાત વર્ષનો છે પ્રાથમિક છ અને માધ્યમિક સાત મળી કુલ તેર વર્ષનો અભ્યાસક્રમ (આપણા પ્રાતનો ઇન્ટરમિજિયેટ સુધીનો) પૂરો કર્યા પછી વિદ્યાર્થી સાહિત્ય અને વિજ્ઞાનપ્રધાન કૉલેજ, ઔદ્યોગિક કૉલેજ અથવા શિક્ષણશાસ્ત્રની કૉલેજમા દાખલ થઈ શકે છે

ઇગ્લાડમા કુલ ૧૯ વિદ્યાપીઠો છે. આ વિદ્યાપીઠો સાર્વજનિક છે, અને રાજ્ય તરફથી તેમને મદદ મળે છે પ્રાથમિક ટ્રેનિંગ કૉલેજો સ્થાનિક સ્વરાજ્ય સસ્થાઓ ચલાવે છે, અને માધ્યમિક ટ્રેનિંગ કૉલેજો વિદ્યાપીઠોએ કાઢી છે

પ્રૌઢ કેળવણી અગેની ઘણી સસ્થાઓ ઇગ્લાડમાં છે, અને તે સારા પાયા પર ચાલે છે તેમાની ઘણી સસ્થાઓ મજૂરમડળોએ કાઢેલી છે, તથા તેમને સ્થાનિક સ્વરાજ્ય સસ્થાઓ તથા કેળવણી ખાતા

તરફથી સારી એવી મદદ મળ્યા કરે છે. કેટલીએક સંસ્થાઓ વિદ્યાપીઠોના સહકારથી ચાલે છે.

**ગ્રામ મહાવિદ્યાલયનો અખતરો**

૧૯૩૪–૩૫ની સાલથી પ્રૌઢ કેળવણીનો એક નવો અખતરો ચાલુ થયો છે, અને અનેક દેશોનું ધ્યાન પોતા તરફ ખેંચી રહ્યો છે. કેંબ્રીજ શાયર પ્રગણામાં 'ગ્રામ મહાવિદ્યાલય (Village College)' નામની સંસ્થા મિ. હેન્રી મૉરિસ નામના એક ગૃહસ્થે કાઢી છે. એ ભાઈ કેળવણી ખાતામાં સારા હોદ્દા પર છે, અને આવી અનેક સંસ્થાઓ કાઢવાનો તેમનો વિચાર છે. ગામડાના લોકોને સંસ્કારિતાની કેળવણી આપવી જોઈએ; પરંતુ ગામડે ગામડે આવી સંસ્થાઓ કાઢવી અશક્ય છે તેથી આઠદસ ગામડાંઓ વચ્ચે એક મધ્યવર્તી સંસ્થા ખોલવી અને તેમાં ખેડૂતો, તેમની સ્ત્રીઓ અને ખેતરના મજૂરોને સર્વાંગી કેળવણી આપવી એ એમનો હેતુ છે. ગામડાના જીવનને કેન્દ્રમાં રાખી તેનો સર્વાંગી વિકાસ કેમ સાધી શકાય એ આ અખતરાનો મુખ્ય પ્રશ્ન છે. આ હેતુ સફળ થશે તો આવી સંસ્થાઓનો પ્રચાર ખૂબ વધશે એમ લાગે છે. મોટરો તેમ જ આવવા જવાનાં ઘણાં સાધનોની વિપુલતાને કારણે ઇંગ્લાંડમાં ગામડાંઓના સહકારથી આવી સંસ્થાઓ ચલાવવી શક્ય છે. આ મહાવિદ્યાલયના જ મકાનમાં સભાસ્થાન, વાચનાલય, પુસ્તકાલય, આરોગ્યાલય, કેળવણીશાસ્ત્રની માહિતી આપવા સારુ બાલવર્ગ અને પ્રાથમિક શાળાના કેટલાએક વર્ગો, વ્યાયામશાળા વગેરે સગવડો રાખવામાં આવેલી છે. તાલુકા તેમ જ જિલ્લાસભાઓનું કામ માત્ર બાળકોને કેળવણી આપવામાં જ સમાઈ જતું નથી પરંતુ પોતાના વિભાગના આખા જનસમૂહની સામાજિક, આર્થિક અને સંસ્કારિતાની દૃષ્ટિએ ઉન્નતિ સાધવાનો પ્રયત્ન તેણે કરવો જોઈએ એ આ અખતરાનું મુખ્ય તત્ત્વ છે. અખતરા અર્થે પહેલું મહાવિદ્યાલય સૅાસ્ટનમાં ૧૯૩૦માં ઊઘડ્યું. આગળ જતાં કાપકૂપના બહાના તળે રાજ્ય તરફથી મળતી મદદ બંધ

થઈ ત્યારે આ વાત એટલે જ આવીને અટકી પડી; હવે ફરી વાર તેને હાથ ધરવામા આવેલ છે. આ અખતરા તરફ અમેરિકન લોકોની પણ નજર લાગી રહી છે યોજનાના ઉત્પાદક મિ. મૉરિસને તો અમેરિકન સરકારે ખાસ પોતાને ત્યાં આમ ત્રણ આપીને બોલાવ્યા પણ હતા.

**પસંદ કરેલા વિદ્યાર્થીઓને જ ભણાવવાની પદ્ધતિ**

પ્રાથમિક કેળવણીના ૭ વર્ષ પૂરાં થાય એટલે માધ્યમિક શાળાઓમા અને સેન્ટ્રલ સ્કૂલોમા વિદ્યાર્થીઓને પસંદ કરીને દાખલ કરવાની બે પરીક્ષાઓ લેવામાં આવે છે; એક પરીક્ષા માફી મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓની લેવામાં આવે છે, અને બીજી જે બાળકોના વાલીઓ પૂરો ખર્ચ આપી શકે તેવા વિદ્યાર્થીઓની લેવાય છે તેમાં પહેલી પરીક્ષા વધારે આકરી હોય છે. પહેલી પરીક્ષામા સારી રીતે પાસ થયેલા ગરીબ વિદ્યાર્થીઓને માધ્યમિક તેમ જ સેન્ટ્રલ સ્કૂલોમાં મફત કેળવણી મળે છે. આ પસંદગી ખૂબ કસીને કરવામાં આવે છે, કારણકે સ્કોલરશીપો તથા માફી જગ્યાઓ બહુ ઓછી હોય છે, તેમ જ શાળાઓમા સંખ્યાની પણ મર્યાદા હોય છે. આ રીતે પસંદ થયેલ વિદ્યાર્થીઓને માફી મળવા ઉપરાંત સ્થાનિક સંસ્થાઓ તરફથી સ્કૉલરશીપો તેમ જ ખાધાખોરાકીના ખર્ચની મદદ પણ મળે છે, કેમકે ફી માફી હોય તોપણ શહેરમા રહેવા ખાવાના ખર્ચની જોગવાઈ વિના તેનો કશો અર્થ નથી. આ પરીક્ષા ભાષા, શુદ્ધલેખન જોડણી, ઇતિહાસ, ભૂગોળ અને સૃષ્ટિશાસ્ત્ર એટલા વિષયોની લેવાય છે, વિદ્યાર્થીએ શાળામા બતાવેલી પ્રગતિ ધ્યાનમા લેવાય છે, તેમ કોઈ કોઈ સ્થળોએ 'બુદ્ધિની કસોટીઓ' ( Intelligence Tests ) પણ લાગુ પાડવામા આવે છે. પરીક્ષા મૌખિક તથા લેખિત બને રીતે લેવાય છે. તે માટે પ્રાથમિક અને માધ્યમિક શાળાના શિક્ષકો તથા અધિકારીઓનુ એક મડળ નિમાય છે સારી સ્થિતિનાં વાલીઓનાં બાળકોની આ જ ધોરણે પણ જરા સહેલી પરીક્ષા લેવાય છે, અને તેમાં પસંદગી પામેલા વિદ્યાર્થીઓને માધ્યમિક શાળાઓ તથા સેન્ટ્રલ

સ્કૂલોમાં દાખલ કરવામાં આવે છે. બાકી રહી ગયેલા મોટી સંખ્યાના વિદ્યાર્થીઓ ઉચ્ચ પ્રાથમિક ( વર્નાક્યુલર ફાઈનલ ) કેળવણીમાં જાય છે. આપણા દેશમાં હાઈસ્કૂલમાં ગમે તે વિદ્યાર્થી દાખલ થઈ શકે છે, તેવી પ્રથા ઇંગ્લાંડ–જર્મનીમાં નથી.

હાઈસ્કૂલમાં પાંચ વર્ષ અભ્યાસ કર્યા પછી એટલે એકંદરે અગિયાર વર્ષના અભ્યાસ પછી પહેલી પરીક્ષા લેવાય છે. કેટલાએક વિદ્યાર્થીઓ આટલો અભ્યાસ કરીને જ શાળા છોડી દે છે. બાકી રહેનારાઓને બે વર્ષે બીજી પરીક્ષા આપવાની હોય છે. આ દ્વિતીય પરીક્ષા સુધીમાં વિદ્યાર્થી તેર વર્ષ ભણ્યો હોય છે. વિદ્યાપીઠમાં ત્યાર પછી તેને પ્રવેશ મળી શકે છે. ઇંગ્લાંડની હાઈસ્કૂલો અને જર્મનીનાં ગિમ્નેઝિયમો આપણા સંયુક્ત પ્રાંતની ઇંટરમિજિયેટ કૉલેજ જેવાં છે; કૉલેજનાં બે વર્ષોનો સમાવેશ તેમણે હાઈસ્કૂલોમા કરી દીધો છે. ઇંગ્લિશ અને હિંદી મેટ્રિક થયેલ વિદ્યાર્થીની સરખામણી કરતા વખતે આ અગત્યનો ફેરફાર ધ્યાનમાં રાખીએ તો આપણે ત્યાની કેળવણીનો દરજ્જો ઊતરતો છે એવા ભ્રમમાં પડવાની ભૂલ નહિ થાય.

'માધ્યમિક કેળવણી સહુને મળવી જોઈએ.'

માધ્યમિક તેમ જ સેન્ટ્રલ સ્કૂલોમા માફી સિવાયના બધા વિદ્યાર્થીઓને ફી ભરવી પડે છે, પરંતુ માફી સંખ્યાનુ પ્રમાણ સેંકડે પચાસથી સાઠ જેટલું રખાય છે, કાયદાથી પણ એ સંખ્યા પચીશથી ઓછી ન હોય એમ નક્કી થયેલુ છે. લંડનની એક હાઈસ્કૂલમાં પાંચસોમાંથી અઢીસો જેટલા વિદ્યાર્થીઓ માફી હતા, અને બાકીના અઢીસોમાંથી પણ વાલીઓની આવકના પ્રમાણમાં પૂરી અથવા અધૂરી ફી લેવાતી હતી. કેટલીએક સ્થાનિક સ્વરાજ્યસંસ્થાઓએ માધ્યમિક કેળવણી મફત કરી દીધી છે. 'માધ્યમિક કેળવણી સહુને મળવી જોઈએ.' (Secondary Education for All) એવી મજૂરપક્ષની ઝુંબેશનુ આ પરિણામ છે. હવે પછીની બે પેઢીમાં તો ઇંગ્લાંડમાં માધ્યમિક કેળવણી બધેય મફત થઈ જશે એવું અનુ-

માન થઈ શકે છે. ફ્રાન્સમાં આ ધોરણ ૧૯૩૦માં અમલમાં આવી ગયુ છે. ટૂંકમા સાર્વત્રિક મફત કેળવણીના ધ્યેયનો સ્વીકાર અમેરિકાની પેઠે યુરોપમા પણ સારી પેઠે થતો જાય છે, માત્ર યુરોપે હજુ વિદ્યાર્થીઓની પસંદગીનું ધોરણ જાળવી રાખ્યું છે. જોકે સંભવ છે કે એ ધોરણ પણ ધીમે ધીમે નીકળી જશે.

**ખાનગી શાળાઓની સ્વતંત્રતા**

ઇંગ્લાંડમાં ખાનગી અને સાર્વજનિક એવી બેવડી પદ્ધતિએ કામ ચાલે છે. સાર્વજનિક એટલે તાલુકા–જિલ્લા–મ્યુનિસિપાલિટીઓ પોતાની ઉપજમાંથી જે શાળાઓ ચલાવે છે તેવી શાળાઓ. ખાનગી શાળાઓ વ્યક્તિગત દાનોમાથી અથવા કાયમી ફંડો દ્વારા ખાનગી વ્યક્તિઓ અથવા સંસ્થાઓ ચલાવે છે. ઇંગ્લાંડમાં આવી સંસ્થાઓને 'પબ્લિક' સસ્થાઓ તરીકે ઓળખાવવામાં આવે છે, તેથી ઘણી વાર ભૂલાવામા પડાય છે. સાર્વજનિક શાળાઓમાં સમાજના મધ્યમ અને ગરીબ લોકોનાં બાળકો ભણે છે, જ્યારે પબ્લિક સ્કૂલોમાં પૈસાદાર અથવા ઉચ્ચ મધ્યમ વર્ગનાં બાળકો ભણે છે. કેટલીએક શાળાઓ ધર્મસંસ્થાઓ પણ ચલાવે છે. નર્સરી સ્કૂલથી માંડીને માધ્યમિક કેળવણી પૂરી કરે ત્યા સુધીની બધી જાતની 'પબ્લિક' શાળાઓ ચાલે છે. દાખલ થવાની ઉમર, અભ્યાસક્રમ વગેરે બાબતોમાં આ શાળાઓ સંપૂર્ણ સ્વતંત્ર છે. તેમની ઇચ્છામાં આવે તો તેઓ કેળવણી ખાતા મારફત તપાસ લેવરાવે છે. અને જોકે કાયદેસર કેળવણી ખાતાનો તેમ કરવાનો હક્ક મનાય છે, તોપણ તેનો પ્રત્યક્ષ અમલ હજુ સુધી થયો નથી. આ શાળાઓની અથવા તેમાં ભણતા વિદ્યાર્થીઓની ચોક્કસ ગણતરી પણ હજુ થઈ નથી. ૧૯૩૨માં એક તપાસ-સમિતિએ આંકડા કાઢયા હતા તે મુજબ આવી શાળાઓની સંખ્યા દસ હજારની છે, અને તેમાં ચાર લાખ જેટલા વિદ્યાર્થીઓ ભણે છે. આ દસ હજાર શાળાઓમાંથી બે કે અઢી હજાર શાળાઓએ એકાદ બે વખત પોતાની સસ્થાની તપાસ કેળવણી ખાતાને સોંપી હોય તો!

ખાનગી (પબ્લિક) શાળાઓને કેટલી સ્વતંત્રતા છે એનો ખ્યાલ આનાથી કંઈક આવી શકશે.

'પબ્લિક સ્કૂલ્સ'

આમાંની કેટલીક શાળાઓ સાર્વજનિક સંસ્થાઓ ચલાવે છે તથા કેટલીએક ખાનગી વ્યક્તિઓની માલેકીની છે. કમાણીની દૃષ્ટિથી પણ કેટલીએક શાળાઓ ચાલે છે. આમાંની કેટલીએક શાળાઓ બહુ ઉચ્ચ દરજ્જાની ગણાય છે, તો કેટલીએકનો દરજ્જો સાવ નીચો છે. કેટલીએક શાળાઓમાં કેળવણીના સારા સારા અખતરાઓ ચાલે છે, તો કેટલીએક શાળાઓ પરીક્ષાની તૈયારી માટેનાં યંત્રો જેવી જ છે. કેટલીએક શાળાઓ પ્રગતિશીલ છે તો કેટલીએક ત્રણસો વર્ષ પહેલાંના ધોરણને હજુ વળગી રહેલી છે. આ બધી શાળાઓ પર સરકારી કેળવણી ખાતાની દેખરેખ હોવી જોઈએ એવો ઉદ્દેશ ફિશર બિલનો હતો; પરંતુ લોકમત તેથી વિરુદ્ધ થયો અને આખરે એ બિલમાથી એટલો ભાગ ઊડી ગયો! ઇંગ્લાંડની કેળવણી પદ્ધતિનો અભ્યાસ કરતી વેળા આ ખાનગી શાળાઓનું મહત્ત્વ કેળવણીના ક્ષેત્રમાં કેટલું છે તે બરાબર જાણી લેવું જોઈએ. આ શાળાઓનો આર્થિક તેમ જ સામાજિક દરજ્જો સાર્વજનિક (સ્થાનિક સ્વરાજ મારફત ચાલતી) શાળાઓથી તદ્દન જુદી જ જાતનો છે. ઇંગ્લાંડની શાળાઓ બે જુદી જુદી જાતના જ નાગરિકો ઘડે છે, જેને પરિણામે સમાજમાં વર્ગભેદ સતત રહ્યા જ કરે છે. આ ભેદ કેમ ટળે એ ઇંગ્લાંડની કેળવણીના સુધારકો સમક્ષ મહત્ત્વનો સવાલ છે. બાલ્ડવીને એક વખત પોતાના વ્યાખ્યાનમાં આ વર્ગભેદને ઉદ્દેશીને કહ્યું હતું: "આપણી શાળાઓમાં જે વર્ગભેદ છે તે કેળવણીના કોઈ સિદ્ધાંતો ઉપર રચાયેલો નથી પરંતુ સામાજિક ભિન્નતાને લઈને જ છે. કઈ જાતની શાળામાં વિદ્યાર્થી ભણ્યો છે તે ઉપરથી જ એની સામાજિક પદવી અંકાય છે" હિંદુસ્તાનમાં ઇંગ્લાંડની ઢબે 'પબ્લિક સ્કૂલ્સ' કાઢનારાઓએ આ ઉપરથી ધડો લેવો જોઈએ; અર્થાત્ ઇંગ્લાંડમાં જે વસ્તુસ્થિતિને માત્ર નિભાવી

લેવામાં આવે છે, તેને આપણે અહીં આદર્શ તરીકે સ્વીકારી લેવી ન જોઈએ. આપણા દેશમાં અનેક પક્ષો ભરેલા છે; તેમાં કેળવણી દ્વારા એક નવો પક્ષ ઉમેરવાનુ પાપ શાળાઓએ વહોરી લેવું ન જોઈએ.

**આરોગ્યરક્ષણની આદર્શ ગોઠવણ**

ઇંગ્લાંડના કેળવણી ખાતાએ વૈદકખાતાનો સહકાર લઈને વિદ્યાર્થીઓના આરોગ્યની સંભાળ રાખવાની સુંદર યોજના તથા સગવડો કરી છે. ૧૯૦૭માં પસાર થયેલ કાયદા અનુસાર બધી સ્થાનિક સ્વરાજ્સંસ્થાઓએ વિદ્યાર્થીઓનાં શરીરની તપાસ કરવી જ જોઈએ એવું બંધન છે. ૧૯૧૮માં એક બીજો કાયદો પસાર કરીને આ તપાસની સાથે જરૂર જણાય ત્યાં યોગ્ય ઉપચારો કરવાની જવાબદારી પણ તે સંસ્થાઓને માથે ફરજિયાત મૂકવામાં આવી છે. દરેક ભણતા વિદ્યાર્થીની પાચમે, આઠમે, બારમે અને ક્યાંઈક ક્યાંઈક તો ચૌદ પંદરમે વર્ષે પણ શારીરિક તપાસ કરવામાં આવે છે. ઉપરાંત તેના ઉપચારો માટે દવાખાનાં (ક્લીનિક)ની સગવડો પણ કેળવણી ખાતાએ કરી છે. આ દવાખાનાંઓમાં બહુ થોડી ફી લઈને તથા ગરીબ બાળકોની તો પૈસા લીધા વિના પણ દવા કરવામાં આવે છે. આંખ, દાંત, નાક, કાન, સામાન્ય નબળાઈ તથા અપૂર્ણ શારીરિક વિકાસ જેવી સાદા વ્યાધિઓના ઉપચાર કરવાની ત્યાં સગવડ હોય છે. કેટલેક ઠેકાણે તો શાળાઓમાં નર્સ રાખવાનો પણ રિવાજ છે. અપૂર્ણ શરીરવિકાસવાળાં બાળકોને માટે શાળામાંથી દૂધ અને ભોજન મળી શકે તેવી સગવડ પણ કેટલીએક શાળાઓએ કરી છે; પ્રાથમિક શાળાઓમાં આ સગવડ પૂરી પાડવાનું ફરજિયાત છે. માધ્યમિક શાળાઓમાંથી પણ ઘણીમાં આ સગવડ આપવાનું ચાલુ રહે છે તેથી બાળકોની ૧૬ થી ૧૮ વર્ષની વય સુધી વૈદકીય દૃષ્ટિએ સારી સંભાળ લેવાય છે. તેથી મોટી ઉંમરના લોકોની સગવડ કરવાનું નૅશનલ હેલ્થ ઇન્સ્યૂરન્સ કાયદાથી ઠરાવવામાં આવ્યું છે. મેટર્નિટી તથા ચાઇલ્ડ વેલ-ફેર ઍક્ટ (૧૯૧૮) પસાર થયા ત્યારથી સગર્ભા સ્ત્રીઓ તેમ જ ધાવણાં

-બાળકોવાળી માતાઓની તથા પાંચ વર્ષની ઉંમર સુધીનાં બાળકોની વૈદકીય તપાસ તથા ઉપચારની વ્યવસ્થા સાર્વજનિક દવાખાનાંઓમાં થઈ શકે છે. આ રીતે જન્મે ત્યારથી હરકોઈ ઇંગ્લિશ નાગરિકને વૈદકીય મદદનો લાભ મળી શકે છે. દેશના એકંદર આરોગ્યમાં આથી સારો લાભ થયો છે. બાળમરણની સંખ્યા ઘટી છે, તેમ જ શાળામાં જતાં બાળકોનું શરીરસ્વાસ્થ્ય સુધરવાને લીધે ગેરહાજરીનુ પ્રમાણ પણ ઓછું થયું છે.

શારીરિક તપાસ તથા ઉપચારની સાથે સાથે શરીરસ્વાસ્થ્ય જાળવવાના—અગડતા અટકાવવાના ઇલાજો તરીકે શારીરિક કેળવણી, આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન, ક્રીડાસ્થાનો, વ્યાયામમંદિરો, તરવાના હોજો, વગેરે યોજનાઓ અમલમાં મુકાઈ છે. ટૂંકમાં આરોગ્ય, કેળવણી અને વૈદકીય સારવારની દૃષ્ટિએ ઇંગ્લાંડની કેળવણી પદ્ધતિ જગતમાં સૌથી ઉત્તમ છે. આ યોજનાનું અનુકરણ કરવાથી અવશ્ય દેશના આરોગ્યમાં ભારે મોટો સુધારો થશે.

અને આટલી બધી સગવડો છતાં કેળવણી ખાતાએ શારીરિક તાલીમની સગવડો બહુ ઓછી હોવાનું જાહેર કર્યું છે! પરિણામે ૧૯૩૫–૩૬થી શારીરિક તાલીમની સગવડો વધારવાની ચળવળ ફરી જોરથી શરૂ થઈ છે; ઇંગ્લાંડમાં શારીરિક કેળવણી આપનારુ મહાવિદ્યાલય તાજેતરમાં સ્થપાયું છે. નવાં ક્રીડાસ્થાનો શરૂ કરવાં, વ્યાયામ-શિક્ષકો તૈયાર કરવા તેમ જ નિશાળમાં ન ભણતાં બાળકો માટે પણ

**સરકારી કેળવણી ખાતું**

ઇગ્લાંડના કેળવણી મંડળ (એજ્યુકેશન બોર્ડ) ની કાયદેસર સ્થાપના ૧૮૯૯ની સાલથી થઈ. આ મંડળના પ્રમુખસ્થાને કેળવણી ખાતાનો વજીર બેસે છે. કમીશનર ઑફ ટ્રેઝરી, ચેન્સેલર ઑફ ધી એક્સચેકર અને બીજા પાંચ સ્ટેટ સેક્રેટરી (વજીર) એનું આ કેળવણી મંડળ બને છે. સ્થાનિક કેળવણી ખાતાંઓ, શાળાઓ અથવા અધ્યાપકો પૈકી કોઈના પ્રતિનિધિઓ આ મંડળમાં હોતા નથી. રોજના વ્યવહારમાં કેળવણી ખાતાનો વજીર બધું કામકાજ સંભાળે છે, મંડળની બેઠક પણ કદી બોલાવાતી નથી

કેળવણી ખાતાના વજીરનો એક ' કાયમી મંત્રી ' ( પરમેનન્ટ સેક્રેટરી ) હોય છે, તેના હાથ નીચે કેળવણી ખાતું કામ કરે છે. પાર્લામેન્ટની ચૂંટણીઓ અને પ્રધાન મંડળની ફેરબદલી વખતે કેળવણી ખાતાનો વજીર બદલાય તોપણ આ મંત્રી અને તેનું અમલદાર મંડળ કાયમ જ રહે છે, આથી રોજના કામમાં અને વ્યવહારમાં સુસંગતિ સચવાય છે.

**કેળવણી ખાતાનો મર્યાદિત અધિકાર**

કેળવણી ખાતા ( કેળવણી મંડળ )ના હાથમાં મુખ્યત્વે બે અધિકાર સમાયેલા છે. સ્થાનિક સંસ્થાઓને પૈસાની મદદ (ગ્રાન્ટ) આપવી અને જરૂર હોય ત્યાં ચર્ચાઓ કરીને, મસલત ચલાવીને જોઈતી માહિતી પૂરી પાડવી. આ સિવાય કાયદેસર કોઈ અધિકાર કેળવણી ખાતાને નથી. અભ્યાસક્રમ ઘડવો, પગારોનું ધોરણ નક્કી કરવું, પાઠ્યપુસ્તકો ચોજવા, વગેરે કોઈ પણ બાબતમાં સત્તા ચલાવવાનો કાયદેસર અધિકાર કેળવણી ખાતાને નથી. પરંતુ પ્રત્યક્ષ વ્યવહારમાં એવું બને છે કે શાળાઓને ગ્રાન્ટ આપવાનું કામ આ ખાતાના હાથમાં હોવાથી ગ્રાન્ટ આપતા પહેલાં અમુક સરતો નક્કી કરવામાં આવે છે, અને તે રીતે શાળાઓમાં જોઈતા સુધારાઓ ખાતું કરાવી શકે છે. સીધી રીતે કાયદેસર અધિકાર ન હોવા છતાં અપ્રત્યક્ષ રીતે પૈસાની મદદ

વખતે કેળવણીમાં નિયંત્રણ કેવી રીતે આણી શકાય તે ઇંગ્લિશ પદ્ધતિ આપણને શીખવે છે.

શાળાઓની દેખરેખ અને તપાસ લેવાનું કામ કેળવણી ખાતાને સોંપાયેલ છે. પરંતુ આ કામ વખતે અમલદારીના દોર કરતાં યોગ્ય સલાહ અને ઉત્તેજન દ્વારા કામ લેવાનું વલણ રખાય છે. "તમે આમ કરો." એવો સીધો હુકમ ન કરતાં "પેલી શાળાઓમાં આ બાબતમાં આમ કર્યું તેથી સારું થયું છે." એમ આડકતરી રીતે સમજાવીને જોઈતા સુધારાઓ દાખલ કરાવવામાં આવે છે. શાળાઓના ઇન્સ્પેક્ટરો (નિરીક્ષકો) આવી સહાનુભૂતિભરી વૃત્તિ બતાવે છે તેથી કેળવણીની સંસ્થાઓ અને ખાતું ઉભયના સંબંધો સારા રહે છે

**શાળાઓ અને કેળવણી ખાતાના આદર્શ સંબંધો**

કેળવણી ખાતાનું કામ સલાહસૂચના આપવાનું તથા પૈસાની મદદ (ગ્રાન્ટ) દેવાનું હોવાથી શાળાઓને પોતાની આંતર વ્યવસ્થામાં ઘણી સ્વતંત્રતા રહે છે. અભ્યાસક્રમ, સમયપત્રક, શિક્ષણપદ્ધતિઓ, પાઠ્યપુસ્તકો વગેરે બાબતોમાં ખાતું તો માત્ર સૂચનાત્મક સાહિત્ય પ્રસિદ્ધ કરે છે; આ સાહિત્યનો ઉપયોગ કરીને તથા પોતાની બુદ્ધિ અનુસાર સ્થાનિક કેળવણી ખાતાંઓ તેમ જ શાળાના મુખ્ય અધ્યાપકો સ્વતંત્ર રીતે પોતપોતાના કામની યોજના ઘડે છે. પરિણામે ઇંગ્લિશ કેળવણી પદ્ધતિમાં આપણે સ્વતંત્રતા અને વિવિધતા જોઈ શકીએ છીએ. દરેક ઠેકાણે જાણે કાંઈ નવું જ છે એમ આપણને લાગે છે. શિક્ષણનું ધોરણ બધે એકધારું નથી રહેતું, પરંતુ કેળવણીના જુદા જુદા પ્રકારો આપણને ત્યાં સાંપડે છે. ગ્રાન્ટને બહાને બહિરંગના ઉપર નિયંત્રણ અને આંતર વ્યવસ્થામાં પુષ્કળ છૂટ એ જાતની રચના ઇંગ્લાંડની કેળવણીની એક વિશિષ્ટતા છે.

**કેળવણીનો વહીવટ**

કેળવણી ખાતાના વજીરને સલાહસૂચના આપવા તથા માહિતી પૂરી

પાડવા એક સલાહકારમંડળ (કન્સલ્ટેટિવ કમિટિ) હોય છે. આ મંડળમાં ૨૧ સભાસદો હોય છે, અને તેની પસંદગી વજીર પોતે કરે છે. વારંવાર ઊભા થતા સવાલો સંબંધે માહિતી એકઠી કરી અહેવાલો પ્રગટ કરવાનું કામ આ મંડળનું છે. આ રીતે ઘણી ઉપયોગી માહિતીપૂર્ણ હકીકતો પ્રગટ થાય છે. મંડળની સૂચનાઓ પાળવાનું કેળવણી ખાતાને ફરજિયાત નથી.

કેળવણી ખાતાની રચના, તેના અધિકારો, શાળાઓ તથા સ્થાનિક સંસ્થાઓ સાથેના સંબંધો અને તપાસપદ્ધતિ, એ બધામાં ઇંગ્લિશ લોકોના સ્વભાવમાં કુદરતી રીતે જ સ્વાતંત્ર્યની ભાવના કેટલી ઊંડી ઊતરી ગઈ છે તે જોઈ શકાય છે.

કેળવણીનું ધોરણ તથા ખાસ અગત્યની બાબતોમાં મુખ્ય કેળવણીમંડળ (બોર્ડ ઑફ એજ્યુકેશન) તથા કેળવણી ખાતાનો વજીર ભેગા મળીને નિર્ણયો કરે છે. વિગતવાર વહીવટ સંભાળવાનું કામ સ્થાનિક સ્વરાજસંસ્થાઓનું હોય છે. આ પદ્ધતિ ઘણી રીતે આપણે ત્યાંની સ્થાનિક સ્વરાજ્યપદ્ધતિને મળતી આવે છે. સ્થાનિક સ્વરાજસંસ્થાઓના પણ વિસ્તારના પ્રમાણમાં બે વર્ગો પાડેલા છે. નાનો વિસ્તાર, થોડી લોકસંખ્યા અને થોડીએક ઓછી ઉપજવાળી સ્થાનિક સ્વરાજસંસ્થાઓને માત્ર બાળકેળવણી અને પ્રાથમિક કેળવણી પૂરતો જ અધિકાર હોય છે; જ્યારે મોટી ગણાતી સ્થાનિક સ્વરાજસંસ્થાઓ બાળકેળવણીથી માંડીને પ્રૌઢ કેળવણી સુધીના હરેક ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વતંત્ર છે. સ્થાનિક સ્વરાજસંસ્થાઓને એક શિક્ષણમંડળ (એજ્યુકેશન કમિટી) હોય છે; તેના સભાસદો કોઈ કોઈ ઠેકાણે પ્રમુખ નીમે છે અથવા ચૂંટણીને ધોરણે પસંદ કરવામાં આવે છે. આ શિક્ષણમંડળોમાં કેટલાએક કેળવણીના નિષ્ણાતો અને અનુભવીઓને પસંદ કરવામાં આવે છે. આવાં મંડળોના સભાસદોની સંખ્યા પાંચથી પચાસ સુધીની પણ હોય છે; કામકાજના વિસ્તાર ઉપર આ સંખ્યા અવલંબે છે.

### સ્થાનિક અધિકારીઓ

સ્થાનિક સ્વરાજસંસ્થા એક એડમિનિસ્ટ્રેટિવ ઑફિસર નીમે છે. તેને જુદે જુદે ઠેકાણે કલાર્ક, સેક્રેટરી, ચીફ એજ્યુકેશન ઑફિસર અથવા ડાયરેક્ટર ઑફ એજ્યુકેશન વગેરે નામે ઓળખવામાં આવે છે. શિક્ષક, મુખ્ય અધ્યાપક, શાળાનો નિરીક્ષક, વગેરે બહોળા અનુભવમાંથી પસાર થયેલો અથવા કેળવણી ખાતાની ઑફિસમાં જેણે કામકાજનો અનુભવ લીધેલો હોય એનો કોઈ સભ્ય આ સ્થાન માટે પસંદ કરાય છે. એની નિમણૂક સ્થાનિક સ્વરાજ્યસંસ્થાની મરજી ઉપર અવલંબે છે.

### ગ્રામસભાઓની જવાબદારી

કેળવણીની બધી જાતની જવાબદારી સ્થાનિક સ્વરાજસંસ્થાઓને સોંપેલી હોય છે, તેથી તેઓ અનેક જાતની કેળવણી વિષયક સંસ્થાઓ ચલાવે છે; બાલશિક્ષણ, પ્રાથમિક શિક્ષણ અને માધ્યમિક શિક્ષણ પૂરતી વ્યવસ્થા કરવામાં જ તેમનું કામ પતી જતું નથી. ઔદ્યોગિક તેમ જ ધંધાદારી શાળાઓ, પુરવણી શિક્ષણશાળાઓ, રાત્રિશાળાઓ, પ્રૌઢ વયનાંની કેળવણીની સંસ્થાઓ, આરોગ્ય વિષયક તેમ જ વૈદકીય ઉપચારો કરવાની સંસ્થાઓ, વ્યાયામ વિષયક સર્વ પ્રકારની યોજનાઓ, અપંગ અથવા બુદ્ધિથી પછાત રહેતાં બાળકોની અલગ શાળાઓ, શિક્ષકો માટેનાં અધ્યાપનમંદિરો (ટ્રેનિંગ કોલેજો), ધંધા માટેનાં માર્ગદર્શક કેન્દ્રો, વગેરે અનેકવિધ કેળવણી વિષયક યોજનાઓ ચલાવવાની જવાબદારી તેમની ગણાય છે. જરૂર હોય ત્યાં રાજ્ય તો માત્ર પૈસાની મદદ આપે છે. ગરીબ વિદ્યાર્થીને પોતાની ગરીબીને કારણે જ અભ્યાસ છોડી ન દેવો પડે એની કાળજી રાખવાની જવાબદારી સ્થાનિક સ્વરાજસંસ્થાને માથે છે. છેક ગરીબ બાળકોને શાળામાં દૂધ તેમ જ ભોજન આપવું તે શાળાઓનું કર્તવ્ય મનાય છે.

સ્થાનિક સ્વરાજસંસ્થાઓને કેળવણી ખાતા તરફથી આર્થિક મદદ (ગ્રાન્ટ) મળે છે. દરેક વિદ્યાર્થીદીઠ થતો ખર્ચ, શિક્ષકોના પગારો,

આરોગ્ય વિષયક ખર્ચ અને બીજી કેટલીએક બાબતોમાં કેળવણી ખાતાએ ઃ ઃ જનતના ખર્ચના અમુક ટકા મદદ આપવી એવું નિશ્ચિત થયેલું છે. એકંદરે કુલ ખર્ચના પચાસ ટકા જેટલો ભાગ કેળવણી ખાતા તરફથી મદદ મળે એવી જાતની યોજના હોય છે.

**જનતાનો સહકાર**

જે સમાજમા કેળવણીની બાબતની જવાબદારી રાજ્ય ઉપાડી લેતું નથી ત્યાં છેવટે લોકોએ પોતાની કેળવણી અર્થે કાળજી લેવી પડે છે. અંગ્રેજ પ્રજાને કેળવણીની બાબતમાં સરકારની (રાજ્યની) દખલગીરી બહુ પસંદ પડતી નથી. પરંતુ તે સાથે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે લોકો સ્વયંપ્રેરણાથી આવાં કાર્યો ઉપાડી લેવા ખૂબ આતુર હોય છે કેળવણીની વિચારણા અને વ્યવહારમાં મદદ કરનારાં સ્વયંનિયોજિત મંડળો ઇંગ્લાંડમાં જેટલાં ઊભાં થયાં છે તેટલાં બીજા કોઈ દેશમાં થયાં નથી. આ મંડળો દ્વારા લોકો હમેશાં કેળવણીમાં રસ લીધા કરે છે, અને પરિણામે લોકમતની બહુ મોટી અસર હમેશાં કેળવણીની યોજનામાં દેખાયા કરે છે.

**લોકોનાં મંડળો**

આ મંડળો ત્રણ જાતનાં છે. સ્થાનિક સ્વરાજસંસ્થાઓ પોતાના નાગરિકોમાંથી બે અથવા ચાર શખ્સોને નીમીને એક મંડળ બનાવે છે તેનું નામ ' વ્યવસ્થાપકમંડળ ' (મેનેજર્સ) છે. શિક્ષકોની નિમણૂકો, મકાનના સુધારાવધારા, શિક્ષકોની તકરારો, વગેરે અનેક પ્રશ્નોમાં સલાહ આપવા માટે સ્થાનિક શિક્ષણમંડળ ( એજ્યુકેશન કમિટી ) ને આ વ્યવસ્થાપક મંડળની મદદ ઘણી ઉપયોગી થઈ પડે છે. શાળાઓની મુલાકાતો લેવાનો અને દફતરો તપાસવાનો હક્ક આ મંડળને છે, જોકે તેમની સૂચનાઓનો અર્થ સલાહ પૂરતો જ કરવામાં આવે છે. માધ્યમિક શાળાઓને અંગે આવી જ જાતનું લોકોએ ચૂંટેલું ' કારભારીમંડળ ' ( બોર્ડ ઑફ ગવર્નર્સ ) હોય છે. કોઈ કોઈ સ્થળે 'સ્વયંસેવકમંડળ' ( કેર કમિટી ) હોય છે. વિદ્યાર્થી-

ઓનું આરોગ્ય, વ્યાયામને અંગેની ભગવડો, ક્રીડાસ્થાનો, ગરીબ વિદ્યાર્થીઓને મદદ, ધંધો શોધી આપવાના કામમાં મદદ, વાલીઓને સલાહસૂચના આપવી, વગેરે વિદ્યાર્થીઓના હિતની દષ્ટિએ ઉપયોગી કામો સારુ લગભગ દરેક શાળાને અંગે સ્વયંસેવકમંડળ હોય છે. આમાં પણ વાલીઓ તથા અન્ય શહેરીઓ સ્વેચ્છાથી જોડાય છે. 'શિક્ષકસલાહકારમંડળ'ના સભ્યો શિક્ષકોમાંથી જ પસંદ થાય છે; પરંતુ એ પસંદગી અધિકારીઓ અથવા શિક્ષકો તરફથી થાય છે. આવાં સલાહકારમંડળો કેળવણીના દરેક વિભાગ માટે પસંદ થાય છે. શિક્ષણમંડળ, અધિકારીઓ, શિક્ષકસંઘો વગેરે અનેક મંડળો સાથે સહકાર કરી કેળવણી વિષયક તથા અન્ય પ્રકારની સલાહસૂચનાઓ આપવાનું અને બની શકે ત્યાં પ્રત્યક્ષ મદદ કરવાનું કામ આ મંડળો કરે છે.

**કેળવણીમાં લોકશાહી ક્યારે સફળ નીવડે?**

કેળવણીનું કામ કોઈ અમુક શખ્સોનું નહિ પણ આખા સમાજનું છે, અને તેથી દરેકે તેમાં પૂરતો સહકાર આપવો એ વ્યક્તિનો ધર્મ છે એવી ભાવના ઇંગ્લિશ કેળવણી પદ્ધતિમાં વ્યક્ત થયેલી આપણે જોઈ શકીએ છીએ. બધું કામકાજ લોકમતને અનુસરીને ચાલતું હોય ત્યાં સમાજમાં કેળવણી વિષયક જાગૃતિ સારા પ્રમાણમાં હોવી આવશ્યક છે. ઇંગ્લાંડ અને અમેરિકામાં લોકમત આવી રીતે જાગૃત થયેલ છે તેથી જ ત્યાં પ્રજામતવાદના સિદ્ધાંત ઉપર કેળવણીનો વહીવટ ચાલે છે, છતાં તેમાં સતત પ્રગતિ થયા કરે છે. આપણા દેશમાં પણ એ જ પદ્ધતિએ કામ લેવાય છે, પણ લોકો એટલા જાગૃત નથી થયા તેવી આપણે ત્યાં એ રીત સફળ થઈ નથી. ધીમી મંદ ગતિથી જો પ્રગતિ કરવી હોય તો ઇંગ્લાંડ અને અમેરિકાની પદ્ધતિ ઇષ્ટ છે. મહાયુદ્ધ પહેલાં ઇંગ્લાંડની કેળવણી પદ્ધતિ જૂનીપુરાણી અને પછાત રહી ગયેલી મનાતી હતી; તેનો વિકાસ હજુ ગયાં થોડાં વર્ષોમાં જ થયો છે. પરંતુ વિકાસક્રમમાં જે સમાજ ખૂબ પછાત રહી ગયો હોય, અને ત્યાં થોડા વખતમાં ઘણી પ્રગતિ સાધી લેવાનું આવશ્યક હોય

ત્યાં રશિયા અથવા જર્મનીની પદ્ધતિ પ્રમાણે થોડો વખત સત્તા હાથમાં લઈને ચોક્કસ યોજના દ્વારા એ કામ પાર પાડવું જોઈએ. આપણા દેશમાં ઇંગ્લાંડ કે અમેરિકામાં ચાલતી પદ્ધતિ સ્વીકારીએ તો અન્ય દેશો આજે જે સ્થિતિએ છે ત્યાં પહોંચતાં જ હજુ કેટલાંય સૈકાંઓ વહી જાય ! ઇંગ્લાંડ અને અમેરિકા જેવી કેળવણી પદ્ધતિ દાખલ કરવાનો વિચાર કરીએ ત્યારે ત્યાંના લોકોની જાગૃતિ અને કેળવણી વિષેની તેમની ઉત્કટતાને લક્ષમાં લીધા વિના નહિ ચાલે.

**સ્વાતંત્ર્ય અને વિવિધતા**

"સ્થાનિક સ્વાતંત્ર્ય" અને "વિવિધતાને અવકાશ" એ બે તત્ત્વો ઇંગ્લાંડની કેળવણી પદ્ધતિનાં મુખ્ય તત્ત્વો ગણાય. ઇંગ્લાંડમાં રાષ્ટ્રના ચોક્કસ ધ્યેયને લક્ષમાં રાખીને રાજ્યે અથવા તો કેળવણી ખાતાએ કેળવણી પદ્ધતિની યોજના હજુ સુધી કદી આંકી નથી. જેમ જેમ લોકોને જરૂર જણાતી ગઈ તેમ તેમ કેળવણીમાં સુધારા થયા અને વિસ્તાર વધતો ગયો. રાજ્યે માત્ર આવશ્યક જણાયું ત્યાં મર્યાદાઓ મૂકી છે. લોકો પોતાને માટે કેળવણીનું કામ વધારતા જાય, અને રાજ્ય જરૂર હોય ત્યાં મર્યાદા બાંધી આપે એવી રીત ઇંગ્લાંડની કેળવણીના ઇતિહાસમાં દેખાય છે. એમાં કોઈ ધ્યેય નથી; માત્ર વહેવારુપણું છે. અનિવાર્ય જણાયું ત્યારે જ રાજ્યે ફરજિયાત કેળવણીનો કાયદો વગેરે ઘડ્યાં. છતાં આ બધા કાયદાઓનો અમલ એક યા બીજે કારણે સંપૂર્ણપણે કદી કરવામાં આવ્યો નથી. સિદ્ધાંત તરીકે દેશની બધી શાળાઓ પર કેળવણી ખાતાની સત્તા સ્વીકારાયેલી છે, પરંતુ વહેવારમાં સ્થાનિક સ્વરાજમંડળોને અને ખાસ કરીને ખાનગી સંસ્થાઓને ખૂબ સ્વતંત્રતા છે. આ બધાં કારણે દેશની કેળવણી પદ્ધતિમાં એકધારાપણું નથી; શિક્ષણનો દરજ્જો તથા સગવડોની બાબતમાં પણ ઘણી વિવિધતા છે. કેળવણી વિષયક સ્વતંત્રતા પર અંકુશ મૂકવાનો જ્યારે જ્યારે રાજ્યે પ્રયત્ન કર્યો છે ત્યારે દરેક વખતે લોકોએ એનો સખત વિરોધ કર્યો છે.

**સ્વતંત્રતાનું પરિણામ**

કેળવણીની આ સ્વતંત્રતાને પરિણામે ખાનગી શાળાઓ અને અમુક-વર્ગના સમાજને સારો ફાયદો થયો છે, પરંતુ આમવર્ગના કેળવણીના વિકાસને નુકસાન જ થયું છે. ૧૯૧૪ સુધી તો આમવર્ગની જનતાની કેળવણી અર્થે અન્ય દેશોમાં પણ જે સગવડો હતી તેમાંનું ઇંગ્લાંડમાં કાંઈ નહોતું એમ કહેવાય; અર્થાત્ બીજા દેશોએ સાધેલી કેળવણી વિષયક પ્રગતિને તોલે ઇંગ્લાંડ પછાત હતું. અમુક વિશિષ્ટ લોકોને કેળવણીની સારી સગવડો હતી, પરંતુ સામાન્ય સ્થિતિવાળાં બાળકોની કેળવણીમાં ઇંગ્લાંડ પછાત હતું, અને હજુ આજે પણ પછાત જ છે. અમેરિકા અથવા રશિયાની સાધારણ શાળાઓમાં જે સુધારા થયેલા આપણે જોઈ શકીએ તેવું કશું ઇંગ્લાંડની ઘણી શાળાઓમાં હજુ દેખાતું નથી. ટૂંકમાં કેળવણીમાં સ્વતંત્રતા આપવાથી ચોક્કસ વર્ગને તેનો ફાયદો મળ્યો, પણ આખા સમાજને તેથી લાભ નથી થયો. કેળવણીની બાબતમાં કાયદાઓ કરીને સમગ્ર દેશની કેળવણીની સંસ્થાઓમાં એકધારાપણું આણવાના જ્યારે પ્રયત્નો થયા છે ત્યારે જ માત્ર સામાન્ય લોકોની કેળવણીમાં સુધારાઓ આવ્યા છે, અને આવી પ્રગતિ સાધવામાં મુખ્ય ફાળો શિક્ષકસંઘ અને કામદારસંઘોએ જ આપ્યો છે. ગયાં ૨૫–૫૦ વર્ષમાં કેળવણીમાં સુધારા દાખલ કરવાના જે વિચારો થયા તેનો યશ મોટે ભાગે કામદારવર્ગના નેતાઓ અને આમવર્ગના લોકનાયકોને જ મળે છે; પૈસાદાર અને મૂડીવાદીઓ તરફથી આમવર્ગની કેળવણીનો વિકાસ સાધવામાં જોઈએ તેવી મદદ ભાગ્યે જ મળતી હશે.

**સાવધાનીનો બોધ**

કેળવણીમાં સ્વતંત્રતા આપવાના ઇંગ્લાંડના સિદ્ધાંતનું અવશ્ય અનુકરણ કરવા જેવું છે. પરંતુ તેની સાથે વિશાળ જનસમૂહની કેળવણી સાધવાની સતત કાળજી તથા તે સારુ જરૂર જોગો સ્વાર્થ-ત્યાગ કરવાની ભાવના કેળવવી આવશ્યક છે. ઇંગ્લાંડની કેળવણીના

ઇતિહાસમાંથી આ બને તત્ત્વોનો લાભ એકીસાથે લઈએ તો જ એ પદ્ધતિના અનુકરણમાં ફાયદો છે, નહિતર ગુણ ને બદલે તેના દોષોનું જ અનુકરણ થઈ જવાનો ભય વધારે છે.

## પ્રકરણ ચોદસું
## આમવર્ગની કેળવણી

### કેળવણીમાં વ્યક્તિવાદ

ઇંગ્લાંડની પ્રાથમિક કેળવણીનો ઉદ્દેશ વ્યક્તિનો સર્વાંગી વિકાસ સાધવાનો છે; ખાસ કરીને ચારિત્ર્ય, બુદ્ધિ અને વ્યવહારની બાબતો પર વધારે ભાર અપાય છે. કેળવણી પૂરી કર્યા પછી વિદ્યાર્થીએ જગતમાં—જીવનવ્યવહારમાં પડવાનું છે એ મુદ્દો હમેશાં અંગ્રેજો પોતાની નજર સામે રાખે છે. એક રીતે કહીએ તો અંગ્રેજ પ્રજા આદર્શવાદી કરતાં વ્યવહારકુશળ વધારે છે. તેણે કેળવણીમાં કોઈ સ્વતંત્ર ફિલસૂફી ઊભી નથી કરી. છતાં દુનિયામાં કયે સ્થળે કેવા કેવા વિચારો ચાલી રહ્યા છે, અને તે બધામાં વ્યવહારુ દૃષ્ટિએ પોતે ગ્રહણ કરવા જેવું શું છે તે વિષે તે હમેશાં જાગ્રત રહે છે. દેશમાં ખાસ વિદ્વાન લોકો પેદા કરવાનું એની કેળવણીનું ધ્યેય નથી; ખાસ દેશસેવકો જ ઊભા કરવા એ વિચારને કેન્દ્રમાં રાખીને પણ કેળવણીની રચના તેણે કરી નથી; કેળવણીને કોઈ ચોક્કસ રાજકીય અથવા સામાજિક ફિલસૂફી સાથે તેણે સાંકળી દીધી નથી, અથવા તો ચોક્કસ સંસ્કૃતિનો વિકાસ સાધવો એવો એનો આગ્રહ નથી. એનો હેતુ સારા ગુણોવાળી વ્યક્તિ ઉત્પન્ન કરવાનો છે. આવી વ્યક્તિ પોતાની સદસદ્‌વિવેકબુદ્ધિ અનુસાર જીવનમાં યોગ્ય લાગે તે રસ્તે આગળ ભલે વધે. એક શાળાના મુખ્ય અધ્યાપક કહેતા હતા: "અમે સારા શહેરીઓ તૈયાર કરી છૂટીએ છીએ. દરેક વ્યક્તિ સમાજમાં અમુક વિશિષ્ટ રીતે જ વર્તે છે કે કેમ તેની તપાસ રાખવા વ્યક્તિ દીઠ પોલીસ ગોઠ-

વવાનુ અશક્ય જ છે વ્યક્તિની વિવેકબુદ્ધિ કેળવો, એટલે વ્યક્તિ પોતાની મેળે જ પોતાનો માર્ગ શોધી લેશે. અર્થાત્ ઊંચી જાતનું ચારિત્ર્ય કેળવવુ, બૌદ્ધિક વિકાસ સાધવો, અને વ્યવહારમાં કેમ વર્તવું તેની તાલીમ આપવી; આટલુ થાય તો વ્યક્તિની સર્વાંગી કેળવણી થઈ ચૂકી એ જાતની ભાવના અગ્રેજ પ્રજામાં છે. પ્રાથમિક કેળવણીનું ધ્યેય પણ આ જ છે. બેશક આ ધ્યેય બહુ જ સંદિગ્ધ, અસ્પષ્ટ, અચોક્કસ અને સાધ્ય કરવુ ઘણુ મુશ્કેલ છે, પરંતુ અગ્રેજ પ્રજા આજે પોતાનો વ્યવહાર આ રીતે જ ચલાવી રહી છે.

જે દેશો સુરક્ષિત છે અને સારી સ્થિતિમાં છે તેઓ આવુ અસ્પષ્ટ અને વ્યક્તિવાદી કેળવણીનુ ધ્યેય રાખે તો તેમને પાલવે. પરંતુ જે દેશોમાં હજુ સગઠન થયુ નથી, જેઓ દુનિયામાં બહુ પછાત છે અને આગળ વધવાની જેમની મુરાદ છે, તેવા દેશોની કેળવણી વધારે નિશ્ચિત પાયા પર યોજાયેલી, વધારે સ્પષ્ટ અને સમાજભાવનાવાળી હોવી ખૂબ જરૂરનુ છે એ આપણે ભૂલવુ ન જોઈએ.

**પ્રાથમિક કેળવણીની રચના**

ફરજિયાત પ્રાથમિક કેળવણીની શરૂઆત પાચ વર્ષની ઉંમરથી થાય છે. પાચમાથી સાતમું વર્ષ પૂરું થતા સુધીનો પહેલો અને આઠમાથી અગિયારમુ વર્ષ પૂરું થતા સુધીનો બીજો એવા પ્રાથમિક શાળાના બે વિભાગ પડે છે. પહેલા ત્રણ ધોરણની શાળા એટલે બાળવર્ગશાળા (ઇન્ફન્ટ સ્કૂલ) અને પછીના ત્રણ ધોરણની શાળા એટલે ચોથીથી છઠ્ઠી ચોપડી સુધીની શાળા તે પ્રાથમિક શાળા (જ્યૂનિયર સ્કૂલ) તરીકે ઓળખાય છે. આ છ ધોરણોમાં ત્રણ ત્રણ ધોરણોનો અકેક, એવા બે સ્વતંત્ર વિભાગ પાડેલા છે. અર્થાત્ બાળવર્ગ શાળા અને પ્રાથમિક શાળા એ બંને વિભાગો અલગ ગણાય છે. કેટલેક ઠેકાણે આ ત્રણ ત્રણ ધોરણોના વિભાગોવાળી શાળાઓ માટે મકાનો પણ અલગ અલગ હોય છે, તેનો મુખ્ય અધ્યાપક પણ જુદો નિમાય છે અને વહીવટ પણ જુદો જ ચાલે છે.

ફરજિયાત કેળવણી શરૂ થાય તે પહેલાંનાં નાનાં બાળકોની કેળવણી માટે કોઈ કોઈ સ્થળે ગોઠવણ કરેલી દેખાય છે આવી શાળાઓની આવશ્યકતા કારખાનાંઓમાં કામે જતી સ્ત્રીઓને પોતાનાં બાળકો માટે વિશેષે કરીને રહે છે, તેથી આવી શાળાઓ મજૂરલત્તાઓમાં ખાસ તો હોય છે. એક મહિનાથી ત્રણ વર્ષની ઉંમર સુધીનાં બાળકોને આવા શિશુગૃહોમાં રાખવામાં આવે છે. આવાં ગૃહો બધે સ્થળે નથી; તે હોવાં જોઈએ એવી મજૂરવર્ગની માગણી છે, કેમકે તેની વધારેમાં વધારે જરૂર તેમને છે. ત્રણથી પાંચ વર્ષની ઉમરનાં બાળકોને સારુ બાલમંદિરો (નર્સરી) નીકળ્યાં છે, પરંતુ એની સખ્યા બહુ નાની એટલે પચાસ સાઠ જેટલી જ છે. કેટલીએક પ્રાથમિક શાળાઓની સાથે ત્રણથી પાંચ વર્ષનાં બાળકો માટેના નર્સરી કલાસીઝ જોડેલા હોય છે, પરંતુ આવી ગોઠવણ હજુ સાર્વત્રિક થઈ નથી. વળી આ ઉંમરના બાળકોની કેળવણી ફરજિયાત પણ નથી.

અગિયાર વર્ષની ઉંમરે બાળકની ૭ વર્ષની પ્રાથમિક કેળવણી પૂરી થાય છે. આગળ માધ્યમિક શાળાઓ અથવા સેન્ટ્રલ સ્કૂલોમાં ન જઈ શકે તેવાં બાળકો માટે ઉચ્ચ પ્રાથમિક શાળાઓ (સીનિયર સ્કૂલ્સ) છે. આ શાળાઓનો અભ્યાસક્રમ ત્રણથી ચાર વર્ષનો હોય છે.

સમગ્ર પ્રાથમિક કેળવણી નર્સરી, ઇન્ફન્ટ પ્રાયમરી, જ્યૂનિયર અને સીનિયર એવા આ ચાર વિભાગોમાં વહેંચાયેલી છે, અને દરેક વિભાગ ત્રણ ત્રણ વર્ષનો છે. આ ચારે વિભાગો એકબીજાથી સ્વતંત્ર ગણાય છે; દરેક વિભાગને માટે શાળાનાં મકાનો અલગ અલગ જ હોય છે, તેમ તેનો વહીવટ પણ જુદો જુદો જ ચાલે છે.

છોકરા તેમ જ છોકરીઓ માટે ક્યાંઇક અલગ શાળાઓ છે તો ક્યાંઇક ક્યાંઇક સાથે જ ભણવાનું હોય છે. આ બાબતમાં કોઈ ખાસ નિયમ છે નહિ; તેમ જ કેળવણી ખાતું પણ આ બાબતમાં કોઈ જાતનો આગ્રહ કે દબાણ કરતું નથી.

વહીવટ અથવા માલેકીની દૃષ્ટિએ પ્રાથમિક શાળાઓ ત્રણ

રીતે ચાલે છેઃ—(૧) સ્થાનિક સ્વરાજ તરફથી ચલાવાતી શાળાઓ, (૨) ખાસ ધર્મપંથીઓની શાળાઓ, અને (૩) ખાનગી શાળાઓ: રાજ્ય તરફથી માન્ય કરેલી શાળાઓ પૈકી બે તૃતીયાંશ કાઉન્સીલની (સ્થાનિક સ્વરાજની) શાળાઓ અને એક તૃતીયાંશ ધર્મપંથીઓની શાળાઓ લગભગ છે. ખાનગી શાળાઓની સંખ્યા ત્રણ લાખની છે. ધર્મપંથી શાળાઓમાં વિશિષ્ટ સંપ્રદાયની કેળવણી ફરજિયાત અપાય છે; જોકે આ શાળાઓને પણ સરકારની મદદ તો મળે જ છે. સ્થાનિક સ્વરાજની અને ધર્મપંથીઓની શાળાઓ 'પ્રોવાયડેડ' તથા 'નોન પ્રોવાયડેડ' શાળાઓની ખાસ સંજ્ઞાઓથી ઓળખાય છે.

**નર્સરી સ્કૂલ અથવા બાલમંદિર**

બાલમંદિરમાં સામાન્ય રીતે ૬૦ થી ૧૦૦ બાળકોની સંખ્યા હોય છે. આવી ઘણી સંસ્થાઓ ખાનગી છે. ૧૯૩૩માં લંડન શહેરમાં સાર્વજનિક (લંડન કાઉન્ટી કાઉન્સીલ તરફથી ચલાવાતી) નર્સરી સ્કૂલો ફક્ત બે જ હતી; બાકીની બધી ખાનગી હતી. બાળકને તેની માતા અહીં સવારે આવીને પહોંચાડી જાય છે. પછી જો બાળકનું મોં ધોવાનું કે નાવાનું કામ ઘેર પતાવાયું ન હોય તો તે અહીં સ્કૂલમાં પતાવવાનું ચાલે છે. દૂધ આપવાની અને જમાડવાની ગોઠવણ સ્કૂલ તરફથી થાય છે; માબાપો પાસેથી તે માટે પૈસા લેવામાં આવે છે.

સ્કૂલની સાધનસામગ્રીમાં પહેલું તો વિશાળ ચોગાન હોય છે. શહેરોમાં બાળકોને છૂટી જગ્યાની જે ખૂબ મુસ્કેલી હોય છે, તે અહીં રહેતી નથી. ઉપરાંત બાળકોને જુદી જુદી જાતની કેળવણી વિષયક રમતોનાં સાધનો આપવામાં આવે છે; આમાં મોન્ટીસોરી પદ્ધતિનાં સાહિત્યોનો સમાવેશ થઈ જાય છે. રસોડું, ભોજનશાળા, આરામની જગ્યા, કપડાં રાખવાની જગ્યા વગેરે સગવડો આ મકાનોમાં હોય છે; શક્ય હોય ત્યાં નાનો બગીચો પણ રાખવામાં આવે છે.

**બાલશિક્ષણનો કાર્યક્રમ**

શાળામાં આનંદનું વાતાવરણ રહે છે. બાળકોની સંખ્યા મોટી

હોવા છતાં ધારીએ તેટલી રડારોળ કે ઘોંઘાટમસ્તી હોતાં નથી. દરેક બાળક કોઈ પણ પ્રવૃત્તિમા મશગૂલ હોય છે. નવાં દાખલ થનારાં બાળકો શરૂઆતમા શરમાય છે, પરંતુ આઠેક દિવસમાં જ તેમની આ શરમ જતી રહે છે, અને બધાંની સાથે તેઓ હળતાંમળતાં થઈ જાય છે. બાળકોએ પોતપોતાના કામો જાતે કરવાનાં હોય છે. વારાફરતી પીરસવાનું, જમણનાં વાસણો ઉપાડીને સ્વસ્થાને મૂકી દેવાનું, બેસવાની બેઠકો લેવા મૂકવાનું, વગેરે કામો બાળકો જાતે કરે છે.

રોજની સાફસૂફી, જમણ વગેરેનો કાર્યક્રમ તથા રમવાનું એ આ શાળાઓનો ક્રમ છે. નાની નાની હથોડીથી લાકડામાં ચૂકો બેસાડવાનું, રંગ ઓળખવાનું, ઘર બાંધવાનું, બાગ કરવાનું, ગીતો ગાવાનાં, વાર્તાઓ કહેવાની અને સાંભળવાની, વગેરે આખા દિવસનો રોજનો કાર્યક્રમ છે. એનો ઉદ્દેશ બાળકોની ઇંદ્રિયો કેળવવાનો તેમ જ રંગ, રૂપ, સ્પર્શ, ધ્વનિ વગેરેનું જ્ઞાન વધારવાનો છે. આ ઉપરાંત ચારિત્ર્યની કેળવણી અને ટેવોનું ઘડતર પણ મહત્ત્વનાં ગણાય છે. માબાપ અથવા વડીલો પર આધાર રાખી ન રહેતાં બાળકમાં સ્વાવલંબીપણાનો ગુણ અહીં કેળવાય છે. આપણા દેશમાં રહીને પાછી ઇંગ્લાંડ ગયેલી આ જાતની શાળાની એક અધ્યાપિકા બહેન કહેતી હતી. "હિંદુસ્તાનમાં નાનાં બાળકોને પરાવલંબી અને નિષ્ક્રિય વધારે બનાવવામાં આવે છે. તેમને સ્વાવલંબન, સ્વતંત્ર રીતે કામ કરવાની વૃત્તિ તેમ જ જાતે મહેનત કરવાની ટેવ પાડવાની કેળવણી ખાસ જરૂરની છે."

**બાળવર્ગ શાળા અને પ્રાથમિક શાળા**

ઇંગ્લાંડની શાળાઓની ખાસ વિશિષ્ટતા એ છે કે તે પ્રમાણમાં નાની હોય છે. એકેક શાળામાં ત્રણસોથી પાંચસો બાળકોની સંખ્યા બહુ તો હોય છે. હજાર હજાર બાળકોવાળી શાળાઓ કેમ ચાલી શકે તેની કલ્પના એ લોકો કરી શકતા નથી. અમેરિકા અને રશિયાનું ધોરણ આથી ભિન્ન છે.

લંડનની ઘણીખરી પ્રાથમિક શાળાઓનાં મકાનો જૂનાં છે.

કેટલેક સ્થળે તો હજુ વીજળી પણ દાખલ થઈ નથી; દીવા પણ ગેસના જ બાળવામાં આવે છે. બેસવાની પાટલીઓ ભીંતતળિયા સાથે જડેલી છે, જ્યારે આધુનિક કેળવણી પ્રમાણે બાંકડાઓ અને ખુરશીઓ હરીફરી શકે તેવાં હોવાં આવશ્યક મનાય છે. છૂટાં સાધનો હોય તો તે ફેરવીને ઓરડામાં ફરવાહરવા માટે મોકળી જગ્યા વધારી શકાય છે. કેટલાએક વર્ગોમાં સંખ્યા વધી પડવાને કારણે એકેક ઓરડામાં પચાસથી ત્રેપન જેટલા બાળકો બેસે છે. હવે નવાં મકાનો બાંધવાની શરૂઆત થઈ છે.

ચાલુ પરિસ્થિતિમાં અને મળી શકે તે સાધનોનો ઉપયોગ કરી લઈને મુખ્ય અધ્યાપકો શાળાઓને વ્યવસ્થિત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરી રહ્યા છે. બધે ઠેકાણે સ્વચ્છતા અને ટાપટીપ નજરે પડે છે. ભીંતો પર બાળકોએ દોરેલાં ચિત્રો લટકાવેલાં હોય છે. એક શાળાના વિદ્યાર્થીઓએ શુબર્ટનો કોન્સર્ટ (સંગીતનો જલસો) કરી ઊપજેલા પૈસામાંથી સારાં તૈલચિત્રો ખરીદીને શાળાને ભેટ આપેલાં તે મુખ્ય ઓરડામાં લટકાવેલાં હતાં.

**શાળાનું વાતાવરણ**

ઇંગ્લાંડની શાળાઓની મુલાકાત લેતાં જ વાતાવરણમાં શિસ્ત, શાંતિ, સંયમ, શિષ્ટાચાર અને સભ્યતાના ગુણોનો પરિચય થાય છે. કોઈ મુલાકાતે આવે કે તરત ઊભા થવું, બેસી જવું, હાથ ઊંચા કરવા, શિક્ષકો અને વિદ્યાર્થીઓએ પોતપોતાને સ્થાને બેસી રહેવું, જરૂર જોગું બોલીને ઉત્તર આપવો, વગેરે બાબતો ધ્યાન ખેંચે છે. બેશક આ દૃશ્ય મુલાકાત લેનારને રમણિય લાગે છે ને વ્યવસ્થા છે એમ પણ દેખાય છે, પરંતુ બાળકોને તો અંદરખાનેથી સંકોચ થતો હશે એમ લાગ્યા વિના રહેતું નથી. અમેરિકા તથા રશિયાની શાળાઓમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકો વચ્ચે જે છૂટ નજરે પડે છે તેવું ઇંગ્લાંડની શાળાઓમાં જણાતું નથી.

બાળકોનું લેખનકામ, ચિત્રો, પાઠાંતરો અને હાથકામના નમૂના

વગેરેમા ટાપટીપ, સુવ્યવસ્થિતપણું અને પરિપૂર્ણતા દેખાઈ આવે છે. એક શાળાની મુખ્ય અધ્યાપિકા બહેને પોતાના કામ વિષે જે વાત કહી હતી તે ઇગ્લાંડની બધીશાળાઓને લાગુ પડે તેવી છે. તેણે કહ્યું: "અમે જે કાંઈ કરીએ છીએ તે થોડું થાય તોપણ સંપૂર્ણ અને સારામાં સારુ કરીએ છીએ." લેખનકામ, ચિત્રો તેમ જ બીજાં કામોમાં આ કથનની સત્યતા આપણે જોઈ શકીએ છીએ. પણ આ બધાનું એક પરિણામ એ આવે છે કે એથી બાળકોનું કામ એકધારું બની જાય છે; તેમાં વ્યક્તિની પોતાની વિશિષ્ટતા ક્યાંયે નજરે ચડતી નથી. દિલની મોકળાશ ન હોવાને લીવે ચિત્રકળા અથવા બીજાં કામોમાં આત્મપ્રકટીકરણને જે અવકાશ રહેવો જોઈએ તેવું વાતાવરણમાંથી દેખાતું નથી.

શાળાની સાધનસામગ્રીમાં નકશાઓ, ચિત્રો, નમૂનાઓ વગેરે પ્રત્યક્ષ જ્ઞાન આપવાનુ સાહિત્ય ઘણું હોય છે. બની શકે ત્યાં સુધી શિક્ષણમા સાક્ષાત્ વસ્તુઓ, અને છેવટ ચિત્રોનો તો પૂરતો ઉપયોગ કરવાનો રિવાજ છે. હાથકામની કેળવણીને શિક્ષણમાં મહત્ત્વ આપવામાં આવતું હે વાથી ચિત્રકલા, ઘટનાચિત્રો, સુતારીકામ, નેતરકામ, માટીકામ, મિકેનો વગેરે ક્રિયાત્મક કેળવણી આપવાની સગવડ બની શકે તેટલી કરવામાં આવે છે. અંગ્રેજ બાળકને હાથ અને આગળાનો ઉપયોગ કરવાની તાલીમ છેક નાનપણથી આપવામાં આવે છે.

**મુખ્ય અધ્યાપકનું વ્યક્તિત્વ**

ઇગ્લાંડની શાળામાં મુખ્ય અધ્યાપક અથવા અધ્યાપિકા એ શાળાનો આત્મા છે. એની લાયકાત ઉપર શાળાનુ સારાનરસાપણું મોટે ભાગે અવલંબે છે. આથી એ સ્થાન માટેની વ્યક્તિની પસદગીમાં બહુ જ સંભાળ લેવામાં આવે છે. કોઈ સામાન્ય પ્રાથમિક શાળાના મુખ્ય અધ્યાપક સાથે અરધો કલાક વાતચીત કરતાં તમને તુરત જણાઈ આવશે કે એ વ્યક્તિનું દેશની કેળવણીની ચાલુ પરિસ્થિતિનું જ્ઞાન ઘણું વિશાળ છે. વળી દરેક વ્યક્તિ પોતાના કોઈ વિશિષ્ટ વ્યક્તિત્વ

અનુસાર પોતાની શાળાનું સંચાલન કરે છે એ પણ આપણે જોઈ શકીએ છીએ. તેની સાથે દસ પંદર મિનિટ વાતો કરો ત્યાં તો તુરત નીચેના અર્થનાં વાક્યો તમે સાંભળશો જ. "અમે ઉત્તમ મનુષ્યો બનાવવા ચાહીએ છીએ. દરેક વ્યક્તિનો વિકાસ ઉત્તમ થવો જોઈએ." "કેળવણી દ્વારા બાળકોનું ગૃહજીવન સુધારવું જોઈએ." "બાળકો નાનપણથી જ સ્વાવલંબી થવાં જોઈએ." "જે કરવું તે સારામાં સારુ કરવું." આવાં થોડાંએક સૂત્રવાક્યોમાં આખી શાળાની વિશિષ્ટતા શી છે તે તુરત આપણે સમજી શકીએ છીએ. સારામાં સારા શિક્ષકની પસંદગી કર્યા પછી તેને કામમાં સંપૂર્ણ છૂટ આપવી એ ઇગ્લાંડની કેળવણી પદ્ધતિનું લક્ષણ છે. અને એ ઘણે અંશે યોગ્ય છે.

**સીનિયર સ્કૂલ-ઉચ્ચ પ્રાથમિક શાળા**

પ્રાથમિક શાળાના ૭ વર્ષના અભ્યાસને અંતે માધ્યમિક શાળામાં દાખલ થવાની એક પરીક્ષા લેવાય છે, અને તેમાં પાસ થનારા સેંકડે આઠ નવ વિદ્યાર્થીઓ માધ્યમિક કેળવણીમાં આગળ વધે છે. આ પરીક્ષામાં નાપાસ થયેલા સામાન્ય બુદ્ધિના બાકીના ૯૦ ટકા વિદ્યાર્થીઓ સીનિયર સ્કૂલોમાં દાખલ થાય છે. વિદ્યાર્થી બાર વર્ષનો થાય એટલે તેણે અભ્યાસ પૂરો કર્યો હોય કે ન કર્યો હોય તોપણ તેને આ શાળામાં ચડાવવામાં આવે છે. ફરજિયાત કેળવણીની વયમર્યાદા ચૌદથી પંદર વર્ષની છે, ત્યાં સુધી દરેક વિદ્યાર્થીને ઉપયોગી કેળવણી મળ્યા કરવી જોઈએ. આથી ૧૯૨૮ પછી આ જાતની શાળાઓમાં સારો વધારો થયો છે. આ શાળાઓમાં મોટે ભાગે ગરીબ અને મજૂરવર્ગના છોકરાઓ ભણવા આવે છે; ફરજિયાત કેળવણીની વયમર્યાદા પૂરી થાય કે તેમણે તુરત કામ ઉપર ચડવું જ પડે એવી સ્થિતિ હોય છે.

માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમની સરેલી આવૃત્તિ એ આ શાળાઓની બૌદ્ધિક કેળવણી છે. આ શાળાઓમાં હાથકામની તાલીમ આપવાની સગવડ વધારે મોટા પાયા ઉપર હોય છે. બૌદ્ધિક વિષયોમાં

ભાષા, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, ભૌતિકશાસ્ત્રો, પરદેશી ભાષા (ફ્રેંચ) વગેરે હોય છે, ઉપરાંત છોકરાઓને સુતારીકામ તથા યાન્ત્રિક કામ તેમ જ છોકરીઓને ગૃહવિજ્ઞાનની વહેવારુ તાલીમ આપવામાં આવે છે. જે વિભાગમા શાળા હોય તે વિભાગમાં કોઈ ખાસ ઉદ્યોગ ચાલતો હોય તો તેની તાલીમ પણ આ શાળામાં આપવાની ગોઠવણ હોય છે.

આ વિદ્યાર્થીઓને ભણવા માટે કે પરીક્ષા આપવા માટેનુ કોઈ દબાણ રાખવામાં આવતું નથી; તેમની બૌદ્ધિક કેળવણી કરતાં વહેવારુ તાલીમ પર વધારે ભાર મૂકવામા આવે છે. પરિણામે નીચલી શ્રેણીની શાળાઓ કરતા આ શાળાઓમાં વાતાવરણની છૂટ અને પરિણામે ઉત્સાહ વધારે જણાય છે. છોકરાઓ વર્કશોપમાં આનંદથી અને ધ્યાન દઈને કામ કરતા દેખાય છે. એક શાળામાં છોકરાઓએ બૅટરીને જોરે ચાલતી વીજળીની રેલગાડી બનાવી હતી; ઍન્જિન, ડબાઓ તેમ જ રેલ્વે માટેની નાની મોટી બધી ચીજો નાના પ્રમાણમાં વિદ્યાર્થીઓએ પોતે જ બનાવી હતી.

આ શાળા વિષે સમજાવતાં તેના મુખ્ય અધ્યાપકે કહ્યું " આ છોકરાઓને જો કોઈ જાતનો આનંદ મળતો હોય તો તે શાળામા જ મળે છે, કેમકે તેમની ઘરની સ્થિતિ ભારે કરુણાજનક હોય છે. શાળાની કેળવણીને લીધે ગૃહજીવનમાં સુધારો શી રીતે લાવી શકાય એ અમારી શાળાની કેળવણીનો મુખ્ય મુદ્દો છે."

### માનસિક અન્યાય દૂર કરવાનો માર્ગ

ઈંગ્લાંડની કેળવણી પદ્ધતિના ઘોરતમ અન્યાયના નમૂના જેવી આ સીનિયર સ્કૂલો છે. બુદ્ધિશાળી વિદ્યાર્થીઓની ૧૦ ટકાની તર લઈ લીધા પછી બાકી રહેલા બહુસંખ્ય વિદ્યાર્થીઓને એક જ શાળામાં ધુસાડવામાં બાળકોને કેટલો અન્યાય થાય છે તે સહેજે સમજી શકાય તેવું છે. નાપાસ થયેલા ઓછી બુદ્ધિના વિદ્યાર્થીઓની શાળા તરીકે આ શાળાઓ જાણીતી છે. આવી શાળાઓમાં ત્રણચાર વર્ષ સુધી ભણ્યા કરવામાં વિદ્યાર્થીઓમાં કેવી સજ્જડ લઘુતાગ્રંથિ

બંધાતી હશે, અને પોતે ઊતરતા દરજ્જાના હોવાની શરમ તેમના દિલમાં કેવા કારી ઘા કરતી હશે તેની કલ્પના એ વિદ્યાર્થીઓની કક્ષા ઉપર ઊતરીને કરવાથી જ થઈ શકે! પરંતુ હમણાં હવે કેળવણી-કારોને પોતાને ત્યાં પ્રવર્તી રહેલા આ અન્યાયનું ભાન થયું છે, અને તેને દૂર કરવાના જોસભેર પ્રયત્નો તેઓ કરી રહ્યા છે.

૧૯૨૬માં કેળવણી ખાતાએ 'હેડો કમીટી' નીમીને આ પ્રશ્નની વિચારણાનુ કામ તેને સોંપ્યું. માધ્યમિક શાળાઓને સમાન દરજ્જે ચાલતી અનેકવિધ શાળાઓ ચાલવી જોઈએ એવી આ કમીટીની ભલામણ છે. ૭ વર્ષના પ્રાથમિક શાળાના અભ્યાસ પછી હરકોઈ વિદ્યાર્થી પોતાના વલણ અનુસાર આ પૈકી ગમે તે શાળામાં દાખલ થઈ શકે તેવી છૂટ હોવી જોઈએ. વિદ્યાર્થીઓના સ્વભાવમાં જેટલી વિવિધતા હોઈ શકે તેટલી જાતની શાળાઓ દેશભરમાં ચાલવી જોઈએ. ઇંગ્લાંડની ભાવિ કેળવણીની સુધારણા આ હેડો કમીટીની ભલામણો પ્રમાણે થવાનો સંભવ છે.

**ફરજિયાત કેળવણીનો અમલ**

ફરજિયાત કેળવણીના કાયદા અનુસાર દરેક વાલીએ પોતાના પાંચથી ચૌદ વર્ષની અંદરના બાળકને શાળામાં ભણવા મોકલવું જ જોઈએ એવો નિયમ છે. સારી કેળવણી આપવાની બીજી સગવડ હોય, શારીરિક તપાસને પરિણામે બાળકને ભણવું અશક્ય હોય, ઘરથી શાળા એ માઈલ કરતાં વધારે દૂર હોય ( અગિયાર વર્ષથી મોટી ઉંમરના બાળક માટે આ અંતર ત્રણ માઈલનું રાખેલું છે. ) તેમ જ સ્થાનિક કેળવણી ખાતાએ વાહનની સગવડ ન કરી હોય, અથવા તો બાળકને ઘેર કેળવણી આપવામા આવતી હોય ત્યાં વાલી આ કાયદાના અમલમાંથી મુક્તિ મેળવી શકે છે.

ફરજિયાત કેળવણીના કાયદાના અમલ સારુ એક મંડળ અને એક અધિકારી નીમવામાં આવે છે. પરંતુ સામાન્ય રીતે ગેરહાજર રહેનાર બાળકોની સંખ્યા છેક ઓછી હોય છે તેથી કાયદાનો અમલ કરવામાં

સોપાઈ વાપરવી પડતી નથી. હાજરીનુ પ્રમાણ સેંકડે ૯૦ ટકા જેટલું લગભગ રહે છે

### વર્ગની સંખ્યા

પ્રાથમિક શાળામા દરેક વર્ગની સખ્યા ૪૦ કે ૪૫થી વધવી ન જોઈએ એવા નિયમ છે. પરતુ સામાન્ય રીતે શહેરમાં એક વર્ગમાં ૫૦ સુધી અને ગામડામા તો ૬૦ સુધી બાળકો રાખવામાં આવે છે. એકંદરે તૃતીયાંશ શાળાઓમા દરેક વર્ગમાં ૪૦થી ૫૦ વિદ્યાર્થીઓની સંખ્યા છે. ૫૦થી ૬૦ની સખ્યાવાળા સાડાઆઠ હજાર વર્ગો છે, અને કોઈ કોઈમાં તો ૬૦ કરતાં પણ વધારેને દાખલ કરવામાં આવ્યા છે! બાકીના વર્ગોમા મોટે ભાગે ૩૦ થી ૪૦ ની સંખ્યા હોય છે.

### અભ્યાસક્રમમાં સ્થાનિક સ્વતંત્રતા

સરકારી કેળવણી ખાતાએ અભ્યાસક્રમની બાબતમા સ્થાનિક કેળવણી ખાતુ અને શાળાઓને સંપૂર્ણ છૂટ અને વિવિધના માટે સ્વાતંત્ર્ય આપ્યુ છે. શાળાઓએ અમુક અભ્યાસક્રમ પૂરો કરવી જ આપવો જોઈએ એવું કોઈ જાતનુ બંધન નથી. અભ્યાસક્રમનું સામાન્ય સ્વરૂપ કેવુ હોવું જોઈએ તે સંબંધે એક સૂચન–પુસ્તિકા (હૅન્ડબુક ઑફ સજેશન્સ) પ્રગટ કરવામાં આવે છે, તે શિક્ષકોને અને મુખ્ય અધ્યાપકોને ઘણી માર્ગદર્શક થઈ પડે છે. દરેક પરગણાની, ગામની અને ત્યાંના સમાજની ભિન્ન ભિન્ન અને વિશિષ્ટ પરિસ્થિતિ હોય; અર્થાત્ એને અનુકૂળ થાય અને ઉપયોગી નીવડે તેવો અભ્યાસક્રમ સ્થાનિક કેળવણી ખાતાએ અથવા શાળાઓએ ઘડવો જોઈએ, બધા પ્રાંતોને ઉપયોગી થઈ શકે તેવો વિગતવાર અભ્યાસક્રમ યોજવો મુશ્કેલ થઈ પડે. કેળવણી ખાતાનું આ જાતનું ઉદાર ધોરણ હોવાથી દરેક સ્થળે સ્થાનિક જરૂરિયાત અનુસાર અભ્યાસક્રમની યોજના થઈ શકે છે. આમાં એવું બનવાનો સંભવ છે કે અભ્યાસનું ધોરણ ભારે હલકું થાય પરંતુ શાળાઓની તપાસ લેનારા અધિકારીઓ, કેળવણી ખાતાએ પ્રગટ કરેલુ સૂચનાત્મક સાહિત્ય, ગ્રાન્ટ માગતી વેળા રજૂ કરવાના

અહેવાલો, અને પ્રાથમિક કેળવણીને અંતે લેવાતી પરીક્ષા, આ બધાં કારણોને લીધે એકંદરે અભ્યાસનું-શાળાનું ધોરણ બહુ નીચું ઊતરી પડવાનો સંભવ ઓછો રહે છે.

વળી દરેક શાળાએ ઓછામાં ઓછા નીચેના વિષયો તો ફરજિયાત શીખવવા જ જોઇએ:—અંગ્રેજી ભાષા, લેખન, વાચન, ગણિત, માપન, આરોગ્યશાસ્ત્ર, શારીરિક કેળવણી અને નીતિશિક્ષણ. આ ઉપરાંત વધારાના વિષયો તરીકે જે બાબતો શીખવાય છે તેમાં સ્થાનિક પરિસ્થિતિ, જરૂરિયાત અને સાધનસામગ્રીની અનુકૂળતા પ્રમાણે ફેરફાર થાય છે. ઇતિહાસ, ભૂગોળ, ચિત્રકળા, સંગીતશાસ્ત્ર અને ગાયન, શીવણકામ, હાથકારીગરી, અવલોકન, વગેરે વિષયો વૈકલ્પિક છે, અને તેથી આર્થિક અનુકૂળતા તથા સ્થાનિક જરૂરિયાત મુજબ પસંદગી પ્રમાણેના વિષયો શીખવવામાં આવે છે.

દરેક શાળાનો અભ્યાસક્રમ, સમયપત્રક તથા શીખવવાનું ધોરણ તેનો મુખ્ય અધ્યાપક ઠરાવે છે. લંડનની એક શાળાની મુલાકાત લેતાં તેના મુખ્ય અધ્યાપક કહેતા હતાઃ "મારી બદલી હજુ હમણાં જ અહીં થઈ છે. મારી પહેલાંના મુખ્ય અધ્યાપક પોતે યોજેલો અભ્યાસક્રમ સાથે લેતા ગયા છે; મારે મારો અભ્યાસક્રમ હજુ યોજવાનો છે." અભ્યાસક્રમ તૈયાર કરીને કેળવણી ખાતા તરફથી તે મંજૂર કરાવી લેવો પડે છે. અભ્યાસક્રમમાં ખાસ ફેરફાર કરવાનાં કારણો દર્શાવી ખાતાની તે વિષે ખાતરી કરાવી દેવાથી નવીન પ્રયોગો અને ફેરફારો કરવાની મંજૂરી મળી શકે છે.

**પાઠ્યપુસ્તકો તથા શિક્ષણપદ્ધતિ**

પાઠ્યપુસ્તકો કેળવણી ખાતા તરફથી નિયુક્ત કરવામાં આવતાં નથી. સ્થાનિક કેળવણી ખાતા તરફથી કેટલાંએક પાઠ્યપુસ્તકો સૂચવવાનો રિવાજ છે. વિદ્યાર્થીઓને પુસ્તકો શાળા તરફથી મફત આપવામાં આવે છે, અને તે શાળામાં જ રાખવાનો રિવાજ છે. શિક્ષણમાં પાઠ્યપુસ્તકો ઉપર બહુ ભાર દેવામાં નથી આવતો; વાચનની વિશા-

ળતા વધારવાનો આગ્રહ વધારે રખાય છે. દરેક શાળાને અને કેટલેક ઠેકાણે દરેક વર્ગને માટે જુદું પુસ્તકાલય હોય છે. મુખ્ય અધ્યાપક તેમ જ શિક્ષકો સારુ જ્ઞાન ધરાવતા હોવાથી અભ્યાસક્રમ તથા પાઠ્ય-પુસ્તકોની બાબતમાં તેમને સ્વતંત્રતા આપી શકાય છે. કેળવણી ખાતું શિક્ષકો ઉપર ઘણો વિશ્વાસ રાખે છે એ તેની વિશેષતા છે.

શિક્ષણપદ્ધતિમાં પ્રત્યક્ષ ક્રિયા અને સાધનોના ઉપયોગને પ્રાધાન્ય અપાય છે. સાધનસામગ્રીની વિપુલતા બાદ કરતાં આપણા તથા ત્યાંના સારા શિક્ષકોની શિક્ષણપદ્ધતિમાં બહુ ફરક નથી એમ કહેવાય.

**વિશિષ્ટતાઓ**

શાળામાં શિક્ષણને અંગે પદ્ધતિસરના તેમ જ અગાઉથી યોજના પૂર્વક ગોઠવેલા પ્રવાસો ઘણા મહત્ત્વના ગણાય છે. પ્રવાસોમાં શું જોવું, ક્યાં જવું, વગેરે બાબતો વિગતવાર નક્કી કરેલી હોય છે. જે ભાગમાં પ્રવાસે જવાનું હોય ત્યાંની ઐતિહાસિક, ભૌગોલિક, સામાજિક, પ્રાકૃતિક વગેરે બધી દૃષ્ટિથી કઈ કઈ હકીકતો મેળવવી તથા કેમ મેળવવી તેની ટૂંકી છાપેલી નોંધો દરેક વિદ્યાર્થીને આપવામાં આવે છે. પ્રવાસમાં નીકળતા પહેલાં અને પાછા ફર્યા પછી શાળાના અભ્યાસમાં પ્રવાસની વિગતોને યોજી દેવામાં આવે છે, જેથી પ્રવાસના આનંદના લાભની સાથે તેનો કેળવણી વિષયક લાભ પણ વિદ્યાર્થીઓને મળે છે.

બૌદ્ધિક શિક્ષણમાં અંગ્રેજી ભાષાના અભ્યાસ પર ખાસ ધ્યાન આપવામાં આવે છે. શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચાર કરીને બોલવાનું અને વાંચવાનું ખાસ કરીને શીખવવામાં આવે છે; સિવાય પ્રાંતીય બોલીઓ તરફ પણ ધ્યાન અપાય છે. શારીરિક કેળવણી તો બધે ફરજિયાત છે. સ્વીડિશ પદ્ધતિના વ્યાયામનો પ્રચાર ઘણો છે. શહેરોમાં કેન્દ્રસ્થાને તરવાને માટે મોટા હોજો હોય છે, જ્યાં વિદ્યાર્થીઓને વારાફરતી અઠવાડિયામાં બે દિવસ લઈ જવામાં આવે છે. તરવાને બહાને વિદ્યાર્થીઓને નહાવાનો લાભ પણ મળે છે.

# પ્રૌઢ કેળવણીની યોજના

મજૂરોમાં ભણતરની ભૂખ

ઇંગ્લાંડની પ્રૌઢ કેળવણી યોજના આદર્શ ગણાય. આ સંસ્થાઓની જાળ આખા દેશમાં પથરાઈ ગઈ છે રાજ્ય, વિદ્યાપીઠો અને સાર્વજનિક સંસ્થાઓ, સહુ પોતપોતાથી બનતા પ્રયત્નો આ દિશામાં કર્યા કરે છે. મજૂરોમાં પણ જાગૃતિ આવેલી હોવાથી અને પરિણામે મહત્ત્વાકાંક્ષાનો ઉદય થયેલ હોવાથી આજે બધાના સહકારથી પ્રૌઢ કેળવણીની યોજના ખૂબ જોસભેર વધી રહી છે.

ઓગણીશમા સૈકામાં ઔદ્યોગિક ક્રાંતિ થઈ. પરિણામે ગામડાનો ખેડૂતવર્ગ ગામડુ છોડી શહેરમાં મજૂર તરીકે રહેવા લાગ્યો. આખો દિવસ મિલોમાં મજૂરી કરવી અને રાત્રે ઝૂંપડીમાં જઈ પડ્યા રહેવું એ જ એમનું જીવન હતું. ભણતર, આનંદનાં સાધનો અથવા લલિતકલાઓ, કશાનો લાભ તેઓ લઈ શકતા નહિ.

પણ મજૂરવર્ગમાં રાજકીય જાગૃતિ આવી તેની સાથે તેમના તરફથી ભણતરની માગણીઓનું જોર વધતુ ગયુ. તેમને લાગ્યું કે સમાજના ઉપલા વર્ગે પોતાને ઇરાદાપૂર્વક ઉચ્ચ કેળવણીથી વંચિત રાખેલા છે. કામના કલાકો ઘટતા ગયા અને નવરાશનો વખત વધતો ગયો તેમ તેમ આ ઉચ્ચ જ્ઞાનનો લાભ લેવાની અનુકૂળતા પોતાને પણ મળે એવી આકાંક્ષા તેમના દિલથી વધી. ગઈ બે પેઢીમાં આ જાગૃતિ વધારે પ્રમાણમાં આવી છે, અને તેથી જ પ્રૌઢ કેળવણીનો ફેલાવો કરવામાં વધારેમાં વધારે કામ પણ આ વર્ગે જ કર્યું છે. ૧૯૦૩માં 'કામદાર શિક્ષણસંઘ '( વર્કર્સ એજ્યુકેશનલ એસોસીએશન—W. E. A. ) સ્થપાયો. આ સંસ્થાએ આજ સુધીમાં પ્રૌઢ કેળવણીના કાર્યમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. પ્રૌઢ કેળવણીનું કામ મજૂરવર્ગે ઉપાડી લીધું તે પહેલાં કેટલીએક ધાર્મિક સંસ્થાઓ અને સમાજસેવકોએ ગરીબ લોકોને કેળવણી આપવાનો પ્રયત્ન બેશક કર્યો હતો.

પ્રૌઢ કેળવણીનો પ્રશ્ન મજૂરવર્ગે પોતાના હાથમાં લીધા પછી તેમણે વિદ્યાપીઠોનો સહકાર પણ મેળવ્યો અને રાજ્યના કેળવણી ખાતાએ પણ ધીમે ધીમે પોતાની મર્યાદામાં આ શિક્ષણનો સમાવેશ કરીને દ્રવ્યની મદદ આપવા માંડી. પછી તો સ્થાનિક સ્વરાજ સંસ્થાઓએ પણ આગળ પડી આ કેળવણીને આશરો આપ્યો. આજે કેળવણી ખાતાનાં અનેક મહત્ત્વનાં અંગો પૈકી પ્રૌઢ કેળવણી એક મહત્ત્વનું અંગ બની રહ્યું છે.

**પૈસો કે જ્ઞાન ?**

પ્રૌઢ કેળવણીનો ઉદ્દેશ મજૂરોની આવક વધારવાનો નથી; પરંતુ આજ સુધી જે બૌદ્ધિક કેળવણીથી તેઓ વંચિત રહેલ છે તે જ્ઞાન તેમને સંપડાવવાનો છે. બેશક કેટલીએક સંસ્થાઓ ઔદ્યોગિક દષ્ટિથી પણ કેળવણી આપે છે, પરંતુ આખી ચળવળનો મુખ્ય ઉદ્દેશ તો બૌદ્ધિક અને સંસ્કારિતાની વ્યાપક કેળવણી મજૂરોને આપીને તેમને સંસ્કારી બનાવવાનો છે. આવક વધવાનો અપરોક્ષ લાભ એથી મળતો હોય તો જુદી વાત છે, પણ મુખ્ય મુદ્દો તો જ્ઞાનાર્જન અને જિજ્ઞાસાની તૃપ્તિનો છે. આ દષ્ટિએ જોતાં વિદ્યાર્થી અવસ્થાની કેળવણી અને પ્રૌઢ કેળવણીમાં બહુ મોટો તફાવત છે.

ગઈ અરધી સદીમાં સામાન્ય સમાજમાં પણ પોતાના વ્યક્તિત્વનું ભાન જાગૃત થવા લાગ્યું છે. માત્ર મજૂર અથવા નોકરની જિંદગી ગાળવા માટે જ દુનિયામાં મનુષ્યનું અસ્તિત્વ નથી. દરેક વ્યક્તિમાં કેટલાએક ખાસ પ્રસુપ્ત ગુણો રહેલા છે, તેનો વિકાસ થવો જ જોઈએ; બુદ્ધિની કેળવણી, કળાઓની સમજણ તથા બીજા વ્યક્તિગત ગુણોનો વિકાસ કરવાની દરેક વ્યક્તિને અનુકૂળતા મળવી જ જોઈએ; વગેરે માન્યતાઓ પરત્વે જાગૃતિ આમજનતામાં સારા પ્રમાણમાં આવી છે.

લોકશાહીના આ જમાનામાં સાર્વજનિક પ્રશ્નો સંબંધમાં દરેક વ્યક્તિને પોતાનાં મંતવ્યો નક્કી કરવાં પડે છે. આજના રાજકીય,

આર્થિક, સામાજિક તેમ જ આંતરરાષ્ટ્રીય સંબંધોના પ્રશ્નો એવા ગૂંચવણ ભરેલા બની ગયા છે કે માત્ર વ્યવહારુ સમજણની મૂડીથી દરેક વ્યક્તિ આ પ્રશ્નો સમજી શકે નહિ; એ સંબંધે કેળવણી દ્વારા અમુક ભૂમિકા તૈયાર થવી જ જોઈએ. અર્થાત્ આ દૃષ્ટિએ પણ ઇતિહાસ, સમાજશાસ્ત્ર, રાજકારણ, નાગરિકશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોનું જ્ઞાન મેળવવાની ઉત્કંઠા હોવી દરેક વ્યક્તિને માટે અનિવાર્ય બન્યું છે.

આ પ્રૌઢ કેળવણીના મૂળભૂત ઉદ્દેશોમાં આર્થિક લાભના કરતાં કેળવણી વિષયક મહત્વાકાંક્ષા, બૌદ્ધિક જિજ્ઞાસા, નાગરિક તરીકેની જવાબદારીઓ તથા વ્યક્તિના હક્કોનું ભાન મહત્ત્વનાં ગણાય છે એ-

ગિ'ડ, વગેરે સસ્થાઓ મુખ્યત્વે છે કેટલાએક વર્ગો સાર્વજનિક સસ્થાઓ પણ ચલાવે છે માતૃસવ ( મધર્સ યુનિયન ), સ્ત્રીઓના સઘો ( વીમેન્સ ઇન્સ્ટીટ્યુટસ ), ગ્રામોદ્ધાર મડળો ( રૂરલ કોમ્યૂનિટી કાઉન્સીલો ) વગેરે અનેક મડળો મારફત સ્ત્રીઓ અને મજૂરોની કેળવણીનુ કામ ચાલે છે કેટલાએક શિક્ષણવર્ગો રાજકીય પક્ષો તરફથી પણ ચલાવવામા આવે છે ટૂકમા કહીએ તો મજૂરવર્ગ, વિદ્યાપીઠો, સ્થાનિક સ્વરાજસસ્થાઓ, ધર્મપીઠ ( ચર્ચ ), સાર્વજનિક સસ્થાઓ અને રાજકીય પક્ષો એમ અનેક વર્ગોએ પ્રૌઢ કેળવણીનું કામ ઉપાડી લીધુ છે. કેળવણી ખાતાની આ કામમા પૂરતી સહાનુભૂતિ છે, અને એકદર ખર્ચમાથી ઘણો મોટો હિસ્સો રાજ્ય તરફથી અપાય છે

**કેળવણીના પ્રકારો**

આ પ્રૌઢ કેળવણીમા પણ પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ એમ ત્રણે શ્રેણીના અભ્યાસક્રમો રખાયા છે વિદ્યાપીઠ તરફથી ચલાવાતા ટ્યૂટોરિયલ કલાસીઝનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે, અને ચોવીશ અઠવાડિયાનુ એક સત્ર ગણાય છે આ વર્ગોનુ શિક્ષણ ઊંચી કક્ષાનુ હોય છે તેનાથી ઊતરતા તથા ઉપલા દરજ્જાનુ શિક્ષણ અનુક્રમે પ્રેપરેટરી ટ્યૂટોરિયલ કલાસીઝ અને એડવાન્સ્ડ ટ્યૂટોરિયલ કલાસીઝ મારફત અપાય છે. એ અભ્યાસક્રમ એક વર્ષનો કે વધારે મુદતનો પણ હોય છે. ઉપરાત ત્રિમાસિક વર્ગો, ( ટર્મિનલ કોર્સીઝ ) વસતશાળાઓ ( સમર સ્કૂલ્સ ), રવિવાર શાળાઓ ( વીક-એન્ડ સ્કૂલ્સ ) વગેરે અનેક જાતના વર્ગો ચાલે છે એ બધાના અભ્યાસક્રમો વિદ્યાપીઠથી કઇક સહેલા હોય છે

જે સબધે ઉપર માહિતી આપી છે તે શિક્ષણવર્ગોનુ કામ તો નિયમિત રીતે ચાલે છે આ ઉપરાત ચર્ચામડળો, અભ્યાસમડળો, વાચનસઘો, વ્યાખ્યાનસત્રો, જુદા જુદા વિષયો અને જુદી જુદી કલાઓના અભ્યાસ અર્થે યોજેલા સઘો ( કલબ્ઝ ), રેડિયો દ્વારા વ્યાખ્યાનો, કેળવણી વિષયક ચિત્રપટો, વગેરે અનેક સાધનો દ્વારા પ્રૌઢ

કેળવણીને પ્રચાર દેશ આખામાં બહુ મોટા પાયા પર ચાલી રહ્યો છે. કેટલીએક વિદ્યાપીઠો અને મજૂરસંઘોએ વર્ષ કે છ મહિના કૉલેજમાં રહીને અભ્યાસક્રમ પૂરો કરી દેવાની ગોઠવણ પણ કરી છે.

**અભ્યાસક્રમ અને શિક્ષણપદ્ધતિ**

સામાન્ય રીતે શિક્ષણ આપવાનું કામ સ્વયંસેવક શિક્ષકો કરે છે. પણ આજને તબક્કે આનો વિસ્તાર એટલો વધી પડ્યો છે કે કેટલેક ઠેકાણે પગારદાર શિક્ષકો મારફત પણ વર્ગો ચલાવવામાં આવે છે.

પ્રૌઢ વયના મજૂરોને કયા વિષયો અગત્યના લાગે છે તે જાણવા જેવું છે. વિષયોની પસંદગીના ક્રમમાં આ યાદી ક્રમશઃ નીચે મુજબ છેઃ—સાહિત્ય, અર્થશાસ્ત્ર, ઔદ્યોગિક ઇતિહાસ, સામાન્ય ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, વગેરે. ઉપરાંત ચિત્રકલા અને સંગીતના વિષયો પણ લોકોને સારા પ્રમાણમાં ગમે છે.

વિદ્યાર્થીઓને ભણાવવાની અને પ્રૌઢ વયના લોકોને ભણાવવાની શિક્ષણપદ્ધતિમાં મોટો ફરક છે. મજૂર લોકોની ઉંમર વિદ્યાર્થીઓ કરતાં સાધારણ રીતે મોટી હોય છે; ભણ્યા ન હોય તોપણ દુનિયાનો અનુભવ શિક્ષકો કરતાં તેમને વધારે હોય છે. અર્થાત તેઓ ...

માર્ગદર્શકનું જ કામ કરે છે. વ્યાખ્યાનપદ્ધતિ કરતાં આ પદ્ધતિએ ભણાવવું અઘરું છે.

**થોડીએક સંસ્થાઓની માહિતી**

લંડનમાં ટોઇનબી હોલ નામે એક પ્રૌઢ કેળવણી આપનારું મોટું મંડળ છે. આ સંસ્થામાં ૧૯૩૩–૩૪ માં કરવામાં આવેલા શિક્ષણક્રમની થોડી માહિતી નીચે પ્રમાણે છે.—

ત્રૈવાર્ષિક શિક્ષણક્રમ—અર્થશાસ્ત્ર; માનસશાસ્ત્ર (લંડનની વિદ્યાપીઠ મારફત.)

એક વર્ષનો શિક્ષણક્રમ—સાહિત્ય અને નાટકો.

આધુનિક ભાષા—ફ્રેન્ચ, રશિયન અને સ્પેનિશ.

ત્રૈમાસિક શિક્ષણક્રમ—વિજ્ઞાન (આધુનિક વિજ્ઞાનની રૂપરેખા), ઇતિહાસ (બ્રિટનની મજૂરચળવળનો), ગૃહવિજ્ઞાન (સ્ત્રીઓ તથા પુરુષો માટે), આરોગ્યશાસ્ત્ર, લોકશાહી અને સામાજિક પ્રગતિ, વગેરે.

અન્ય વિષયો—સંગીત, ચિત્રકલા, હાથકારીગરી, માટીકામ, નૃત્યકલા, વગેરે.

વિવિધ સંઘો—સાહિત્યમંડળ, સંગીતમંડળ, ભાષામંડળ, કલામંડળ, વગેરે.

શહેરના મજૂરલત્તાઓમાં ‘ વર્કિંગ મેન્સ ઇન્સ્ટીટ્યૂટ ’ (મજૂર શિક્ષણસંસ્થા) નામે એક સંસ્થા ચાલે છે. અહીં મજૂરવિદ્યાર્થીઓને માટે ઉચ્ચ કેળવણીને લગતા મો જેટલા જુદા જુદા અભ્યાસક્રમો યોજાયા છે. આ સંસ્થાની સ્થાપના ૧૮૫૪માં ફ્રેડરિક ડેનિસન મોરિસ નામના ગૃહસ્થે કરી હતી. ૧૯૩૩–૩૪માં આ સંસ્થામાં શીખવાયેલા કેટલાએક વિષયોની યાદી ઉપરથી મજૂરો શું ભણે છે તેનો કંઈક ખ્યાલ આવી શકશે. આ રહી તે યાદી:—ઇતિહાસ, અર્થશાસ્ત્ર, પ્રાચીન ભાષા, કાયદાઓ, ફ્રેન્ચ જર્મન સ્પેનિશ ઇટાલિયન ડેનિશ વગેરે ભાષાઓ, ગણિત, વિજ્ઞાન, સંગીતકલા, નાટ્યશાસ્ત્ર, વગેરે.

મેરી વૉર્ડ સેટલમેન્ટ નામની પ્રૌઢ કેળવણીની એક જૂની સંસ્થા

લંડનમાં ચાલે છે. આ સંસ્થાની અનેક શાખાઓ છે, તેમાંની એક શાખા "પીપલ્સ કૉલેજ" (જનપદ વિદ્યાલય) નામની છે. આ કૉલેજમાં પણ ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજકારણ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન વગેરે અનેક વિષયો શીખવાય છે. તેમાંથી ઇતિહાસ અને અર્થશાસ્ત્રમાં શું શું શીખવાય છે તે આ નીચે આપેલા અભ્યાસક્રમ ઉપરથી જોઈ શકાશે:— (૧) આંતરરાષ્ટ્રીય રાજકારણની રૂપરેખા; (૨) ઇંગ્લાંડનો અર્વાચીન ઇતિહાસ; (૩) ઓગણીશમા સૈકાના લેખકો તથા કાર્યકર્તાઓ, (૪) મૂડીવાદની આજની સ્થિતિ; (૫) ઇજિપ્તમાં સંસ્કૃતિની શરૂઆત; (૬) સોવિયેટ રશિયાનું જીવન તથા તેની સંસ્થાઓ, વગેરે.

સાહિત્યના વિષયમાં નીચે પ્રમાણેનો અભ્યાસક્રમ હતો:—(૧) કાવ્યનો અર્થ; (૨) અંગ્રેજી નવલકથાઓ; (૩) આધુનિક સાહિત્યની વિશિષ્ટતાઓ; (૪) શેક્સપીઅરનાં સુખાંત નાટકો; (૫) વ્યવહારુ જ્ઞાન સામેનો વિરોધ (વર્ડ્ઝવર્થ, કોલેરિજ અને અનુયાયીઓ); (૬) જીવન અને સાહિત્ય; (૭) ગ્રંથોનો પરિચય, વગેરે.

**ભાવિ પ્રગતિની દિશા**

પ્રૌઢ કેળવણીની સંસ્થાઓ તથા તેમાં ભણનારની સંખ્યા વધી છે અને હજુ વધતી જ જાય છે. ૧૯૨૮માં ઉચ્ચ કક્ષાના ત્રૈવાર્ષિક અભ્યાસક્રમ શીખનારાઓની સંખ્યા ૧૦,૦૦૦ની હતી; બીજા જુદા જુદા વર્ગો અને અભ્યાસક્રમ પસંદ કરનારાઓની સંખ્યા ૧,૦૦,૦૦૦ની હતી. સને ૧૯૨૬–૨૭માં ખુદ લંડન શહેરમાં જ પ્રૌઢ શિક્ષણના ૨,૦૦૦ વર્ગો ચાલતા હતા.

પ્રૌઢ કેળવણીની બાબતમાં ચિત્રપટો અને ગ્રામોફોનનો ઉપયોગ કેવી રીતે કરી શકાય તેની વિચારણા અને તેને અંગેના પ્રયત્નો 'પ્રૌઢ શિક્ષણસંઘ' (બ્રિટિશ ઇન્સ્ટીટ્યૂટ ઓફ ઍડલ્ટ ઍજ્યુકેશન) નામની સંસ્થા કરી રહી છે.

આપણે ભૂલવું ન જોઈએ કે આ આખી ચળવળની શરૂઆત પ્રથમ લોકોએ કરી છે, અને સરકારની મદદ તો તેને પછીથી મળેલી

શરૂ થઈ છે. કેળવણીના ક્ષેત્રમાં જે વિવિધ પ્રકારની સાર્વજનિક સંસ્થાઓ કામ કરે છે તે ઉપરથી આપણે જોઈ શકીશું કે અંગ્રેજ પ્રજા પોતાની પ્રગતિ માટે કેટલી જાગૃત છે. અંગ્રેજ મજૂરવર્ગની બૌદ્ધિક કેળવણી પણ કેટલી ઊંચી કક્ષાની છે, તે પ્રૌઢ કેળવણીના જુદા જુદા અભ્યાસક્રમોની યાદી ઉપરથી આપણે જાણી શકીએ છીએ. એક સામાન્ય મજૂરની દૃષ્ટિ પણ આજે પોતાના ઘર અને કુટુંબની મર્યાદાઓ છોડી વિશાળ બનતી જાય છે. આ લોકોની કક્ષાએ હિંદે પહોંચવા સારુ કેટલા જબરા પ્રયત્નો કરવાની જરૂર છે તે વિચારી લઈ આ કાર્યમાં કમર કસવી પડશે.

## પ્રકરણ પંદરમું
## ખાસ બુદ્ધિમાનોની કેળવણી

**કેળવણીમાં વર્ગભેદ અને લોકશાહી**

કેળવણી અને અધિકાર પોતાના જ હાથમાં રાખી સામાન્ય જનસમૂહને તેથી અલિપ્ત રાખવાની નીતિનું અવલંબન જેના જેના હાથમાં સત્તા હોય તે વર્ગ કરે જ છે. દરેક દેશના ઇતિહાસમાં એ જ સાંપડે છે; આવી જોહુકમી માત્ર હિંદુસ્તાનમાં જ છે એમ માનવું એમાં ખાલી અજ્ઞાન જ છે. સત્તા, પૈસો અને કેળવણી એ ત્રણે બાબતો ઉપલા વર્ગમાંથી ધીમે ધીમે નીચલા વર્ગમાં પ્રસરતાં જાય એ જાતની સામાજિક પ્રક્રિયા બધા દેશોમાં અને સમાજમાં ધીમે ધીમે ચાલ્યા કરે છે. યુરોપના દેશોમાં એની શરૂઆત જરા વહેલી થઈ; હિંદુસ્તાનમાં એનાં પગરણ જરા મોડાં થયાં. ઈંગ્લાંડની કેળવણીના ઇતિહાસમાં આ તત્ત્વનું પાલન થતું બહુ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. ગયા સૈકામાં આખા યુરોપમાં જે સામાજિક વર્ગભેદ પ્રચલિત હતો તે કેળવણીના ક્ષેત્રમાં હજુ પણ કેટલાએક દેશોમાં ચાલુ છે. પ્રજામતવાદ—લોકશાહીના આજના યુગમાં હવે તે ધીમે ધીમે ભૂંસાતો જાય છે.

**સામાન્ય લોકોનો કેળવણીમાં પ્રવેશ**

ઇન્ગ્લાંડમાં સામાન્ય લોકોના બાળકો માટે માધ્યમિક કેળવણીનો લાભ મળવાની શરૂઆત ૧૯૦૨મા પસાર થયેલા કેળવણીના કાયદાને લીધે થઈ. તે પહેલાં પબ્લિક સ્કૂલો અને બીજી ખાનગી શાળાઓમાં તેમને કેળવણી લેવાની સગવડ હતી, પરંતુ તેનો લાભ સામાન્ય સ્થિતિના બાળકોને સામાજિક અને આર્થિક અગવડોને કારણે કોઈ રીતે મળી શકે તેમ નહોતુ. ૧૮૬૪માં માધ્યમિક કેળવણીની તપાસ અર્થે બે કમીશનો નિમાયાં હતા. તેમાના એક કમીશને સામાન્ય જનતાનાં બાળકોની માધ્યમિક કેળવણી અર્થે વિવિધ પ્રકારની શાળાઓ કાઢવાની સૂચના કરી હતી, પરંતુ તે તરફ કોઈનું વિશેષ ધ્યાન ખેંચાયુ નહોતું. પણ આમવર્ગમાં આવેલી સામાજિક તથા રાજકીય જાગૃતિને પરિણામે તેમના તરફથી પોતાનાં બાળકો માટે ઉચ્ચ કેળવણી મળવા માટે જોસભેર માગણીઓ થઈ રહી હતી; બીજી બાજુ આવી કેળવણીનાં દ્વારો બહુ સાંકડા હતાં, અને તેમાંથી માત્ર ધાર્મિક લક્ષ્મીનંદનોના બાળકો અથવા કુલીન ઉમરાવકુટુબનાં બાળકોને જ પ્રવેશ મળી શકે તેવુ હતું. આવી સંસ્થાઓની સખ્યા પણ પ્રમાણમા નાની હતી આવે વખતે ૧૯૦૨માં 'કેળવણીનો કાયદો' પસાર થયો. આ કાયદા અનુસાર માધ્યમિક કેળવણીની સંસ્થાઓ ખોલવાની જવાબદારી સ્થાનિક સ્વરાજ્યસસ્થાઓ પર મુકાઈ. આ રીતે છેક ચાલુ સૈકાની શરૂઆતમાં જ દેશના સામાન્ય લોકોને માધ્યમિક અને ઉચ્ચ કોટિની કેળવણી મળી શકે તેની સગવડ થઈ.

આમજનતાનાં બાળકોને માટે ઉચ્ચ કેળવણીનાં દ્વાર ખુલ્લાં મૂકવાથી એકદરે કેળવણીનો દરજ્જો હલકો પડી જશે એવી ભ્રાન્તિ તે વખતે અગ્રેજ લોકોના દિલમાં હતી. પરંતુ લોકોની માગણીનું જોર એટલું પ્રબળ હતુ કે ઉચ્ચ કેળવણી મેળવવાનો ઇજારો સમાજના વિશિષ્ટ વર્ગના હાથમાં જ રહે તે અશક્ય હતું. ગયા ત્રીસ વર્ષમાં માધ્યમિક કેળવણીમાં પહેલાં કરતાં ઘણો વધારો થયો છે.

**માધ્યમિક કેળવણીની સંસ્થાઓ**

માધ્યમિક કેળવણીની વિવિધ પ્રકારની સંસ્થાઓ ઇંગ્લાંડમાં અસ્તિત્વ ધરાવે છે. સંસ્થાઓની જુદે જુદે કાળે થયેલી સ્થાપના, સમાજના જુદા જુદા વર્ગો માટેની તેમની જરૂરિયાતો, કેળવણી આપવાના ભિન્ન ભિન્ન ઉદ્દેશો તેમ જ આ બધી સંસ્થાઓને એકધારી બનાવવા માટે તેમના પર નિયંત્રણ મૂકવાની કેળવણી ખાતાની નાખુશી, વગેરે અનેક કારણોને લઈને આ સંસ્થાઓના અનેક પ્રકારો બની ગયા છે. તોપણ આ બધાના વિભાગો પાડવા હોય તો તેમને ચાર વિભાગમાં વહેંચી શકાય: (૧) પબ્લિક સ્કૂલ્સ; (૨) ગ્રામર સ્કૂલ્સ અને હાઈસ્કૂલ્સ; (૩) ખાનગી જાતની અથવા અખતરાઓ માટે ચલાવાતી માધ્યમિક શાળાઓ; અને (૪) કાઉન્સીલો (તાલુકો, જિલ્લો અથવા ગ્રામસભા) તરફથી ચલાવાતી સેકંડરી સ્કૂલ્સ.

**પબ્લિક સ્કૂલ્સ**

ઈંગ્લાંડની શોભારૂપ સંસ્થાઓ તે છેક જૂના વખતથી સ્થપાયેલી પબ્લિક સ્કૂલ્સ છે. આ શાળાઓમાંથી મોટા મોટા મુસદ્દીઓ, કવિઓ, લેખકો, પરાક્રમી પુરુષો અને સમાજસેવકો નીકળ્યા છે. ઇંગ્લાંડમાં, હિંદુસ્તાનમાં અને આખા બ્રિટિશ સામ્રાજ્યમાં રાજ ચલાવનારી નોકરશાહી આ શાળાઓમાં શિક્ષણ લે છે. છેક જૂની પરંપરા ધરાવતી માત્ર સાત પબ્લિક સ્કૂલો છે; પરંતુ આજે એકંદરે આવી શાળાઓ લગભગ બસો જેટલી છે. આ શાળાઓમાં પૈસાદાર વર્ગનાં બાળકોને જ દાખલ કરવામાં આવે છે, તેથી નીચલા વર્ગના લોકોનો આ શાળાઓ પરત્વે ભારે કટાક્ષ છે. આ કારણે અંગ્રેજી સાહિત્યમાં આ શાળાઓની ભારે પ્રશંસા તેમ જ અતિશય નિંદા થતી વાંચી શકાય છે. એક ટીકાકારે 'ઇંગ્લિશ પબ્લિક સ્કૂલ્સ' ના નામ સબંધે ટીકા કરતાં કહ્યું કે આ શાળાઓ પોતાને ઇંગ્લિશ કહેવડાવે છે ખરી, છતાં ત્યાં અંગ્રેજી ભાષા કરતાં ગ્રીક અને લેટિન ભાષા પર જ વધારે ઝોક રહે છે; તેમના નામ સાથે પબ્લિક શબ્દ જોડાયેલો છે છતાં

તેઓ ખાનગી છે અને અમુક વિશિષ્ટ વર્ગનેજ તેમાં સ્થાન છે; અને એમનું નામ સ્કૂલ્સ હોવા છતાં ત્યાં ભણવા કરતાં રમવાની પ્રવૃત્તિ પર જ વધારે ધ્યાન આપવામાં આવે છે! આ શાળાઓ પરત્વે ગમે તેવી ટીકાઓ થતી હોય તોપણ ઈંગ્લાંડના સામાજિક, રાજકીય તેમ જ કેળવણીના ઇતિહાસમાં તેમનું મહત્ત્વનું સ્થાન છે એ વાત સ્વીકાર્યા વિના ચાલે તેવું નથી.

### ગ્રામર સ્કૂલ્સ અને હાઈસ્કૂલ્સ

ગ્રામર સ્કૂલ્સ અને હાઇસ્કૂલ્સ આપણા દેશની સાર્વજનિક હાઈસ્કૂલોના જેવી શાળાઓ છે. કાયમી ફંડ, દાનો અને સરકાર તરફથી મળતી ગ્રાંટમાંથી આ શાળાઓ ચાલે છે. પરંપરાની દૃષ્ટિએ આ શાળાઓ પબ્લિક સ્કૂલ્સ જેટલી જ જૂની છે; તેમને લોકાશ્રય ઉપર નભવાનું હોવાથી સામાજિક જાગૃતિ અને નવીન શિક્ષણનાં આંદોલનોની અસર તેમના પર થઈ છે; અર્થાત્ આ શાળાઓ પુરાણપ્રિય નહિ પણ પ્રગતિમાન રહી છે. અભ્યાસક્રમમાં સુધારો, સામાન્ય લોકોની કેળવણી માટેની સગવડો, કેળવણીનો દરજ્જો, વગેરે કારણે તેમણે સમાજમાં પોતાનું સ્થાન સારું જાળવી રાખ્યું છે.

### ખાનગી તથા પ્રયોગાત્મક શાળાઓ

ઉપરાંત એક ત્રીજા પ્રકારની ખાનગી શાળાઓ છે. આ પ્રકારમાં ખાનગી કમાણીની દૃષ્ટિએ વેપારી ગણતરીથી ચલાવાતી ખાનગી માલિકીની શાળાઓ, કોઈ ખાસ ધ્યેયને અનુલક્ષીને સ્વતંત્ર પ્રયોગ કરવા માટે ઊભી થયેલી શાળાઓ અથવા અન્ય કારણે પોતાનું વ્યક્તિત્વ—સ્વાતંત્ર્ય જાળવી રાખવા ઇચ્છતી શાળાઓનો સમાવેશ થાય છે. કેળવણીમાં જે નવા નવા વિચારોનાં મોજાં આવે છે, તેને અનુસરીને પ્રયોગો કરતી નવી ઢબની કેળવણીની સંસ્થાઓનો સમાવેશ પણ આ પ્રકારમાં જ થાય છે. આ શાળાઓ ઉપર સરકારી કેળવણી ખાતાનું નિયંત્રણ નથી, તેમ તેઓ સરકારી મદદની આશા પણ રાખતી નથી. કેળવણીમાં પ્રગતિ સાધવા માટે આવી જાતની સ્વતંત્ર

કરા નિયંત્રણ વિનાની શિક્ષણસંસ્થાઓ અત્યંત આવશ્યક છે, એવું અંગ્રેજ પ્રજા માને છે, અને સિદ્ધાંતની દૃષ્ટિએ તે સાચું છે. પોતાનાં બાળકોને પોતાને ગમતી શાળામાં મોકલવાનો અને વિશિષ્ટ પ્રકારની કેળવણી આપવાનો હક્ક દરેક વાલીને છે એવો બીજો સિદ્ધાંત પણ આ માન્યતાની પાછળ છૂપાયેલો છે.

**કાઉન્સીલની માધ્યમિક શાળાઓ**

ચોથો અને બહુ પ્રચલિત પ્રકાર તે કાઉન્સીલ (તાલુકો, જિલ્લો અથવા સ્થાનિક સ્વરાજસંસ્થા) ની માધ્યમિક શાળાઓનો છે. આ સંસ્થાઓની શરૂઆત સને ૧૯૦૨થી થઈ છે, તેથી તેમને પરંપરાનું પીઠબળ નથી. પણ તેનો એક લાભ એ થયો છે કે આ શાળાઓમાં સુધારાઓ જલદીથી દાખલ થઈ શકે છે. આ શાળાઓમાં સાર્વજનિક પ્રાથમિક શાળાઓમાંથી માફી મેળવીને આવેલા અથવા સામાન્ય લોકોનાં અરધી ફી આપનારા બાળકો ભણે છે. એમનો ખર્ચ લોકો પાસેથી લેવાતા કરમાથી અપાય છે; અરધુ ખરચ સરકાર તરફથી મળે છે અને અરધુ ખરચ સ્થાનિક સ્વરાજસંસ્થા તરફથી અપાય છે.

માધ્યમિક શાળાઓમા કાઉન્સીલની તેમ જ સાર્વજનિક હાઈસ્કૂલોનું પ્રમાણ મોટુ છે. ૧૯૩૧માં એકંદર ૧૨૧૮ શાળાઓ પૈકી ૭૨૦ કાઉન્સીલની, અને ૪૫૮ સાર્વજનિક હાઈસ્કૂલો હતી. આ બંને જાતની શાળાઓમાં કુલ ૭૪ ટકા વિદ્યાર્થીઓ ભણતા હતા. સહશિક્ષણની દૃષ્ટિએ જોતાં ૫૦૦ શાળાઓ માત્ર છોકરાઓ માટેની, ૪૮૫ માત્ર છોકરીઓ માટેની અને ૩૮૨ મિશ્રશાળાઓ હતી.

**કાઉન્સીલની શાળાનું ચિત્ર**

ઈંગ્લાંડની એક હાઈસ્કૂલનું વર્ણન બીજીને લાગુ નહિ પડે એ વાત સાચી છે. પરંતુ જુદી જુદી જાતની શાળાઓનો ખ્યાલ શબ્દો દ્વારા આપવાથી એકંદરે ઈંગ્લાંડની કેળવણી પદ્ધતિની માહિતી વધારે સારી રીતે આપી શકાશે.

પ્રાથમિક શાળાઓ કરતાં હાઈસ્કૂલનાં મકાનો દેખાવડાં છે, કેમકે

આ શાળાઓ હજુ હમણાં જ શરૂ થયેલી છે. પરંતુ શાળામાં દાખલ થનાંરેત આનંદ અને ઉત્સાહનું વાતાવરણ જામેલું ધાર્યા પ્રમાણેનું દેખાતું નથી; મુલાકાત લેનારને શાળાનું વાતાવરણ ગંભીર, કઠોર અને બહિર્ શિષ્ટાચાર ભર્યું ભાસે છે. શાળાની ભીંતો ખાલીખાલી અને જરા બિહામણી લાગે છે; ભીંતે નકશાઓ કે ચિત્રો ચોડીને રળિયામણી કે આકર્ષક બનાવવાનો પ્રયત્ન જણાતો નથી. વર્ગમાં એક કબાટ, એક ટેબલ, ખુરશી, છોકરાઓના બાંકડા અને કાળું પાટિયું એટલું જ સાહિત્ય દૃષ્ટિએ પડે છે; વર્ગમાં જગ્યા પણ વિદ્યાર્થીઓ સમાઈ શકે તેટલી જ હોય; મોકળાશ કે છૂટથી હલનચલન થઈ શકે તેવી વધારાની જગ્યા તેમાં હોતી નથી આપણે ત્યાં કૉલેજના પ્રોફેસરો પહેરે છે તેવા કાળા ઝભ્ભાઓ શિક્ષકો ત્યાં પહેરે છે; તેમના મોં પર ઉલ્લાસ કરતાં ગભીરતા છાયેલી જણાય છે, અને દુર્ભાગ્યે કોઈ ટાલ-વાળો શિક્ષક હોય તો આ ગંભીર–અભ્યાસી જડનામાં ઉમેરો થાય છે। વચ્ચે રજામાં છોકરાઓ વર્ગ બહાર છૂટા ફરતા હોય તોપણ તેમના હલનચલનમાં મોકળાશ–સ્ફૂર્તિ જણાતી નથી. દરેક સ્થળે શાંતિ, નિયમન, શિસ્ત, સભ્યતા અને પરંપરા સાચવવાની તત્પરતાનું ચોકસાઈથી આચરણ થતું આપણને દેખાઈ આવે છે. વિદ્યાર્થીઓ અકાળે પ્રૌઢત્વ પામ્યા જેવા લાગે છે; કિશોરાવસ્થાનો ઉલ્લાસ, તર-વરાટ, આનંદ, અસ્થિરતા વગેરે વૃત્તિઓને જાણે ઇરાદાપૂર્વક દાબી રાખી હોય એવો ભાસ આપણને થયા કરે છે. પ્રેક્ષકને આ રીતે અમેરિકાની અથવા રશિયાની શાળા તેમ જ ઇંગ્લાંડની શાળામાં ભારે મોટો તફાવત દેખાય છે.

**સામાજિક સ્વરૂપ**

કાઉન્સીલની શાળાઓ મોટે ભાગે ગરીબ અને મધ્યમ સ્થિતિ-વાળા લોકોની વચ્ચે હોય એમ લાગે છે. લંડનની એક શાળા મેં જોઈ તેમાં પાંચસો વિદ્યાર્થીઓ હતા; આમાંથી અરધા માફી અને બા-કીના અરધા વાલીઓની આર્થિક સ્થિતિના પ્રમાણમાં ઓછાવત્તે ઓછી

ફી આપનારા હતા. પરેપૂરી ફી ભરનારા વિદ્યાર્થીઓ સેંકડે ૨૫-૩૦ જેટલા ભાગે હશે. આ ઉપરથી વિદ્યાર્થીઓના વાલીઓની આર્થિક તેમ જ સંસ્કારિતાની દૃષ્ટિએ કેવી સ્થિતિ હશે તેનો ખ્યાલ આવી શકે છે. આ શાળાઓમાં વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને સતત જાણે કે ભાન રહે જ છે કે વરિષ્ઠ સમાજની સરખામણીએ પોતે એક ઊતરતા દરજ્જાની અને હલકી મનાતી શાળામાં છે. પોતાની શાળા બતાવતાં બતાવતાં એક શિક્ષકે મને કહ્યું: "પબ્લિક સ્કૂલ્સ અમારા તરફ સામાજિક તુચ્છતાની દૃષ્ટિએ જુએ છે. બ્રિટિશ તેમ જ ઇન્ડિયન સિવિલ સર્વિસ માટેના ઉમેદવારો તેમની શાળાઓ મારફત કેળવવામાં આવે છે. તમારા હિંદુસ્તાનમાં જ્ઞાતિભેદ છે, તો અમારે ત્યાં શિક્ષણમાં પણ જ્ઞાતિભેદ છે." વિદ્યાપીઠની કેળવણી સારુ અહીંના વિદ્યાર્થીઓ ઓક્સફર્ડ-કેમ્બ્રીજ જેવી જૂની વિદ્યાપીઠોમાં જતા નથી. પરંતુ નવી સ્થપાયેલી વિદ્યાપીઠોમાં ભણવા જાય છે. ત્યાંના અધ્યાપકો પણ એ નવી વિદ્યાપીઠોમાં જ તૈયાર થયેલા હોય છે. એથી ઊલટું પબ્લિક સ્કૂલ્સ અને ખાનગી શાળાઓનો ઓક્સફર્ડ-કેમ્બ્રીજની વિદ્યાપીઠો સાથે નિકટનો સંબંધ રહે છે. આ રીતે શિક્ષકોની કૉલેજની કેળવણી તથા વિદ્યાર્થીઓની ઉચ્ચ કેળવણી એ બંને દૃષ્ટિએ કાઉન્સીલની શાળાઓ પબ્લિક સ્કૂલ્સથી જુદી પડે છે. અર્થાત્ બિચારી શિક્ષકોના મોંમાંથી જાણેઅજાણે પણ નિરાશાના ઉદ્‌ગારો નીકળી જાય એ સ્વાભાવિક છે. "આ શાળામાંથી કોઈ વિદ્યાર્થી જો ભૂલેચૂકે પણ કદાચ ઓક્સફર્ડ-કેમ્બ્રીજમાં ભણીને ઉત્તીર્ણ થાય તોપણ સિવિલ સર્વિસમાં સ્થાન મળવું તેને માટે સંભવિત નથી. એણે કેળવણી કાઉન્સીલની શાળાઓમાં લીધી છે, પબ્લિક સ્કૂલ્સમાં નહિ, એ હકીકત આખો જન્મારો તેને નડ્યા કરવાની." અને છતાં દરેક અંગ્રેજ એમ માન્યા જ કરે છે કે પોતાના દેશની કેળવણીની પ્રણાલિ દુનિયામાં સૌથી શ્રેષ્ઠ છે. જેમકે ઉપલા ભાઈએ જ મને કહેલું: "અમેરિકાની કેળવણી પદ્ધતિ કરતાં અમારી પદ્ધતિ બેશક

ઊંચી જાતની છે." વાદવિવાદમાં આવાં વિધાનો કેટલાં ટકી શકશે તેનો વિચાર કર્યા વિના અમુક બાબતો તો તેઓ નક્કી જ કરી રાખે છે. ઉપલી શાળાના મુખ્ય અધ્યાપકને જ્યારે મેં પૂછ્યું કે "તમારે ત્યાં કોઈ શિક્ષણ વિષયક પ્રયોગો, નવી સુધારણાઓ, વગેરે કરો છો કે નહિ?" ત્યારે તેમણે જવાબ આપ્યોઃ "શિક્ષણક્રમમાં ફેરફાર કરવાનો અમે પ્રયત્ન કરતા નથી. અમારે ત્યાં ડૉલ્ટન પદ્ધતિ કે એવું કશું નથી. અમને કાંઈ ફેરફાર કરવાની આવશ્યકતા પણ લાગતી નથી. અમારી ચાલુ પદ્ધતિએ છોકરાઓ વિદ્યાપીઠના પ્રવેશ અર્થે સારી રીતે તૈયાર થઈ શકે છે, તેમ જ અમારે ત્યાંથી પ્રામાણિક અને કાયદાનું પાલન કરનારા સારા નાગરિકો પાકે છે." આવી પરિસ્થિતિમાં —આવી આત્મસંતુષ્ટ વૃત્તિમાં સુધારાને ક્યાં સ્થાન રહે?

**ચુનંદા વિદ્યાર્થીઓની પસંદગી અને વર્ગીકરણ**

દર વર્ષે શાળામાં દાખલ થવા માટે ચારસો બાળકોની અરજીઓ આવે તો તેમાંથી સોને એટલે ચોથા ભાગની સંખ્યાને દાખલ કરવામાં આવે છે. પહેલાં એક પ્રવેશપરીક્ષા લેવાય છે, અને તેમાં પરિણામ પ્રમાણે ત્રણ વર્ગો પાડવામાં આવે છે. અને દુર્ભાગ્યની બિના એ છે કે આ જાતના પહેલો, બીજો, ત્રીજો એવા વર્ગો વિદ્યાર્થીના કપાળમાં શાળાનો અભ્યાસ પૂરો થતાં સુધી ચોટેલા રહે છે! બુદ્ધિના પ્રમાણમાં આ વર્ગોના અભ્યાસક્રમમાં પણ ફેરફાર હોય છે. 'પરીક્ષા અને પસંદગી' એ ઇંગ્લિશ પદ્ધતિનું સૂત્ર છે. વિદ્યાર્થીના પહેલો, બીજો અને ત્રીજો એવા કાયમી વિભાગો શાસ્ત્રીય દૃષ્ટિએ સમર્થન થઈ શકે એવા છે કે નહિ એ એક પ્રશ્ન છે. કોઈ એક વિષયમાં વિદ્યાર્થીને પહેલો વર્ગ મળ્યો તો દુનિયામાં બધે તેનો વર્ગ પહેલો જ હોય, અને ત્રીજીવાળાનો ત્રીજો જ હોય એવો અનુભવ આપણને થાય છે? એક વિષયમાં ત્રીજા વર્ગમાં ગણાય તેવો વિદ્યાર્થી અન્ય કોઈ વિષયમાં પહેલા વર્ગમાં પણ આવી શકે છે. પરંતુ માત્ર બુદ્ધિના વિષયમાં ત્રીજા વર્ગમાં રહે માટે દુનિયામાં સર્વત્ર તે ત્રીજા વર્ગમાં જ રહે એવી યોજના

ઘડવી માનસશાસ્ત્રની દૃષ્ટિએ અયોગ્ય અને નિંદ્ય છે. આવા માણસને હમેશા પોતના હલકાપણાનુ ભાન રહ્યા કરે છે. માનસિક આરોગ્ય (મેન્ટલ હાઇજિન)ની દૃષ્ટિએ આ પદ્ધતિ અનિષ્ટ છે.

**પરીક્ષા અને શિક્ષણપદ્ધતિ**

ભણાવવામાં તેમ જ અભ્યાસક્રમમાં પરીક્ષાની તૈયારી કરવા તરફ વધારે ધ્યાન અપાય છે. આ બાબતમા તો આપણે પણ ઇંગ્લાંડનું અનુકરણ કર્યું છે એટલે પરીક્ષાપદ્ધતિનાં માઠાં પરિણામો બધે ઠેકાણે સરખા જ આવેલા છે. આ સંબંધે પ્રો. પર્સી નન લખે છે: "શિક્ષણ-પદ્ધતિ અને અભ્યાસક્રમ ઉપર પરીક્ષાઓની ભારે અસર થઈ છે... પરીક્ષાપદ્ધતિમાં સુધારા કરીને તેને વધારે પદ્ધતિસર બનાવ્યાથી શાળાઓ પર તેનું વધારે ખરાબ પરિણામ આવ્યું છે....ખાસ કરીને મધ્યમ સ્થિતિની શાળાઓમા ખરું જ્ઞાન મેળવવા કરતાં પરીક્ષા માટેનો અભ્યાસ પૂરો કરવાની ઉતાવળ અને ચિંતા જ વધારે પ્રમાણમાં માલૂમ પડે છે." દરેક શાળામા કોઈ એકાદ વિષય તરફ વધારે ધ્યાન આપવામાં આવે છે. પહેલા ધોરણમાં જે શિક્ષક એક વિષય ભણાવતો હોય, તે ચાર ધોરણો સુધી તે જ વિષય ભણાવીને પૂરો કરે છે. ગણિત અને ભૂમિતિના ક્લાસોમાં સુતારીકામ અને રેખાકલાના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે; પરંતુ હાથની તાલીમ આપવા તરફ માધ્યમિક શાળાઓએ બહુ લક્ષ આપ્યું નથી, એ ચોખ્ખું જોઈ શકાય છે. અન્ય બુદ્ધિના વિષયોની કેળવણીના પ્રમાણમાં હાથની તાલીમના વિષયો ઊતરતા દરજ્જાના મનાય છે.

કાઉન્સીલની શાળાઓમાં ગ્રીક અને લેટિનના શિક્ષણ કરતાં ફ્રેન્ચ, જર્મન, ગણિતશાસ્ત્ર, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અંગ્રેજી વગેરે અર્વાચીન વિષયો પર વધારે ઝોક રખાય છે. આ શાળાઓ નવી છે, તેથી તેમને અર્વાચીન વિષયોનું શિક્ષણ વધારે ગમે છે. આ શાળાઓના વિદ્યાર્થીઓ સામાન્ય વર્ગના લોકોમાંથી આવે છે ખરા, પરંતુ છેલ્લી પરીક્ષામાં બીજી જાતની શાળાઓ કરતાં તેમનાં પરિણામો સારાં આવે

-છે. સમાજના નીચલા વર્ગમાંથી વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણ લેવા આગળ આવશે તો એકંદરે અભ્યાસનું ધોરણ નીચું ઊતરી જશે એવી જે બીતિ અંગ્રેજ કેળવણીપંડિતોને લાગતી હતી તે આજ સુધીના અનુભવે બિનપાયાદાર ઠરી છે; ઊલટું આ વિદ્યાર્થીઓ જ બીજાઓના કરતાં ઉચ્ચ દરજ્જાના નીવડ્યા છે. કૉલેજની કેળવણી લેવા માગતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાં આ વર્ગના વિદ્યાર્થીઓનું પ્રમાણ લગભગ પાંસઠ ટકાનું હોય છે.

**'ધી ગ્રેટ પબ્લિક સ્કૂલ્સ'**

બ્રિટિશ સામ્રાજ્ય ચલાવનારા પુરુષો જ્યાં પાકયા છે એમ મનાય છે એવી પ્રસિદ્ધ શાળાઓને 'પબ્લિક સ્કૂલ્સ' કહેવામાં આવે છે. આ શાળાઓની મુલાકાત લેવાનું બનવું બહુ અઘરું છે. કદાચને કોઈને મુલાકાત લેવાની પરવાનગી મળે તોપણ શાળા સંબંધેની બધી વિગતવાર ઝીણી ઝીણી હકીકતો અને માહિતીઓ ખુલ્લા દિલથી આપવામાં આવતી નથી; અનેકનો આવો અનુભવ છે. આ શાળાઓનું ખાનગી સ્વરૂપ, તેમના પર થતી અનેક ટીકાઓને કારણે મુલાકાતીઓની પક્ષપાતી દૃષ્ટિ, અને શિક્ષણની બાબતમાં બહારના માણસની ચાંચ ન બુડાડવા દેવા માટે સંચાલકો તરફથી લેવાતી કાળજી, વગેરે અનેક કારણોને લઈને એવી માન્યતા લોકોમાં બંધાવાનો સંભવ છે. પરંતુ આવી માન્યતા પ્રચલિત છે એ તો સાચી જ વાત છે.

**પસંદગીના વિદ્યાર્થીઓને જ દાખલ કરવા**

લંડન શહેરથી અરધા કલાકને અંતરે 'હૅરો ઑન ધી હિલ' નામની એક ઇતિહાસપ્રસિદ્ધ પબ્લિક સ્કૂલ છે. આ સંસ્થા એક ઊંચી ટેકરી ઉપર કુદરતી રીતે જ સુંદર સ્થાન વચ્ચે આવેલી છે. તેનો વિસ્તાર ચારસો એકરમાં છે. આ શાળા એટલે એક નાનીશી વસાહત અથવા જાગીર છે એમ કહી શકાય. દેશનાં અનેક સ્થળોએથી અહીં વિદ્યાર્થીઓ આવે છે. તેઓ ખાનદાન કુટુંબના અને પૈસાદાર વર્ગમાંથી હોય છે. દીકરાનો જન્મ થાય કે તરત જ આ શાળામાં

દાખલ થવા માટે તેનું નામ નોંધાવાય તો જ તેને ભવિષ્યમાં ભણવાનો અવકાશ–જગ્યા મળે, એટલી તેની લોકપ્રિયતા છે. કેટલાંએક કુટુંબો વંશપરંપરા આ શાળાનું જ શિક્ષણ લીધું હોય એવાં છે; જે ઓરડીમાં દાદો રહ્યો હોય તેમાં બાપ પણ રહ્યો હોય, ને બાપની ઓરડીમાં જ દીકરો ભણ્યો હોય; અને પોતાને પુત્ર થતાં પણ એ જ ઓરડી માટે તેનો હક્ક રજૂ કરવામાં આવે. અને એ જ ઓરડી તેને ન મળે તો તે ભણવા પણ ન આવે! અર્થાત્ આવાં ચોક્કસ કરેલાં કુટુંબો અને તેના પરિવાર સિવાય કોઈ ગરીબ વિદ્યાર્થીને (બુદ્ધિમાં સાક્ષાત્ બ્રહ્માના અવતાર જેવા હોય તોપણ) આ શાળામાં સ્થાન મળતું નથી! ઇંગ્લાંડની કેળવણીમાં જે જન્મસિદ્ધ જાતિભેદ રહેલો છે તે આનું નામ.

**ઇંગ્લિશ વાતાવરણ**

આ શાળાનાં મકાનો ખૂબ વિશાળ, સુંદર અને હવા ઉજાસવાળાં છે. સાધનસામગ્રીની વિપુલતા તો હોય જ. મકાનોમાં જૂના ભાગો અને તેની પરંપરા સાચવી રાખવાની ખૂબ કાળજી રખાય છે. જેમકે ૧૬૦૦ સાલનો એક સાવ જૂના વર્ગનો ઓરડો ખૂબ જતનપૂર્વક સાચવી રાખેલો છે. લાકડાની ભારે જબરી પાટલીઓ પણ આજે ઘસાઈ ગયેલી છે. લાકડાની ભીંતોમાં જૂના વિદ્યાર્થીઓએ ચાકુ વડે પોતાનાં નામો અમર કરી રાખ્યાના નમૂના છે, જેમાં બાયરન અને શેરીડન જેવાઓના વિદ્યાર્થિઅવસ્થાના હસ્તાક્ષરોના નમૂના છે. જુદે જુદે સ્થળે જૂના વિદ્યાર્થીઓનાં નામોની કોતરેલી તખતીઓ ચોડેલી છે. દેશના ઘડતરમાં આ શાળાના જે જૂના વિદ્યાર્થીઓમાંથી કોઈ મુખ્ય પ્રધાન, કોઈ રાજકારણી પુરુષ તો કોઈ સેનાપતિ થયા છે, તેમના સ્મારકો ઊભાં કરેલાં છે. જે વિદ્યાર્થીઓએ ગયા મહાયુદ્ધમાં ભાગ લીધો હતો તેમનું એક સ્વતંત્ર સ્મારક પણ કરેલું છે. ટૂંકમાં છેલ્લાં ત્રણ સૈકાંઓનો જીવંત ઇતિહાસ અહીં મૂર્તિમંત નજરે ચડે છે, અને એના વાતાવરણમાં વિદ્યાર્થીઓ ચોવીશે કલાક રહે છે. એથી

વધારે મોટી બીજી કઈ કેળવણી જોઈએ ?

આ શાળામા દરેક વિદ્યાર્થીએ ખાસ યુનિફોર્મ (ગણવેશ) રાખવાનો હોય છે. જાંબલી રંગનો કોટ, ઘેરા રંગની પાટલૂન, કાળી નેકટાઈ અને ખડની બેસા ઘાટની હેટ, એ જાતનાં કપડાં નાનેથી મોટા દરેક વિદ્યાર્થી પહેરે છે. દરેક શાળા માટે આવા ખાસ પોશાકો જુદા જુદા હોય છે મોનીટરો, ક્રિકેટ ટીમના ખેલાડીઓ, વગેરે માટેની જુદી જુદી નિશાનીઓ હોય છે. અહીં નવ વર્ષથી અઢાર વર્ષની ઉમર સુધીના વિદ્યાર્થીઓ ભણે છે.

**નેતા તરીકેની અનુભવ દ્વારા કેળવણી**

આ શાળાઓની ખરી કેળવણી વર્ગમાં નહિ પરંતુ છાત્રાલયમાં અને રમતનાં મેદાનોમાં મળે છે. પચાસથી એશી વિદ્યાર્થીઓનુ એકેક નિવાસગૃહ હોય છે; સાથે એકેક ગૃહપતિ સહકુટુંબ રહે છે. આંતર્ વ્યવસ્થાની દૃષ્ટિએ વિદ્યાર્થીઓમાં અધિકારની પાયરીઓ હોય છે; આવા અધિકારી મોનીટરો કહેવાય છે. બધી વ્યવસ્થા તેમને હસ્તક હોય છે કોઈ ભૂલ થઈ જાય તો મુખ્ય અધ્યાપક બધા મોનીટરોને બોલાવીને જવાબદારી તેમને માથે મૂકે છે. દરેક વિદ્યાર્થી પોતે મોનીટર થવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. તે પહેલાં ઉમેદવારી કરવી પડે છે. આ અનુભવની કેળવણી દ્વારા નેતાઓ અને અમલ ચલાવનારા (ગવર્નિંગ ક્લાસ) અમલદારો પેદા થાય છે, એવી અંગ્રેજોની માન્યતા છે. રમતના મેદાનો પર પણ આજ્ઞાપાલન, નેતૃત્વ અને સહકારની તાલીમ મળે છે. લાંબી રજાઓ દરમિયાન વિદ્યાર્થીઓ દુનિયાના જુદા જુદા ભાગોમાં મુસાફરી અર્થે તેમ જ ભૌગોલિક તથા અન્ય શાસ્ત્રીય સંશોધન અર્થે પ્રવાસે જાય છે દક્ષિણધ્રુવના શોધક કૅપ્ટન સ્કોટની ટુકડીમાના એક પ્રવાસીની સરદારી નીચે પબ્લિક સ્કૂલ્સના કેટલાએક વિદ્યાર્થીઓ ફિનલૅંડ અને લૅપલૅંડના ભાગોમા પ્રવાસ કરવા ગયા હતા. ત્યારથી વિદ્યાર્થીઓમાં આવા સંશોધનાત્મક પ્રવાસોનો રસ જામ્યો છે, અને બધી પબ્લિક સ્કૂલ્સના વિદ્યાર્થીઓનું સને ૧૯૩૩માં એક

"પબ્લિક સ્કૂલ્સ સંશોધક પ્રવાસીમંડળ" (એક્સ્પ્લોરિંગ સોસાયટી) નામનું મંડળ સ્થપાયું છે. આ રીતે ઇંગ્લાંડના નેતાઓ દેશભક્તિની શાબ્દિક કેળવણી દ્વારા નહિ પણ અનુભવ દ્વારા મળતી કેળવણી લઇને પેદા થાય છે.

**અભ્યાસક્રમમાં ખાસ વિશિષ્ટતા નથી.**

અહીંના અભ્યાસક્રમોમાં કોઈ ખાસ વિશિષ્ટતા નથી. માધ્યમિક કેળવણીનો સામાન્ય અભ્યાસક્રમ તૈયાર કરાવવામાં આવે છે. લેટિન ભાષા ફરજિયાત અને ગ્રીક ભાષા વિકલ્પે લેવાની હોય છે. શિક્ષણ-પદ્ધતિમાં ખાસ નવીનતા નથી. વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા નાની હોય છે, અને સાધનોની વિપુલતા હોય છે એટલે પ્રત્યક્ષ અનુભવની કેળવણીમાં મદદ રૂપ થાય છે. આ શાળામાં એક ચિત્રકલાનો સ્ટૂડિયો તથા એક વર્કશોપ પણ છે. કારખાનામાં દરેક વિદ્યાર્થીને સુતારીકામ શીખવું પડે છે, જોકે એની શરૂઆત તાજેતરમાં જ થઈ હશે. અગાઉ પ્રાચીન ભાષાઓના શિક્ષણ ઉપર આ શાળાઓ વધારે ઝોક રાખતી. રમતોમાં અને તેને અંગેની હરીફાઈઓમાં પણ વિદ્યાર્થીઓનો ઘણો વખત જતો. સ્ટાના મુખ્ય અધ્યાપક અને ઇંગ્લાંડના એક આગેવાન કેળવણીકાર મી. સિરિલ નોરવુડ કહેતા હતા: "હાલમાં અભ્યાસક્રમને અર્વાચીનતા તરફ લઈ જવાનું અને તેમાં ઉપયોગી વિષયોનો સમાવેશ કરવાનું વલણ થતું જાય છે." મેં પૂછ્યું: "તેમ થવાથી કેળવણી અતિશય વહેવારુ બની ગયાનો આક્ષેપ નહિ આવે?" તેમણે તુરત જવાબ આપ્યો: "ના, એવો ભય નથી. શાળાઓનું અત્યાર સુધી રમતો તરફ વિશેષ ધ્યાન હતું, અમે ધીરે ધીરે તેને અભ્યાસાભિમુખ બનાવી શક્યા છીએ."

**ગુરુકુળો અને પબ્લિક સ્કૂલ્સ**

બહારથી દેખાતી વિશિષ્ટતાઓ બાજુ પર રાખીએ તો ગુરુકુળો અને પબ્લિક સ્કૂલ્સમાં મૂળભૂત સિદ્ધાંતો સરખા જ છે. વિદ્યાર્થીઓને ખાસ વિશિષ્ટ વાતાવરણમાં રાખીને કેળવવાનો ઉદ્દેશ બંનેમાં

સમાન છે, પરંતુ ગુરુકુલોની સાદાઈ પબ્લિક સ્કૂલ્સમાં નથી, કેમકે તે શાળાઓની હસ્તી જ પૈસાદારના બાળકોની કેળવણી માટે છે. ગુરુકુળોનો ઝોક વિદ્યાર્થીઓમાં આધ્યાત્મિક વૃત્તિ જગાડવાનો છે, આ શાળાઓ સામ્રાજ્યનિષ્ઠા, રાષ્ટ્રીય સ્વભાવ અને અંગ્રેજ પણ પણા વિષેના અભિમાન ઉપર વધારે ભાર આપે છે બંનેનો ઉદ્દેશ ચારિત્ર્યનું ઘડતર કરવાનો છે પરંતુ ગુરુકુળો ચારિત્ર્યનો અર્થ આધ્યાત્મિક અને નૈતિક દૃષ્ટિએ વ્યક્તિવિકાસ એવો કરે છે, જ્યારે પબ્લિક સ્કૂલોમાં તેનો અર્થ વિશિષ્ટ રાષ્ટ્ર, સમાજ અને નીતિ વિષેનું અભિમાન જગાવવાનો છે એકમાં આધ્યાત્મિક ભાવ છે, બીજામાં રાષ્ટ્રીય ભાવ છે; એકનું વલણ આધ્યાત્મિક જીવન તરફ છે, બીજાનું વલણ ભૌતિક અને દુન્યવી જીવન તરફ ઢળતું છે

**અંગ્રેજોની ટીકા**

પબ્લિક સ્કૂલ્સની વાર્ષિક ફી રૂ ૨૦૦૦ થી ૪૦૦૦ સુધીની દરેક વિદ્યાર્થી દીઠ હોય છે અર્થાત્ આટલી રકમ દરેક બાળક પાછળ ખર્ચનાર વાલી વિશિષ્ટ વર્ગમાંથી જ હોય ખુદ અંગ્રેજ લોકોનો જ આ શાળાઓ વિષે આક્ષેપ છે કે તેઓ સમાજમાં ઉપના અને નીચના વર્ગનો ભેદ-દૃઢ સતત જાગ્રત રાખે છે આ શાળાના ખાસ વાતાવરણમાં જ વિદ્યાર્થી બાળપણથી જ સામાન્ય જનતાથી દૂર અસ્પૃશ્ય રહીને જ ઊછરે છે, અર્થાત્ બહુજનસમાજ કેવો હોઈ શકે તેના અનુભવજ્ઞાનથી તે વંચિત રહે છે પરિણામે એને વિષે આ ઉપના વર્ગના ગણાતા લોકોને સહાનુભૂતિ કે મમતા ઉત્પન્ન થતા નથી

આ આક્ષેપ ટાળવા સારુ સાર્વજનિક શાળાઓના વિદ્યાર્થીઓ સાથે ભળવાના કાર્યક્રમો, મજૂરવસ્તીઓમાં સ્વયંસેવક તરીકેના કામો, બાનતીર સંઘો, વગેરે દ્વારા પ્રયત્નો ચાલે છે છતાં પબ્લિક સ્કૂલ્સ પૈસાદારના બાળકો માટે અને કાઉન્સીલ સ્કૂલ્સ ગરીબવર્ગના બાળકો માટે છે એ ભેદ લોકોના દિલમાંથી ખસેડી શકતો નથી, લોકો એ ભૂલી જઈ શકતા નથી

:

આ શાળાઓ ઉપર કેળવણી ખાતાનું નિયંત્રણ છે નહિ; જોકે કેટલાએક સંચાલકો સ્વેચ્છાથી પોતાની શાળાઓની તપાસ ખાતા પાસે લેવડાવે છે. કેળવણીની દૃષ્ટિએ કેટલીએક શાળાઓ પ્રગતિમાન છે; અભ્યાસક્રમ અને શિક્ષણપદ્ધતિમા સુધારા દાખલ કરવાના પ્રયત્નો પણ કેટલીએક પબ્લિક સ્કૂલોએ કર્યા છે. છતા કેટલીએક છેક પુરાણમતવાદી છે. આ શાળાઓની સખ્યા એકંદરે લગભગ ૨૦૦ની છે.

**નવીન કેળવણીનાં ધામો**

જે શાળાઓની અસર ભવિષ્યમા ઇંગ્લિશ કેળવણી ઉપર પડવાની છે, એ શાળાઓ ખાનગી અને સ્વતત્ર શાળાઓની કોટિમાં આવે છે. આ શાળાઓ પર કેળવણી ખાતાનુ કશુ નિયત્રણ નથી, તેઓ સરકારી મદદ પણ લેતી નથી. કેટલાક વિશિષ્ટ સિદ્ધાંતોના પાલન અર્થે અથવા કેળવણી વિષયક અખતરાઓ સારુ આ શાળાઓ ચાલે છે. સામાન્ય રીતે એમ કહી શકીએ કે પૈસાદાર લોકો માટે જેમ પબ્લિક સ્કૂલ્સ છે, તેવી રીતે બુદ્ધિજીવી, મધ્યમ વર્ગ અને ઉચ્ચ વર્ગના લોકો માટે આ ખાનગી શાળાઓ છે. પૈસાને કારણે, કોઈ સામાજિક કારણે અથવા કોઈ સિદ્ધાંતને કારણે જે વાલીઓ પોતાનાં બાળકોને પબ્લિક સ્કૂલ્સ અથવા તો કાઉન્સીલ સ્કૂલ્સમાં મોકલવા માગતા નથી, તેમને સારુ આ મધ્યમ વર્ગની શાળાઓ ચાલે છે. આ શાળાઓના સચાલકો ઉદાર વૃત્તિના, શાંતિવાદી, કેળવણીના નવા સિદ્ધાંતો ઉપર શ્રદ્ધાવાળા અને ધ્યેયવાદી છે.

આ શાળાઓમાં દાખલ થતાં જ નવા વાતાવરણમાં પેઠા હોઈએ એવું લાગે છે. સુંદર કુદરતની વચ્ચે સ્થાન, મોટું રમતનું મેદાન, સ્વયસ્ફૂર્તિ અને આનદથી રમતા ખેલતા વિદ્યાર્થીઓ, તથા ઉલ્લાસભર્યા શિક્ષકો અને વિદ્યાર્થીઓ પહેલી જ ક્ષણે પ્રેક્ષકનું ધ્યાન ખેંચે છે. વર્ગોમાંનુ સાહિત્ય ફેરવી શકાય તેવુ હોવાથી વર્ગમાં છૂટથી ફરવા માટેની ગોઠવણ ગમે ત્યારે કરી શકાય છે. આર્ટ સ્ટૂડિયો, વર્કશોપ, પુસ્તકાલય, પ્રયોગશાળા વગેરે સ્થળે વિદ્યાર્થીઓ હોંશે હોંશે પોતે

પસંદ કરેલાં કામો કરતા જ હોય છે. એક શાળાના સંચાલક કહેતા હતાઃ "અમારી શાળાનું બધું કામ પુસ્તકાલય, પ્રયોગશાળા અને કલામંદિરમાં જ લગભગ ચાલે છે."

**છૂટવાળું વાતાવરણ**

આ શાળાઓની વિશિષ્ટતા પણ તેમના અભ્યાસક્રમમાં નહિ, પરંતુ ત્યાંના વાતાવરણમાં અને વર્ગ બહાર ચાલતી પ્રવૃત્તિઓમાં રહેલી છે. એક વિદ્યાર્થી કહેતો હતોઃ "અમે અહીં માસ્તરોને 'સર' અથવા 'સાહેબ' કહીને બોલાવતા નથી, પરંતુ તેમના કુટુંબમાં જે રીતે બોલાવાતા હોય તે નામે બોલાવીએ છીએ." એક બીજી શાળાના સંચાલક કહેતા હતાઃ "અમારી શાળાની કેળવણી પદ્ધતિનું બ્યાન શબ્દો દ્વારા આપવું મુશ્કેલ છે. અમારી કેળવણી વિશિષ્ટ પ્રકારના અભ્યાસક્રમમાં નથી. અમારી વિશિષ્ટતા અહીંના વાતાવરણમાં જે ચેતન ભર્યું છે તેમાં છે." આમાંથી કેટલીએક શાળાઓ છાત્રાલયવાળી અને કેટલીએક છાત્રાલય વિનાની છે. વાસણ માંજવાં, પીરસવું વગેરે પોતાનાં કામો વિદ્યાર્થીઓ જાતે જ કરે છે. અહીં ખરેખર વિદ્યાર્થિસ્વરાજ હોય છે. નિયમનમાં કડોરતા નથી. વિદ્યાર્થીઓ અને શિક્ષકોના પરસ્પરના સંબંધો છૂટભર્યા હોય છે. અહીં મુલાકાત લેનારને પણ શાળા ખૂબ મમતાથી બતાવવામાં આવે છે. આ ભાવના બીજી શાળાઓમાં જણાતી નથી. આમાંની કેટલીએક શાળાઓમાં સહશિક્ષણનો પ્રયોગ ચાલે છે. ત્યાંના સંચાલક એમ કહેતા હતા કે છાત્રાલયમાં સહશિક્ષણવાળી સંસ્થા ચલાવવી એ ભારે જખરી જવાબદારીભર્યું કામ છે.

**ખાસ સુધારાઓ**

આ શાળાઓની શિક્ષણપદ્ધતિમાં કેટલેક ઠેકાણે થોડેઘણે અંશે ડોલ્ટન પ્લૅન (સ્વાધ્યાયપદ્ધતિ) અથવા તો પ્રોજેક્ટ મેથડ (યોજનાપદ્ધતિ) દ્વારા શિક્ષણ અપાય છે. પરંતુ આવા ખાસ વર્ગો બાદ કરતાં બીજે ચાલુ પદ્ધતિએ જ શીખવાય છે. શુદ્ધ લેખન, ગણિત,

ભાષાંતર વગેરેમાં આપણી અને ત્યાંની શાળાઓમાં ખાસ તફાવત લાગતો નથી. આ નવી શાળાઓએ અભ્યાસક્રમની બાબતમાં ખાસ નવી વિચારણા ઊભી કરી હોય કે સુધારા દાખલ કર્યા હોય એવું પણ નથી. એમ કહો કે વિદ્યાપીઠોની પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવાનું ધ્યેય સ્વીકારી લઈને એમણે બીજી દિશામાં વિચાર કરવાનું જ માંડી વાળ્યું હોય. શિક્ષણપદ્ધતિમાં નવીનતા તથા અભ્યાસક્રમ સિવાયની બીજી બાબતોમાં ઉદાર પ્રગતિશીલ વલણ, એ જ આ શાળાઓની વિશિષ્ટતા હોય એમ લાગે છે. સહશિક્ષણ, હળવું નિયમન, વર્તનમાં સ્વાતંત્ર્ય, વિદ્યાર્થિસ્વરાજ, કલા અને કાયકારીગરીનાં કામો પ્રત્યે અભિરુચિ, ભણાવવામાં નવીન પદ્ધતિઓનો થોડો ઘણો વપરાશ, વગેરે વિશિષ્ટતાઓને કારણે નવા યુગની આ શાળાઓ અન્ય શાળાઓથી જુદી તરી આવે છે.

યુરોપઅમેરિકામા કેળવણીના નવા સિદ્ધાંતોનો જે પ્રચાર થયો તેનો મનઃપૂર્વકનો સ્વીકાર ઇંગ્લાંડની સાર્વજનિક કેળવણી પદ્ધતિમાં ન થયો તેથી, આ સિદ્ધાંતોને વધારે લોકપ્રિય બનાવવાની દૃષ્ટિએ આવી ખાનગી શાળાઃદ્વારા પ્રયોગો અને પ્રયત્નો કરવામાં આવે છે. પરંતુ એકંદરે ઇંગ્લાંડમાં કેળવણીનાં નવીન તત્ત્વોનો પ્રચાર અને આચાર પ્રમાણમા ઓછો છે.

**સમાજથી અળગાપણું**

સામાન્ય જનસમૂહથી અળગા રહેવાનો દોષ તો આ નવી ગણાતી શાળાઓમાં પણ આવ્યો જ છે. સાધનસંપન્ન વાલીઓનાં બાળકોને જરા સારા અર્થમાં વ્યક્તિનિષ્ઠ કેળવણી આપવાનું ધોરણ અહીં પણ છે. સમાજમાં અમુક દોષો છે તથા તે દૂર કરવા માટે ઊગતા જુવાનવર્ગે તનતોડ મહેનત કરવાની છે, એવી ભાવના આ વિદ્યાર્થીઓમાં જાગતી નથી. કલા અને સાહિત્યની દૃષ્ટિએ સંસ્કારી જીવન ગાળવાની કેળવણી આ સંસ્થાઓ આપે છે; પણ સમાજની અદ્યતન પરિસ્થિતિને ધ્યાનમાં લઈ જુવાનોને અમુક ધ્યેયથી પ્રેરિત થવાનું શિક્ષણ અહીં

અપાતું નથી—તેવો પ્રયત્ન પણ કરવામાં આવતો નથી. અમેરિકા તથા ઇંગ્લાંડની નવીન કેળવણીની સંસ્થાઓ સામે આ જ આક્ષેપ ઊભો છે. આવી શાળાઓનું અનુકરણ આજે આપણા દેશમાં પણ થઈ રહ્યું છે. આબાદ અને સુખી દેશને માટે આવી જાતની વ્યક્તિનિષ્ઠ કેળવણી આપવાનું કદાચ ક્ષમ્ય ગણાય; પરંતુ જે દેશને હજુ પોતાનો સમાજ નવેસરથી ઘડવાનો છે, તે દેશના યુવાનોની કેળવણીનું લક્ષ વ્યક્તિનિષ્ઠ નહિ પણ સમાજનિષ્ઠ હોવાની વધારે જરૂર છે. નવીન કેળવણીની સંસ્થાઓને આ કસોટીથી તપાસવી જોઈએ. માત્ર કલામંદિર ખોલીને ચિત્રકલા તથા સંગીતનું શિક્ષણ આપવાથી અથવા તો ડૉલ્ટન પ્લેન કે પ્રોજેક્ટ મેથડ દાખલ કરવાથી કેળવણીમાં સુધારો થઈ શકતો નથી. વિદ્યાર્થીઓની ભાવિ કલ્પના કેવી ઘડાય છે, અને જીવનમ. ઉતારવાનો જોસદાર ધ્યેયવાદ કેવી રીતે તેમનામાં રેડવામાં આવે છે, એના ઉપર આપણા દેશની નવીન કેળવણી અવલંબે છે. માત્ર ઇંગ્લાંડ કે અમેરિકાની શાળાઓનું અનુકરણ કરવાથી આપણું કામ નહિ સરે.

**માધ્યમિક કેળવણીનો વહીવટ**

ઇંગ્લાંડની કેળવણીની યોજનામાં આંતર વ્યવસ્થા અને બહારનો વહીવટ એવા બે સ્પષ્ટ ભેદો કરવામાં આવે છે. આંતર વહીવટમાં મુખ્ય અધ્યાપકને સંપૂર્ણ સ્વતંત્રતા મળે છે; અને તે ટકાવી રાખવા માટે તેમ જ તેમાં વધારો કરવા માટે 'મુખ્ય અધ્યાપક પરિષદ' (હેડ-માસ્ટર્સ કૉન્ફરન્સ) સતત પ્રયત્નો કર્યા કરે છે. કાઉન્સીલની શાળામાં મુખ્ય અધ્યાપક ગવર્નિંગ બૉડીની મદદથી આંતર વ્યવસ્થા રાખે છે. આ મંડળમાં શિક્ષણસભાના સભાસદો અને પ્રતિષ્ઠિત સજ્જનો હોય છે. બહારના વહીવટની બાબતમાં મુખ્ય અધ્યાપક સ્થાનિક સ્વરાજ-સંસ્થાની સૂચના પ્રમાણે વર્તે છે.

**ગ્રાન્ટના નિયમો અને બંધનો**

કાઉન્સીલની તેમ જ બીજી શાળાઓને કેળવણી ખાતા તરફથી ગ્રાન્ટ મળવા બાબતના કેટલાએક નિયમો ઘડાયેલા છે. શાળાઓની

તપાસ, મકાન, સાહિત્ય વગેરે બાબતો સિવાય પણ બીજા મુદ્દાઓનો તેમાં સમાવેશ છે. જેમકે, વરસમાં છત્રીશ અઠવાડિયાં શાળા ચાલવી જોઈએ; દરેક વર્ગમાં ૩૦ કરતાં વધારે વિદ્યાર્થીઓની સંખ્યા રહેવી ન જોઈએ; મોટા ભાગના વિદ્યાર્થીઓએ શાળામાં ચાર વર્ષો એટલે પહેલી પરીક્ષાએ પહોંચે ત્યાં સુધી ભણવું જોઈએ, તથા પ્રાથમિક શાળામાંથી આવતા વિદ્યાર્થીઓને સેંકડે ૨૫ ટકા માફી આપવી જોઈએ. માફી સંખ્યાનો નિયમ દાખલ થયો ત્યારે જૂની શાળાવાળાઓને ભય પેઠેલો કે શાળામાં ગરીબ વિદ્યાર્થીઓની ભરતી વધી જશે, ને પરિણામે શાળાનું શિક્ષણનું ધોરણ ઊતરી જશે. એવાઓને સંતોષવા ખાતર ખાસ કેસ તરીકે તેમને માટે માફીનું પચીશ ટકાનું ધોરણ ઘટાડીને ઓછું કરવામાં આવ્યું; છતાં તે દસ ટકાથી તો ઓછું ન જ રાખવું જોઈએ એવું બંધન તો રહ્યું જ. આટલા નિયમોનો અમલ કરનારી બધી શાળાઓને સાધારણ રીતે ખર્ચની અરધી રકમ ગ્રાન્ટ મળે છે.

**ફી અને માફી**

માફીનું ધોરણ ૨૫ ટકાનું કરાવ્યું છે, છતાં ઘણી શાળાઓમાં તે પ્રમાણ ૬૦ ટકા સુધી પણ પહોંચે છે. ૧૯૩૩માં કેળવણી ખાતાએ એક વટહુકમ જાહેર કર્યો કે છેક જ ગરીબ હોય તેવા વિદ્યાર્થીઓને માફી રાખવા; બીજાઓ પાસેથી વાલીઓની આવકના પ્રમાણમાં અરધી અથવા વધારે ફી લેવી. માસિક ૧૨થી ૧૬ પૌંડ કરતાં ઓછી આવકવાળા વાલીનું બાળક માફી દાખલ થઈ શકે છે; સારી આવકવાળા વાલીને વરસ દહાડે ૯થી ૧૦ પૌંડની ફી ભરવી પડે છે. માધ્યમિક શાળામાં વિદ્યાર્થીદીઠ શાળાને સરેરાશ ૩૫ પૌંડનું ખર્ચ આવે છે. ફીના નવા નિયમોનો અમલ ૧૯૩૩થી જ શરૂ થયો છે.

**અભ્યાસક્રમના વિષયો**

ઇંગ્લાંડમાં દરેક શાળામાં અભ્યાસક્રમમાં કંઈ ને કંઈ ખાસ યોજના કરેલી આપણે જોઈ શકીએ છીએ, કારણકે અમુક ચોક્કસ અભ્યાસક્રમ ભણાવી દેવો જ જોઈએ એવી કેળવણી ખાતા તરફથી એમને માથે

ફરજ નથી. ઇગ્લાંડમાં આ બાબતમાં એવી પદ્ધતિ છે કે દરેક શાળા પોતાના વિદ્યાર્થીઓની જરૂરિયાત ધ્યાનમાં રાખીને પોતાનો અભ્યાસક્રમ યોજે, અને તે યોગ્ય હોવા બદલ કેળવણી ખાતાને ખાતરી કરી આપી તેની મંજૂરી મેળવે. હાઈસ્કૂલની પહેલી અને બીજી પરીક્ષા માટે રાખેલા વિષયોમાં પસંદગીને ઘણો અવકાશ હોવાથી શાળાઓ પોતપોતાની આવશ્યકતા અનુસાર વિષયોની યોજના કરી શકે છે. કેળવણી ખાતા તરફથી માર્ગદર્શક સૂચન રૂપે થોડા વિષયો અને સમયપત્રક બહાર પાડવામાં આવે છે, પરંતુ તે પ્રમાણે જ ગોઠવવાનું સૌને બંધન નથી. વિષયો અને સમયોની ( દરેક ૪૫ મિનિટનો ) ગોઠવણ કાંઈક આ પ્રમાણે હોય છેઃ—

હાઈસ્કૂલના વિષયો અને તેના સમયોનું પ્રમાણ.

| | | | |
|---|---|---|---|
| બે ઇતર ભાષાઓ | ... ૬ | રેખાકલા ... | ... ૨ |
| ગણિત ... | ... ૬ | હાથકામ ... | ... ૨ |
| વિજ્ઞાન ... | ... ૬ | શારીરિક કેળવણી | ... ૨ |
| માતૃભાષા—અંગ્રેજી | ૨ થી ૪ | ગાયન ... | ... ૧ |
| ભૂગોળ ... | ... ૩ | પવિત્ર ગ્રંથ ... | ... ૧ |
| ઇતિહાસ ... | ... ૨ | એકંદર | ૩૬ થી ૩૮ |

મૅટ્રિક અને ઇન્ટરમિડિયેટના વિષયો

પહેલી પરીક્ષા ચાર વર્ષને અંતે અને બીજી પરીક્ષા ત્યાર પછી બે વર્ષને અંતે લેવાય છે. પહેલી પરીક્ષા માટે બુદ્ધિના વિષયોમાંથી ત્રણ અને કલાના વિષયોમાંથી એક મળી કુલ ચાર વિકલ્પ સમૂહો લેવાના હોય છે; આમાંથી ગમે તે પાંચ વિષયો પરીક્ષા માટે પસંદ કરી શકાય છે, જોકે કલાવિષયોના સમૂહમાં એકની જ પસંદગી થઈ શકે છે. કોઈ પણ એક વિષયમાં ઉત્તમ કોટિના ગુણ મેળવવા જોઈએ.

હાઈસ્કૂલ : પહેલી પરીક્ષાના વિષયો.

(ક) અંગ્રેજી સમૂહ . (૧) પવિત્ર ધર્મ; (૨) ઇતિહાસ; (૩) અંગ્રેજી; (૪) ભૂગોળ.

(ખ) ઇતર ભાષાસમૂહ : (૧) લેટિન, (૨) ગ્રીક; (૩) ફ્રેન્ચ; (૪) જર્મન; (૫) સ્પેનિશ; (૬) ઇટાલિયન; (૭) અરબી.

(ગ) ભૌતિક શાસ્ત્રો : (૧) પ્રાથમિક ગણિત; (૨) ઉચ્ચ ગણિત; (૩) પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર; (૪) રસાયનશાસ્ત્ર; (૫) પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર; (૬) સામાન્ય વિજ્ઞાન; (૭) વનસ્પતિશાસ્ત્ર; (૮) પ્રાણી (જીવ) વિદ્યા.

(ઘ) કલાસમૂહ : (૧) સંગીત; (૨) ચિત્રકલા; (૩) ભૂમિતિ અને યંત્રશાસ્ત્રની રેખાકલા.

પહેલી પરીક્ષા પછી બે વર્ષે એટલે એકંદર ૭ વર્ષને અંતે બીજી પરીક્ષા લેવાય છે. આમાં ઐચ્છિક વિષયોનો વિભાગ નક્કી કરી તેનો ઊંચી કક્ષાનો અભ્યાસ કરવાનો હોય છે. કૉલેજના અધ્યાપકોનો આની સામે એવો વાંધો છે કે આ અભ્યાસ નથી શાળાનો કે નથી કૉલેજનો. નીચેના ૭ વિભાગોમાંથી એક મુખ્ય અને એક ગૌણ વિભાગ પસંદ કરી વિદ્યાર્થીએ એકંદર પાંચ કે ૭ વિષયોનો અભ્યાસ કરવાનો હોય છે. આપણે ત્યાંની ઇન્ટરમિજિયેટના જેવા આ વિષયો છે એ આપણે તુરત જોઈ શકશું.

હાઈસ્કૂલ : બીજી પરીક્ષાના વિષયો

(ક) પ્રાચીન ભાષા અને સંસ્કૃતિ—ગ્રીક અને લેટિન ભાષાનું સાહિત્ય અને સંસ્કૃતિ.

(ખ) અર્વાચીન ભાષા અને સંસ્કૃતિ—યુરોપિયન ભાષા, ઇતિહાસ અને સંસ્કૃતિ.

(ગ) પ્રાચીન તથા અર્વાચીન ભાષા અને સંસ્કૃતિ—ઉપરના બંને વિભાગોનું મિશ્રણ.

(ઘ) વિજ્ઞાન, ગણિત, ભૌતિક શાસ્ત્રો, વગેરે.

(ચ) ભૂગોળની સાથે ઇતિહાસ અને ભૌતિક શાસ્ત્રો—આમાંથી એક તો ફરજિયાત; આમાંથી જ બે વિષયો પસંદ થાય તો એક ત્રીજો

ઐચ્છિક વિષય પસંદ કરવાનો.

(છ) ઉપરાંત કેળવણી ખાતાની સંમતિ લઈને જે વિષયોની જરૂરિયાત જણાય તેનો અભ્યાસક્રમ યોજી શકાય.

બીજી પરીક્ષા વિદ્યાપીઠો તરફથી લેવાય છે. તેમાં જુદી જુદી રીતે વિષયોનું મિશ્રણ કરેલું હોય છે. એનું સામાન્ય ધોરણ એવું દેખાય છે કે એક વિષયનો ખાસ અભ્યાસ અને બીજા વિષયોનો સામાન્ય અભ્યાસ થાય તોપણ ચાલે. પરીક્ષાને માટે જુદી જુદી વિદ્યાપીઠો તરફથી યોજવામાં આવેલા આવશ્યક અને ઐચ્છિક વિષયોની સંખ્યા પહેલી પરીક્ષા માટે અડચાળીશ અને બીજી પરીક્ષા માટે ચોવીશની થાય છે.

**અભ્યાસક્રમ સામે વાંધાઓ**

ઉક્ત અભ્યાસક્રમ સામે એવો વાંધો છે કે તેમાં બૌદ્ધિક ગણાતા વિષયોની પસંદગી માટે પુષ્કળ અવકાશ હોવા છતાં કલા અને હાથકારીગરીના વિષયોની પસંદગીનું ક્ષેત્ર નાનું છે. આખાય અભ્યાસક્રમ ઉપર પરીક્ષા અને પ્રમાણપત્રનું એવું વર્ચસ્વ છે કે સેન્ટ્રલ સ્કૂલ જેવી ઉદ્યોગપ્રધાન શાળાના વિદ્યાર્થીઓને પણ બૌદ્ધિક વિષયોની પસંદગી કરીને પરીક્ષા આપવાનું મન થઈ જાય છે. અભ્યાસક્રમના વિષયો અને પરીક્ષાની બાબતમાં જેવી હિંદુસ્તાનમાં અડચણો છે તેવી જ ઇંગ્લાંડમાં પણ છે. એટલો જ ફેર છે કે ઇંગ્લાંડના અભ્યાસક્રમમાં બૌદ્ધિક વિષયોની પસંદગીનું ક્ષેત્ર વિશાળ છે. પરંતુ એવો સુધારો તો આપણા દેશમાં પણ કેટલાએક પ્રાંતોમાં દાખલ થયેલો જ છે. આપણે અંગ્રેજી કેળવણી પદ્ધતિનું સંપૂર્ણ અનુકરણ કર્યું તેને પરિણામે તેના દોષો પણ આપણે ત્યાં પેસી ગયા છે. ઇંગ્લાંડમાં આજે કેળવણીમાં સુધારો કરવા ઇચ્છનારાઓની એવી માગણી છે કે પરીક્ષામાં બુદ્ધિના અને કલાના અનેક વિષયોનો વિકલ્પ રાખવાનું ધોરણ રહેવું જોઈએ; એટલું જ નહિ પણ ગમે તે વિષયોની પસંદગી કરી હોય તોપણ બધાં પ્રમાણપત્રો એક જ દરજ્જાનાં લેખાવાં

જોઈએ. કેમકે બુદ્ધિના વિષયોને ઉચ્ચ કોટિના અને કલાના વિષયોને ઊતરતી કોટિના ગણવાથી વિદ્યાર્થીઓનું મન બુદ્ધિના વિષયોની પસંદગી તરફ જ સહેજે વળે છે. આ બાબતમાં હિંદુસ્તાન અને ઇંગ્લાંડ બંનેનો પ્રશ્ન એક જ છે.

**પરીક્ષાઓનું સ્થાન**

ઇંગ્લાંડની કેળવણી પ્રણાલિનું અવલોકન કરતાં આપણને તુરત લાગે કે એમાં પરીક્ષાઓ ઘણું અગત્યનું સ્થાન લે છે. આની સામે ઇંગ્લાંડના લોકોનો પણ વિરોધ ઊભો થવા લાગ્યો છે. સ્વાતંત્ર્યને પરિણામે કેળવણીમાં જે વિવિધતા અને પ્રયોગો કરવાની વૃત્તિ ઉત્પન્ન થવી જોઈએ તે પરીક્ષાપદ્ધતિને લીધે મરી ગઈ છે. કેળવણીના નિષ્ણાતોનું આ દોષો તરફ ખૂબ ધ્યાન ગયું છે. ૧૯૧૭ પહેલાં તો આજના કરતાં પણ વધારે પરીક્ષાઓ હતી. અત્યારે હાઇસ્કૂલ પ્રવેશ, અને હાઇસ્કૂલની પહેલી તથા બીજી એમ કુલ ત્રણ પરીક્ષાઓ કૉલેજમાં દાખલ થતા પહેલાં આપવી પડે છે. કુલ ૧૯ વિદ્યાપીઠો છે. છતાં કેટલીએક વિદ્યાપીઠો સાથે મળીને પરીક્ષાઓ લે છે. આવાં પરીક્ષા લેનારાં આઠ મંડળો આજે છે:— જોઇંટ મેટ્રિક્યુલેશન બોર્ડ ઑફ નોર્ધર્ન યુનિવર્સિટીઝ; ઑક્સફર્ડ–કેમ્બ્રીજ સ્કૂલ્સ એકઝામીનેશન બોર્ડ; લંડન-બ્રિસ્ટલ-ડરહામ યુનિવર્સિટી; વગેરે. આ પરીક્ષાઓને લીધે શિક્ષણનું ધોરણ બધે એકધારું સચવાય છે, પરંતુ તેથી વિદ્યાર્થીઓના વ્યક્તિત્વનો નાશ થાય છે. બધા વિદ્યાર્થીઓ યંત્રની પેઠે એક જ બીબામાં ઘડાય છે.

૧૯૩૧ની સાલમાં લેવાયેલી પહેલી અને બીજી પરીક્ષાના પરિણામોનું પ્રમાણ અનુક્રમે ૬૭.૨ અને ૬૯.૨ ટકા હતું.

**હિંદ અને ઇંગ્લાંડની કેળવણી**

આવતાં વર્ષોમાં કેળવણીમાં સુધારો કરનારાઓનું લક્ષ માધ્યમિક કેળવણીમાં સુધારા કરવા તરફ જશે એમ ચોખ્ખું જણાય છે. પરંપરાથી ચાલતું હોવાને લીધે આ કેળવણીમાં પુરાણી પદ્ધતિ જડ

ઘાલીને બેઠી છે, તેને સહેજે હઠાવી શકાય તેવું નથી. અભ્યાસક્રમની વિવિધતા, પરીક્ષાપદ્ધતિમાં સુધારા, વિદ્યાર્થીઓની મોટી સંખ્યાને માધ્યમિક કેળવણી મળી શકે તેવી અનુકૂળતા, કેળવણીમાં વર્ગભેદનો નાશ. વગેરે અનેક દૃષ્ટિએ માધ્યમિક કેળવણીમાં ઝપાટાબંધ સુધારા કરવાની લોકોની માગણી છે. એટલે ભલે ધીમે ધીમે પરંતુ આ માગણીઓને ધ્યાનમાં રાખીને સુધારા કર્યા વિના ચાલે તેવું નથી.'

હિન્દુસ્તાનમાં માધ્યમિક કેળવણીના ક્ષેત્રમા કામ કરનારાઓએ માત્ર ઈંગ્લાંડની કેળવણી પદ્ધતિ તરફ જ ધ્યાન રાખે નહિ ચાલે. દુનિયાના બીજા દેશો શું કરે છે તે પણ તેમણે જાણવું જોઈશે. આથી એક જ જાતની પ્રણાલિકાનું અનુકરણ કરવામા સદ્અંશોની સાથે અસદ્અંશો પણ પેસી જવાનો જે સંભવ છે તે ઓછો થશે અનેક પદ્ધતિઓના પરિચયને લીધે સ્વતંત્ર વિચારો પણ સૂઝે છે, જ્યારે એક જ પ્રથાના જ્ઞાનને પરિણામે માત્ર અનુકરણ જ થવાનો ભય રહે છે. આજે હિંદુસ્તાનની કેળવણીમા ઇગ્લાંડની પદ્ધતિના દોષો જ આવ્યા છે. પ્રાચીન ભાષાઓનું બિનજરૂરી મહત્ત્વ, પરીક્ષાપદ્ધતિનું અસાધારણ ગૌરવ, 'સર્ટિફિકેટ' પદ્ધતિની ગુલામી, બૌદ્ધિક વિષયોનું જ પ્રાધાન્ય ધરાવતો એકાગી અભ્યાસક્રમ, ઉદ્યોગ અને કલા વિષેનો અનાદર, વગેરે દોષો હિંદની અને ઇગ્લાંડની કેળવણીમાં સામાન્ય છે. તે દૂર કરવા હોય તો આપણી કેળવણી પ્રણાલિનું ધોરણ અન્ય અમુક જ દેશની સાથે જોડી ન દેતા તેમના જ્ઞાન અને અનુભવનો લાભ લઈ આપણે સ્વતંત્ર રીતે આંકવું જોઈએ. જેમ અંગ્રેજો પોતાની કેળવણીની સ્વતંત્ર રીતે વિચારણા કરે છે તેમ હિંદીઓએ પણ પોતાનો વિચાર સ્વતંત્ર રીતે જ કરી લેવો જોઈએ.

## પ્રકરણ સોળમું

# ઔદ્યોગિક સંસ્થાઓનો પ્રચંડ વિસ્તાર

**ધંધાશિક્ષકોના અભિપ્રાયો**

લંડનની એક ટેકનિકલ સ્કૂલના મુખ્ય અધ્યાપક સાથે મારે વાતચીત ચાલતી હતી. વાતનો વિષય ઔદ્યોગિક કેળવણી અને ઇંગ્લાંડના ઔદ્યોગિક વિકાસનો હતો. તેમણે કહ્યું: "ઇંગ્લાંડની ઔદ્યોગિક પ્રગતિ તેની પાસે કોલસો, લોખંડ અને ઘણી વસાહતો હોવાથી થઈ છે. આજે તો બીજા દેશો ઇંગ્લાંડને ટપી જવા માંડ્યા છે. ......અત્યારે ઔદ્યોગિક ક્ષેત્રમાં ઉદ્યોગોની સંખ્યા ઘણી મોટી થઈ ગઈ છે; આથી જો કોઈ એક જ ધંધાની કેળવણી વિદ્યાર્થીને આપવામાં આવે તો ભવિષ્યમાં કદાચ તે તેને નિરુપયોગી થઈ પડે. આથી હવે શાળાઓનું વલણ કોઈ ચોક્કસ ધંધાની કેળવણી ન આપતાં મૂળગત અને સામાન્ય બાબતોની કેળવણી આપવા તરફ વધારે છે. આમ કરવાથી બદલાતી જતી પરિસ્થિતિ સાથે મેળ સાધવો વિદ્યાર્થીને સુકર થઈ પડશે." મેં અનેક શિક્ષકોને—ધંધાદારી તાલીમ આપતા શિક્ષકોને આ સવાલ પૂછ્યો હતો કે "હિંદુસ્તાનમાં ઔદ્યોગિક કેળવણી દાખલ કરવાથી ત્યાં ઉદ્યોગોની ખિલવણી થશે એમ તમે માનો છો?" પણ કોઈએ આ બાબતનો મને જવાબ આપી શકે તેટલો ઊંડો વિચાર જ કર્યો નહોતો; અને એ સ્વાભાવિક છે.

**કડિયાકામની શાસ્ત્રીય કેળવણી**

લંડનના પશ્ચિમ ભાગમાં ઇમારત અને બાંધકામનું શિક્ષણ આપનારી એક ધંધાદારી શાળા છે. શાળાનું મકાન તદ્દન નવું છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ કરતાં પણ વધારે એવી લિફ્ટ વગેરેની અદ્યતન યોજના આ મકાનમાં હતી. શાળાનું કેળવણી વિષયક સાહિત્ય–સાધનો પણ ઉત્કૃષ્ટ હતાં. શાળાની જ જગ્યામાં નાની ઇમારતો સાક્ષાત્ બાંધીને તોડી શકાય તેટલી સવડ હતી.

આ શાળામાં દિવસે ત્રણસો વિદ્યાર્થીઓ આખા દિવસની ધંધાની કેળવણી લે છે; રાત્રે સાતસો પ્રૌઢ વિદ્યાર્થીઓ પુરવણી તાલીમ લેવા માટે આવે છે. આ લોકો દિવસ દરમિયાન પોતાની આજીવિકા અર્થે બીજે સ્થળે આ જ ધંધામાં કામકાજ કરતા હોય છે.

આ શાળા પ્રાથમિક ધધાદારી કેળવણીની શાળા (જ્યૂનિયર ટ્રેઈડ સ્કૂલ) તરીકે ઓળખાય છે. પ્રાથમિક કેળવણીનાં છ અને ઉચ્ચ પ્રાથમિક કેળવણીનાં ત્રણચાર વર્ષો મળી કુલ નવદસ વર્ષોની કેળવણી પૂરી કરી હોય તેવા વિદ્યાર્થીઓ આ શાળામાં દાખલ થાય છે. ઉદ્યોગધધાઓમાં માણસોની માગણીના પ્રમાણમાં આ શાળામાં નવા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે.

એનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. પૈકી પહેલાં બે વર્ષોમાં માધ્યમિક શાળામા મળતી કેળવણી જેવી કેળવણી અપાય છે. ભાષા, ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન, રેખાકલા વગેરે વિષયો શીખવાય છે. ત્રીજા વર્ષમાં ધધાની વિશિષ્ટ કેળવણી આપવામાં આવે છે. આટલું શિક્ષણ પૂરુ થયા પછી વિદ્યાર્થીઓ મકાનોના બાધકામના જુદા જુદા વિભાગોમાં કામે લાગે છે. સુતારકામ, કડિયાકામ, વાસ્તુશિલ્પકલા અને ડિઝાઇનિંગ વગેરે બાબતોની પ્રત્યક્ષ તાલીમ મળે છે. અનુભવ મેળવવા માટે બહારનુ કામ મળી શકે તેવી સગવડ નથી એમ ત્યાંના શિક્ષક કહેતા હતા. લોકોનો અભિપ્રાય આ જાતની કેળવણી પરત્વે કેવો છે એમ મેં પૂછ્યુ ત્યારે તેમણે કહ્યું: "માધ્યમિક અથવા સેન્ટ્રલ સ્કૂલની શાળાઓ કરતાં આ કેળવણી ઊતરતા દરજ્જાની છે એવો લોકોનો અભિપ્રાય હોવાનું જણાયું નથી."

**ટેકનિકલ ઇન્સ્ટીટયૂટનું દર્શન**

આ જાતની બધી સંસ્થાઓ ઔદ્યોગિક કામ કરનાર લોકોના લત્તામાં છે. આસપાસ ગરીબ મજૂર કામદારોની વસ્તી જણાય છે. જે લત્તામાં જે જાતનો ધંધો કરનારાઓની વસ્તી હોય, ત્યાં તે જાતની કેળવણી આપનારી શાળા હોય છે. અર્થાત્ લંડન શહેરમાં

ચધે ઠેકાણે આ જાતની જ્યુનિયર ટેકનિકલ સ્કૂલ્સ મોટા પ્રમાણમાં સ્થપાયેલી છે, અને ત્યા દરેક ધધાની તાલીમ અપાય છે. આ શાળાઓમા પ્રાથમિક તાલીમ પામેલાને ઉચ્ચ દરજ્જાની તાલીમ માટે શહેરને મધ્ય સ્થળે માધ્યમિક ઔદ્યોગિક શિક્ષણસંસ્થાઓ (પોલીટેક-નિકલ સ્કૂલ્સ અથવા લોકલ કોલેજ) પણ યોજવામાં આવી છે.

આ શાળાઓમાં દિવસે વિદ્યાર્થીઓ અને રાત્રે પ્રૌઢ ઉંમરના કામદારો ભણવા સારુ આવે છે. યંત્રો અને અન્ય સાધનસામગ્રી છેક અદ્યતન વસાવવામાં આવી છે. વિદ્યાર્થીઓએ કરેલું કામ પણ સારી જાતનું તૈયાર થાય છે. બૌદ્ધિક કેળવણી આપનારી શાળાઓના વિદ્યાર્થીઓ કરતાં આ શાળાના વિદ્યાર્થીઓ પોતાના કામમાં ખૂબ મશગૂલ બનેલા મને દેખાયા છે. દરેક વિદ્યાર્થી યંત્ર પાસે ઊભો ઊભો કાંઈક કાંઈક કામ કરતો જ હતો. ઇંગ્લાંડના ઔદ્યોગિક ધંધાઓના ભાવિ કામદારો આ શાળાઓમાં તૈયાર થાય છે. શાળામાં બે ત્રણ મેજિક-લેન્ટર્ન અને એક એપિડાયોસ્કોપ વગેરે દૃષ્ટિશિક્ષણનાં સાધનો પણ હતાં. એ બતાવી આપે છે કે ધધાની કેળવણી આપનારી શાળાઓમાં સાધનસામગ્રી કેવી સપૂર્ણ હોય છે.

યાંત્રિક ઉદ્યોગો (મિકેનિકલ આર્ટ્સ) એ અહીંની વિશિષ્ટતા છે. તોપણ બૌદ્ધિક કેળવણીનો પાયો પાકો કરવા અર્થે વિજ્ઞાન (પદાર્થ વિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર), ગણિત, ઇતિહાસ, અંગ્રેજી વગેરે વિષયોનું શિક્ષણ પણ અહીં અપાય છે; માત્ર ફ્રેન્ચ અથવા જર્મન વગેરે પરભાષાઓ શીખવવામાં આવતી નથી. હાઈસ્કૂલના અભ્યાસના બીજા વિષયો વધારે પ્રત્યક્ષપદ્ધતિ દ્વારા શીખવાય છે. ધંધાદારી કેળવણીની દૃષ્ટિએ સુતારીકામ, પૅટર્ન મેઇકિંગ, મશીનશોપ, ઇલેકટ્રિકલ વર્કશોપ, ડિઝાઇનિંગ, વગેરે વિષયોને અભ્યાસક્રમમાં ગોઠવ્યા હોય છે.

આ શાળાની સાથે જ એક સ્ત્રીઓને માટે ધધાની કેળવણી આપવાનો વિભાગ પણ જોડવામાં આવ્યો છે. એમાં સીવણકામ તેમ જ સ્ત્રીઓનાં પહેરવાનાં કપડાં અને ટોપીઓ તૈયાર કરવી, એમ ત્રણ

ધંધાઓ શીખવાય છે. લંડનમાં બીજી જગ્યાએ રસોઇકામ તથા પીરસવાની કળા શીખવવાની શાળાઓ પણ છે.

મોનોટેકનિકલ સ્કૂલોમાં એક જ ધંધાનું શિક્ષણ અપાય છે; પોલીટેકનિકલ સ્કૂલોમાં અનેક ધંધાઓ શીખવવાની સગવડ હોય છે. લંડનમાં આ બંને જાતની શાળાઓ છે.

**ધંધાદારી કેળવણીની વ્યવસ્થા**

વ્યવસ્થિત અને આખો વખત શીખવે તેવી જાતની ધંધાદારી કેળવણીની શરૂઆત ૧૯૦૨થી થઈ છે. આ અરસામાં જ જ્યૂનિયર ટેકનિકલ સ્કૂલ્સ જેવી સંસ્થાઓની શરૂઆત થઈ. તે પહેલાં પણ ૧૮૭૦થી પુરવણી શિક્ષણશાળાઓ તરીકે ધંધાદારી કેળવણી આપનારી રાત્રિશાળાઓ ચાલતી તો હતી જ; અને હજુ પણ તે શાળાઓ હસ્તી ધરાવે છે. ૧૯૧૮માં જે ફિશર કાયદો પસાર થયો તેમાં ' પુરવણી શિક્ષણ ' ( કન્ટીન્યુએશન સ્કૂલ્સ ) ફરજિયાત કરવાની યોજના હતી; પરંતુ કરકસરના બહાના તળે આ જાતની શરૂ થયેલી શાળાઓ પણ બંધ કરવામાં આવી. ફરજિયાત પુરવણી શિક્ષણની યોજના જે રીતે જર્મની અને અમેરિકામાં ચાલે છે તેવું ઇંગ્લાંડમાં નથી. એ

બધે પથરાયેલી છે. દરેક ગામમાં લગભગ એકેક ટેકનિકલ સ્કૂલ હોય છે, અને તેમાં યાંત્રિક કેળવણી, વ્યાપારી કેળવણી તથા ગૃહવિજ્ઞાનની કેળવણી આપતી શાખાઓ તો હોય જ છે. ૧૯૨૮ના અરસામાં ચાલતી આવી શાળાઓ અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યાનો ખ્યાલ નીચેના આંકડાઓ પરથી આવી શકશે.

| શાળાનો પ્રકાર | શાળાની સંખ્યા | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ઇવનિંગ સ્કૂલ્સ ( ધંધાદારી રાત્રિ-શાળાઓ ) ... ... | ...૪,૨૯૯ | ૭,૨૭,૬૫૦ |
| સ્કૂલ ઑફ આર્ટ ( કલાગૃહ ) ... | ... ૨૩૧ | ૫૧,૪૯૨ |
| ડે ટેકનિકલ ક્લાસીઝ ( યાંત્રિક શિક્ષણવર્ગ ) ... ... | ... ૧૨૨ | ૧૭,૦૭૦ |
| જ્યૂનિયર ટેકનિકલ સ્કૂલ્સ ( પ્રાથમિક ધંધાદારી શાળાઓ ) | ... ૧૦૧ | ૧૮,૭૦૪ |
| ડે કન્ટીન્યુએશન સ્કૂલ્સ (પુરવણી શાળા) | ... ૬૭ | ૨૩,૮૮૪ |
| સીનિયર કૉલેજીઝ ( ઉચ્ચ ધંધાદારી શાળાઓ ) ... | ... ૫૦ | ૫,૬૭૦ |
| જ્યૂનિયર આર્ટ ડિપાર્ટમેન્ટસ ( પ્રાથમિક કલાગૃહો ) ... | ... ૨૯ | ૧,૭૮૪ |
| જ્યૂનિયર હાઉસવાઇફ્રી સ્કૂલ્સ (ગૃહ-વિજ્ઞાન શિક્ષણશાળાઓ ) | ... ૧૨ | ૭૮૭ |
| નૉટિકલ સ્કૂલ્સ ( નાવિક વિદ્યાલય ) | ... ૬ | ૧,૩૬૦ |

વિદ્યાપીઠો દ્વારા ચાલતી ઉચ્ચ કોટિની ઔદ્યોગિક સંસ્થાઓનો સમાવેશ ઉપરનાં આંકડાઓમાં થતો નથી. નવી ઊઘડેલી વિદ્યાપીઠોનો ઝોક આ જાતની કેળવણી તરફ વધારે છે; પરંતુ જૂની વિદ્યાપીઠો પણ એન્જીનિયરિંગ, મેડિકલ, એગ્રીકલ્ચરલ, ફોરેસ્ટ્રી, વગેરે કેળવણી તરફ ધ્યાન આપે છે. આ શાળાઓમાંથી ઔદ્યોગિક કેળવણી લીધેલા પદવીધરો બહાર પડે છે.

સિદ્ધાંત એવો છે કે જે વસ્તીમાં અથવા જે લત્તામાં જે ધંધો મુખ્યત્વે ચાલતો હોય ત્યાં તે વિષયનું શિક્ષણ આપનારી શાળાઓ ખોલવી. આથી એ ધંધામાં કામ કરનારા પ્રૌઢ વયના માણસો પણ આ શાળાઓનો લાભ લઈ શકે છે, અને બાળકો તો તે લાભ લે જ છે. આ રીતે આ શાળાઓ ઉદ્યોગધંધાઓને ઊંચે ચડાવવામાં સહાયક બને છે. લંડન અને માન્ચેસ્ટર જેવાં શહેરોમાં જુદા જુદા લત્તાઓમાં ચાલતી આવી અનેક ધંધાઓની શાળાઓ છે. જ્યાં દરિયાકિનારો પાસે હોય ત્યાં વહાણો બાંધવાની અને નાવિકવિદ્યાની શાળાઓ ચાલે છે. પાકશાસ્ત્ર, નાવિકકલા, ધોબીધંધો, વગેરે જેવા નાના નાના ધંધાઓથી માંડીને ખેતીવાડી અને એન્જીનિયરિંગમાં શોધખોળ કરનારી ઉચ્ચ કોટિની શાળાઓ સુધીની અનેક દરજ્જાની ઉદ્યોગધંધાની તાલીમ આપનારી શાળાઓ ઇંગ્લાંડમાં છે. અને એ શાળાઓને જ પરિણામે ઇંગ્લાંડ આજે મોટા મોટા ઉદ્યોગોમાં પણ માથું ઊંચું રાખીને ફરે છે.

**ઔદ્યોગિક કેળવણીનું ધોરણ**

ઔદ્યોગિક કેળવણીની યોજના અને રચનામાં અંગ્રેજોએ કેટલાએક ખાસ સિદ્ધાંતો ચોક્કસ કરી રાખ્યા છે. આપણે એ જાણી લઈએ તો કેળવણીની સંસ્થાઓનું સ્વરૂપ અને તેમાં ચાલતા અભ્યાસક્રમોની સહેજે કલ્પના કરી શકીએ.

આ કેળવણીમાં વહેવારુ દૃષ્ટિ એ એમનો મુખ્ય મુદ્દો હોય છે. પ્રત્યક્ષ કામ કરો એટલે કેળવણી મળી જ રહેશે. સર્વસામાન્ય કેળવણી પૂરી થાય એટલે દરેક વ્યક્તિએ પહેલાં તો પ્રત્યક્ષ કામમાં અને તેના વહેવારમાં જોડાઈ જવું, અને એ કામ ચાલુ રાખીને ધીરેધીરે આ જાતની આગળની કેળવણી લેવી. આ રીતને લીધે અનુભવ અને જ્ઞાન બંનેનો સુમેળ સધાય છે. આ સિદ્ધાંત પરની અચળ શ્રદ્ધાને પરિણામે ધંધાદારી કેળવણી આપનારી પુરવણીશિક્ષણની રાત્રિશાળાઓની સંખ્યા ચાર હજારથી પણ વધી ગઈ છે. શાળાઓના અભ્યાસક્રમમાં પણ સાક્ષાત્ કામ અને અનુભવ ઉપર વધારે ભાર મૂકવામાં

આવે છે, ત્યારે એ કામની તાત્વિક કેળવણી તો જરૂરજોગી જ અપાય છે. કેટલીએક શાળાઓમાં શિક્ષણ અને કારખાનામાં કામ કરવાના વારા રાખવામાં આવે છે. આ પદ્ધતિ સેંડવિચ સિસ્ટમ તરીકે ઓળખાય છે.

ધંધાની તાલીમની સાથે જ સર્વસામાન્ય કેળવણી (સાઉંડ જનરલ એજ્યુકેશન) ઊંચી જાતની મળવી જોઈએ એવો આ લોકોનો ચોક્કસ મત છે. વિદ્યાર્થીને બની શકે તેટલી વહેલી સર્વસામાન્ય કેળવણી આપી દીધા પછી સામાન્ય રીતે વાલીઓ તેને કોઈ પણ ધંધામાં જોડવાના મતના હોય છે. એ જ રીતે ઔદ્યોગિક કેળવણીના અભ્યાસક્રમમાં પણ માત્ર ઔદ્યોગિક વિષયોનો જ સમાવેશ નથી હોતો; એ વિષયો ઉપરાંત ભાષા, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન વગેરે વિષયોનો અભ્યાસ પણ કરવાનો હોય છે. બની શકે ત્યાં આ વિષયોની યોજના વિશિષ્ટ ઉદ્યોગધંધાઓને અનુલક્ષીને કરવામાં આવે છે. વ્યાપારી શિક્ષણમાં વેપારી દૃષ્ટિએ ભાષા, ભૂગોળ અને ઇતિહાસ હોય છે તો યાંત્રિક કેળવણીમાં યંત્રશાસ્ત્રની દૃષ્ટિએ ગણિત અને વિજ્ઞાનશાસ્ત્ર વગેરે વિષયો ગોઠવાય છે. એકંદરે ધંધાદારી કેળવણીના અભ્યાસક્રમમાં પણ કાંઈ નહિ તો એક ચતુર્થાંશથી એક પંચમાંશ જેટલો સમય આ જાતની બૌદ્ધિક કેળવણી પાછળ ગાળવામાં આવે છે.

ધંધાદારી કેળવણીની બાબતમાં પણ એક ચોક્કસ ધંધાનું જ્ઞાન આપવા ઉપર વધારે ભાર દેવાને બદલે એક જ જાતના ઘણા ધંધાઓને મૂળભૂત–ઉપયોગી થાય એવા સિદ્ધાંતો અને તત્ત્વોનું જ્ઞાન–શિક્ષણ આપવા તરફ વધારે લક્ષ રખાય છે. ઔદ્યોગિક ક્રાંતિના આ જમાનામાં ધંધાઓમાં પણ ઝપાટાભેર ફેરફાર થયા કરે છે. આજે ચાલતા ધંધાઓમાં પણ અવારનવાર વારંવાર ફેરફારો થયા જ કરે છે. આથી બદલાતી જતી પરિસ્થિતિ સાથે પોતાનું જ્ઞાન સદાય બંધબેસતું થાય એવી આવડત દરેકને આવી જવી જોઈએ; એવી આવડત ન હોય તો બેકારીમાં ઊતરી જવાનો સંભવ રહ્યા કરે છે.

૧ શાળામાં શીખવવાની દૃષ્ટિએ કોઈ પણ ધંધો ઊતરતી કોટિનો

નથી એ તત્ત્વનો સ્વીકાર પણ ધ્યાનમાં લેવા જેવો છે. હજામત જેવો ધંધો શીખવવાની પણ શાળા ચાલે છે, એ સાંભળીને કદાચ આપણને હસવું પણ આવે. પણ કોઈ પણ વિષયને અંગે શાળા અને શિક્ષકનો સંબંધ બંધાતાં જ એ વિષયના પદ્ધતિસરના અભ્યાસની શરૂઆત થાય છે. પરિણામે ધંધો સુધરતો જાય છે, ધંધામાં પડેલાઓની આર્થિક સ્થિતિમાં પણ સુધારો થાય છે, ને એકંદરે સમાજને લાભ જ થાય છે. આપણી પ્રાચીન કાળની ચોસઠ કલાની કેળવણીમાં અતિ નજીવી કલાઓનો પણ સમાવેશ કરેલો છે. તે પરથી હરેક જાતની કલાની પદ્ધતિસરની તાલીમની સમાજને કેટલી આવશ્યકતા છે તે જાણી શકાય છે.

દેશની પ્રગતિ સાધવી હોય તો ઉત્કૃષ્ટ ઔદ્યોગિક કેળવણી આપવી અનિવાર્ય છે, એ તત્ત્વનું જ્ઞાન અંગ્રેજ લોકોને પૂરેપૂરું થયેલું છે. આથી પ્રાથમિક તેમ જ ઉચ્ચ દરજ્જાની ધંધાદારી કેળવણી આપનારી શાળાઓની જાળ દેશભરમાં તેમણે પાથરી દીધી છે. તેમાંનાં સાધનો પણ બહુ ઊંચી જાતનાં અને અદ્યતન છે. ખર્ચની દૃષ્ટિએ જોઈએ તો ઇંગ્લાંડમાં બૌદ્ધિક કેળવણી કરતાં ઔદ્યોગિક કેળવણી તરફ દેશ વધારે ઢળેલો છે. જોકે આ બાબતમાં પણ હવે અતિશયતા થઈ ગઈ છે. લંડનના કેળવણી ખાતાના મિ. સ્પેન્સર આ બાબતમાં લખે છે: "એમ કહી શકાય કે ઇંગ્લાંડમાં વિદ્યાપીઠોએ દેશને જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં ઔદ્યોગિક કેળવણીની સગવડ કરી નાખી છે."

**ધંધાદારી કેળવણીનો ક્રમ**

ઇંગ્લાંડમાં વિદ્યાર્થીના ઔદ્યોગિક એટલે ધંધાદારી શિક્ષણની શરૂઆત છેક બાળવર્ગથી થાય છે. આનો અર્થ એવો નથી કે બાળવર્ગમાં જ સીધી રીતે ધંધાની કેળવણી અપાય છે. પરંતુ કોઈ પણ જાતની હાથકારીગરી માટેની આવશ્યક ગણાતી ઇંદ્રિયોની કેળવણી તેને ત્યાંથી મળે છે. કાગળ કાતરવા, માટીકામ, નેતરકામ અને મિકેનો જેવી યાંત્રિક રમતો રમવી, વગેરે બાબતો પ્રાથમિક શાળામાં જ દાખલ કરવામાં આવે છે. ઉચ્ચ પ્રાથમિક કેળવણી તથા માધ્યમિક કેળવણીમાં પણ

સુતારીકામ અથવા યાન્ત્રિક કામો તેમ જ રેખાકલાજ્ઞાન વગેરેનો સમાવેશ કરેલો છે. સેન્ટ્રલ સ્કૂલ્સ તો બૌદ્ધિક તથા ઔદ્યોગિક કેળવણીના મિશ્રણ જેવી શાળાઓ જ છે. બૌદ્ધિક કેળવણીમાં હાથકારીગરીની તાલીમ દાખલ કરવાનો આ એક માર્ગ છે. આ કેળવણીને ધંધાદારી કેળવણીનું નામ અપાતુ નથી, પરંતુ તેને હાથકારીગરી અને ઇંદ્રિયોની કેળવણીના નામથી ઓળખવામા આવે છે.

બીજો પ્રકાર તે પુરવણી ધંધાદારી શિક્ષણશાળાઓ અથવા રાત્રિશાળાઓ ( પાર્ટટાઇમ ઇવનિંગ ટ્રેઇડ સ્કૂલ્સ તથા કન્ટીન્યુએશન સ્કૂલ્સ )નો છે. પ્રત્યક્ષ ધંધામાં પડેલાઓને એ ધંધાની પદ્ધતિસરની કેળવણી અહીં રોજ એકથી બે કલાક માટે અપાય છે. આના અનુસંધાનમાં પરંતુ એથી ઊંચી જાતની કેળવણી ટેકનિકલ સ્કૂલ્સ અને ટેકનિકલ કૉલેજીઝ નામે ઓળખાતી શાળાઓમાં અપાય છે. આ બધી શાળાઓ તે તે ધંધામાં કામ કરી રહેલા માણસોને રોજ થોડા થોડા કલાકની ( પાર્ટટાઇમ ) તાલીમ આપવા માટેની શાળાઓ છે.

આથી ચડતા દરજ્જાની કેળવણી ટેકનિકલ સ્કૂલ્સ અને ટેકનિકલ કૉલેજીઝ નામની આખો દિવસ તાલીમ આપતી શાળાઓ દ્વારા અપાય છે. આ શાળામાં ભણનારાઓથી ભણતા હોય ત્યાં સુધી ધંધો કરી શકાતો નથી.

સૌથી ઊંચી કોટિનું શિક્ષણ વિદ્યાપીઠોની ધંધાદારી કેળવણીની શાળાઓમાં મળે છે. આ શિક્ષણ પૂરું કરનારને પદવીઓ આપવામા આવે છે. આથી ઊતરતા અથવા બીજી જાતની કેળવણી પામેલાઓને સામાન્ય પ્રમાણપત્રો અને ડિપ્લોમા આપવામાં આવે છે.

આ જાતની પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ પ્રતિની ઔદ્યોગિક કેળવણીની રચના ગોઠવેલી છે. આ ક્રમમાં કોઈ પણ સ્થળે દેશની દરેક વ્યક્તિ સહેલાઈથી પોતાની કેળવણી મેળવી શકે છે.

**સેન્ટ્રલ સ્કૂલ્સ : બૌદ્ધિક તથા ઔદ્યોગિક શિક્ષણ**

ઔદ્યોગિક વલણવાળી કેળવણી આપવાના ઉદ્દેશથી આ શાળાઓ

પ્રથમ લંડનમાં ૧૯૧૧માં શરૂ થઈ. હાઈસ્કૂલો કરતાં ઓછું પરંતુ પ્રાથમિક કરતાં વધારે ઊંચી કક્ષાનું શિક્ષણ ઔદ્યોગિક વિષયો ઉમેરીને આપવું એ તેમનો ઉદ્દેશ છે. કામદારવર્ગના ઊંચા દરજ્જાના લોકોનાં બાળકોને કેળવણી આપવાની એમની મુરાદ છે. અભ્યાસક્રમ ચાર વર્ષનો છે. તેમાં પહેલાં બે વર્ષ સામાન્ય શિક્ષણ અને પછીનાં બે વર્ષમાં કોઈ પણ ધંધાનું અથવા વેપારી શિક્ષણ આપવાની યોજના છે. બૌદ્ધિક કેળવણીના વિષયોમાં હાઈસ્કૂલના વિષયો જ રખાય છે, પરંતુ ગ્રીક અને લેટિન ભાષાઓને બદલે ફ્રેન્ચ અથવા જર્મન ભાષાને સ્થાન આપવામાં આવે છે. ગણિત અને વિજ્ઞાનના વિષયો ભણાવતી વેળા ઔદ્યોગિક ક્ષેત્રમાં તેનો ઉપયોગ થઈ શકે તે દૃષ્ટિ રાખવામાં આવે છે. અંગ્રેજી, પરદેશી ભાષા, ઇતિહાસ, વગેરે વિષયોને પણ વેપારી શિક્ષણવિભાગમાં આ દૃષ્ટિએ જ શીખવવામાં આવે છે.

ઔદ્યોગિક શિક્ષણમાં યાંત્રિક ઉદ્યોગો, વેપાર અને ગૃહવિજ્ઞાન એ ત્રણ શાખાઓ છે. ઉપરાંત કોઈ સ્થાનિક ધંધો ચાલતો હોય તો તેનો સમાવેશ કરાય છે. આ શાળામાં તૈયાર થયેલ વિદ્યાર્થીઓ–વિદ્યાર્થિનીઓની માગ ઉદ્યોગક્ષેત્રમાં સારી છે. વિદ્યાર્થીઓનું વલણ વેપારી કેળવણી લેવા તરફ વિશેષ રહે છે.

**બૌદ્ધિક તથા ઔદ્યોગિક વિભાગો વચ્ચે ગજગ્રાહ**

આ શાળાઓ તથા હાઈસ્કૂલોમાં બૌદ્ધિક શિક્ષણના કેટલાએક વિષયો સમાન હોવાથી ઔદ્યોગિક શિક્ષણ લેવાને બદલે હાઈસ્કૂલની પહેલી પરીક્ષા પસાર કરવા તરફ વિદ્યાર્થીઓનું વલણ વધતું જાય છે, કેમકે સમાજમાં એ પરીક્ષા ઊંચી કોટિની અને વધારે માનવાળી ગણાય છે; વળી કૉલેજની કેળવણી લેવી હોય તો તે પરીક્ષા ઉપયોગી થાય છે. પરિણામે ઉક્ત પ્રકારની શાળાઓનું ચોક્કસ સ્વરૂપ બદલાઈને વિકૃત બની ગયું છે.

ઇંગ્લાંડમાં પરીક્ષાઓ, સર્ટીફિકેટો, પદવીઓ વગેરેને સમાજમાં જે ભારે મોટી પ્રતિષ્ઠા છે તેને લીધે કેળવણીમાં કેવું વિઘાતક પરિણામ

આવે છે તેનુ પ્રત્યક્ષ ઉદાહરણ સેન્ટ્રલ સ્કૂલોની થતી વિકૃત દશા બતાવે છે ઔદ્યોગિક તાલીમ આપવાના હેતુથી સ્થપાયેલી આ શાળાઓના વિદ્યાર્થીઓનુ મન વિદ્યાપીઠની પરીક્ષાઓ તરફ વળવા માડ્યુ તેથી કેટલીએક શાળાઓએ એ પરીક્ષાને માટે જ વિદ્યાર્થીઓને તૈયાર કરવાનુ ધોરણ સ્વીકારી લીધુ છે[1] અર્થાત્ મૂળ ઉદ્દેશ માર્યો જાય છે પરીક્ષા અને પ્રમાણપત્રોના સાધનો દ્વારા બૌદ્ધિક અને ઔદ્યોગિક કેળવણીની કક્ષામા ઉચ્ચનીચ ભાવ દાખલ કરવાની પ્રથા ચાલે છે ત્યા સુધી વિદ્યાર્થીઓનુ વલણ ઔદ્યોગિક કેળવણી લેવા તરફ વધવાનુ નથી બેશક માણસને જીવવુ છે, પરતુ તે પ્રતિષ્ઠા સાચવીને અર્થાત્ જો પ્રતિષ્ઠા ન મળે પણ માત્ર ધધાની કેળવણીનો જ લાભ થાય તેવુ હોય, તો વિદ્યાર્થીઓ તે તરફ ખેચાશે નહિ આજે ઇગ્લાડને પણ ખાતરી થઈ ચૂકી છે કે ઔદ્યોગિક અને બૌદ્ધિક બને જાતની કેળવણીને સરખા દરજ્જાની ગણવી જોઈશે. પરતુ બૌદ્ધિક કેળવણીમા જ સસ્કૃતિ રહેલી છે એવી માન્યતા ધરાવનારા એકેડ્રિયશાની પડિતોનો આની સામે વિરોધ છે અને આપણા દેશમા પણ આવી જ પરિસ્થિતિ નથી શુ ? આપણે પણ આધળિયા કરીને ઇગ્લાડની કેળવણીના ગુણદોષોનો લાભાલાભ ભોગવીએ જ છીએ દેશની સસ્કૃતિમા હાથકારીગરી અને કલાને કેટલુ મોટુ સ્થાન છે તે અમેરિકા અને રશિયાની કેળવણી પદ્ધતિ પરથી જોઈ શકાય છે

**ઔદ્યોગિક રાત્રશાળાઓ**

આ શાળાઓમા ચૌદથી સોળ વર્ષની ઉમરના વિદ્યાર્થીઓને દાખલ કરવામા આવે છે. અઠવાડિયામા છ કલાકનુ શિક્ષણ અપાય છે અભ્યાસક્રમમા બૌદ્ધિક વિભાગમા ગણિત, વિજ્ઞાન અને ભાષાના વિષયો હોય છે તથા ઔદ્યોગિક વિભાગમા યાન્ત્રિક, વેપારી, અને ગૃહવિજ્ઞાન એ ત્રણ શાખાઓ છે આ શાળાઓ રાત્રિશાળાઓ (ઇવનિગ સ્કૂલ્સ) તરીકે ઓળખાય છે. કામદારોને વધારે ઊચા દરજ્જાનુ શિક્ષણ ટેકનિકલ સ્કૂલ્સ અને કૉલેજોમા મળે છે આ શાળાઓમા

૧

પંદરસોળ વર્ષની ઉંમરના કામ ઉપર જનારા જુવાનો ભણે છે. ઇંગ્લાંડના દરેક શહેરમાં આવી શાળાઓ ચાલે છે, અને એકંદરે લગભગ છથી સાત લાખ વિદ્યાર્થીઓને ભણાવે છે. લંડનમાં આવી શાળાઓ અગિયાર છે અને માન્ચેસ્ટરમાં આઠ છે; આખા ઇંગ્લાંડમાં મળીને એકસો બાવીશ શાળાઓ છે. દરેક જાતનો ધંધો શીખવાની સગવડ એક યા બીજી ટેકનિકલ સ્કૂલ્સ અથવા કોલેજમાં મળી રહે છે. મોટી શાળાઓમાં મુખ્યતઃ પાંચ વિભાગો હોય છેઃ—(૧) યાંત્રિક ધંધાઓ; (૨) રસાયનિક ધંધાઓ; (૩) વાસ્તુકલા; (૪) ચિત્રકલા અને (૫) ગૃહવિજ્ઞાન. ઉપરાંત ખાણો, આગબોટો, વિમાનો વગેરેને લગતા ઉદ્યોગો શીખવનારી પણ ઘણી શાળાઓ છે.

**જ્યૂનિયર ટેકનિકલ સ્કૂલ્સ**

આખો દિવસ પદ્ધતિસર કેળવણી લેવા ઇચ્છતા ચૌદપંદર વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓ માટેની આ શાળાઓ છે. પ્રાથમિક કેળવણી પૂરી કર્યા પછી આ શાળાઓમાં દાખલ થઈ શકાય છે. મોટા ભાગના માફી અને થોડી સખ્યામાં ફી ભરનારા એમ બંને પ્રકારના વિદ્યાર્થીઓ અહીં હોય છે. સ્થાનિક સ્વરાજના કેળવણી ખાતા તરફથી આ શાળાઓ ચલાવાય છે. નાના નાના અનેક ધધાઓ આ શાળાઓમાં શીખવાય છે.

**ટેકનિકલ લોકલ કૉલેજીઝ**

આ શાળાઓ માધ્યમિક દરજ્જાની ધંધાદારી શાળાઓ છે. ઇંગ્લાંડમાં આવી ચાળીશ સસ્થાઓ છે. આ શાળાઓમાં આપણે ત્યાંની મુંબઈની વી. જે. ટેકનિકલ સ્કૂલ અથવા વડોદરાના કલાભવનની જેવી તાલીમ અપાય છે. પરંતુ ઇંગ્લાંડની આ શાળાઓમાં વિષયોની વિવિધતા પુષ્કળ છે, તેમ જ નાનાં મોટાં ઘણાં શહેરોમાં એનો પ્રચાર છે. આ શાળાઓમાં સોળસત્તર વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. કારખાનાંવાળાનાં બાળકો પણ આ શાળાઓમાં જ ભણવા આવે છે. સ્થાનિક કેળવણી ખાતું તથા સરકારી

મુખ્ય કેળવણી ખાતું આ શાળાઓનો ખર્ચ અરધે ભાગે ઉપાડી લે છે.

પ્રાથમિક તેમ જ માધ્યમિક ખેતીવાડીની કેળવણી બાબતમાં આ દેશ પછાત છે; માત્ર ખેતીવાડીની ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ છે.

### વિદ્યાપીઠોમાં ઔદ્યોગિક કેળવણી

ઓક્સફર્ડ તથા કેંબ્રીજ જેવી પ્રાચીન વિદ્યાપીઠો તેમ જ લંડન, માન્ચેસ્ટર, લિવરપૂલ વગેરે અર્વાચીન વિદ્યાપીઠોમાં ઔદ્યોગિક કેળવણી આપવાની પુષ્કળ સગવડો છે. યંત્રશાસ્ત્ર, રસાયનિક ઉદ્યોગો, વાસ્તુશાસ્ત્ર, ખેતીવાડી, વૈદક વગેરે વિષયો ઉપરાંત નાટ્યકલા, પુસ્તકાલયવિદ્યા, વગેરે નવા નવા વિષયો શીખવવાની સગવડો પણ તેમાં કરવામાં આવી છે.

## ધંધાની શોધ અને માર્ગદર્શન

### વિવિધ જાતની સંસ્થાઓ

અભ્યાસ પૂરો થઈ રહ્યા પછી છોકરાછોકરીઓને ધંધા શોધી આપીને કામે લગાડવાના હેતુથી સ્થપાયેલી ઘણી સંસ્થાઓ દેશભરમાં પથરાયેલી છે. બાળકો ભણતાં હોય ત્યારથી તેમને તેમ જ વાલીઓને ભાવિ કેળવણી તેમ જ ધંધાઓ પરત્વે માહિતી પૂરી પાડવી, શાળાઓમાંથી ઊઠી જતાં છોકરાછોકરીઓને કોઈ પણ જાતનો ધંધો શોધી લેવામાં મદદ કરવી અથવા શોધી આપવો, તેમને રાત્રિશાળાઓમાં દાખલ થવા અથવા તો આગળ અભ્યાસ ચાલુ રાખવા સમજાવવાં, તેમ જ તાજેતરમાં ધંધે ચડેલા જુવાન કામદારો ઉપર સહાનુભૂતિભરી દેખરેખ રાખવી તથા તેમને અંગકસરત, સાત્ત્વિક આનંદનાં સાધનો અને પુરવણી શિક્ષણ વગેરે સગવડોની માહિતી આપવી, આવે અનેક રસ્તે આ સંસ્થાઓ પોતાનું કામ કરી રહી છે.

દરેક જગ્યાની સ્થાનિક શિક્ષણસભા તરફથી બાલકામદારોને નોકરી શોધી આપનાર મંડળ ( જુવેનાઈલ એમ્પ્લોયમેન્ટ કમીટી ) નિમાય છે. આ મંડળમાં કેળવણી તેમ જ ઉદ્યોગધંધાઓ સાથે સંબંધ

ધરાવનાર અભ્યાસીઓ હોય છે આ મંડળને કારખાનાઓ તથા ઉદ્યોગોના માલેકો સાથે સારો સબંધ હોય છે કોઈ પણ સ્થળે ખાલી જગ્યા પડે એટલે તેની માહિતી આ મંડળને આપવામાં આવે છે, તેમ જ ખાલી પડેલી જગ્યા માટે જે યોગ્ય ઉમેદવાર હોય તેને સદરહુ નોકરી બાબત જાણ કરવામાં આવે છે

આ જ ધોરણે ઔદ્યોગિક ખાતાઓ (લેબર ડિપાર્ટમેન્ટ) દ્વારા 'માલકામદારોને સલાહ આપનારા મંડળો' (જુવેનાઈલ એડવાઈઝરી કમીટી) ચલાવાય છે, તેમાં 'વ્યવસાયમાહિતીમંડળ' (એમ્પ્લોયમેન્ટ બ્યૂરો) નામના પેટા મંડળો હોય છે આ મંડળો પાસે ખાલી પડેલી જગ્યાઓ અને નવા ઉમેદવારોની સંપૂર્ણ માહિતી હોય છે જે વિદ્યાર્થીનું ભણતર પૂરું થઈ રહે તેને આ મંડળો દ્વારા નોકરી મેળવી આપવાના બધા પ્રયત્નો કરવામાં આવે છે

**માર્ગદર્શનની રીતિ**

માધ્યમિક શાળાઓ તેમ જ સેન્ટ્રલ સ્કૂલ્સમાં ભણી રહેલા વિદ્યાર્થીઓને ધંધો શોધી આપવા માટે લેબર ખાતાએ 'વ્યવસાયમાહિતી મંડળો' (એમ્પ્લોયમેન્ટ બ્યૂરો) કાઢ્યા છે શાળાના મુખ્ય અધ્યાપકને પણ કારખાનાઓ તથા બીજા ઉદ્યોગધંધાઓ સાથે સારો સંબંધ હોય છે સારી રીતે તૈયાર થયેલ વિદ્યાર્થીને હરકોઈ સ્થળે કામે લગાડી દેવામાં આ બંને ઉપયોગી થાય છે

ધંધો શોધી આપવાને માટે આ મંડળોને વિદ્યાર્થીઓ સંબંધે ઘણી જાતની હકીકતો—માહિતીઓની જરૂરત રહે છે, જે વર્ગશિક્ષક તેમ જ શાળાના મુખ્ય અધ્યાપક તરફથી તેમને પૂરી પાડવામાં આવે છે આ માહિતીઓને આધારે તેમ જ ઔદ્યોગિક ક્ષેત્રમાં પોતાને જે અનેક જાતના અનુભવો થયા હોય તે ઉપરથી વ્યાવહારિક વિચાર કરીને આ મંડળોના અધિકારીઓ—કાર્યકરો પોતાનું કામ બજાવે છે બેશક તેમણે ઔદ્યોગિક માનસશાસ્ત્રની અથવા તો રીતસરની ધંધામાં માર્ગદર્શનની કેળવણી લીધી હોતી નથી.

સિવાય દરેક શાળાને અંગે કોઈ પણ 'બાલકામદાર માર્ગદર્શક મંડળ' ( આફ્ટર કેર કમીટી ) નામનું મંડળ હોય છે. આ મંડળમાં વિદ્યાધિકારી, ધર્મોપાધ્યાય, સમાજસેવક અને શિક્ષક વગેરે કોટિના સભાસદો હોય છે. આ મંડળનું કામ વિદ્યાર્થી શાળામાંથી ભણી ઊતરીને કામે ચડી જાય અને ત્યાં બરોબર ગોઠવાઈ જાય ત્યાં સુધી તેની દેખરેખ-સંભાળ રાખવાનું હોય છે. વાલી, કારખાનાના માલેકો તથા ખુદ વિદ્યાર્થી પોતે એમ ત્રણેની સાથે આ મંડળ સંપર્કમાં રહે છે. આ કામ સેવાભાવના સિદ્ધાંત ઉપર થાય છે; માત્ર એમ્પ્લોયમેન્ટ બ્યૂરોનો ખર્ચ લેબર ખાતું આપે છે.

છેક ઉપલી શ્રેણીના વિદ્યાર્થીઓના છેલ્લા વર્ષના પહેલા ૭ મહિનાને અંતે વિદ્યાર્થીઓ તથા તેમના વાલીઓને એકઠા કરવામાં આવે છે. અને શાળાના મુખ્ય અધ્યાપક, લેબર ખાતાનો પ્રતિનિધિ, આફ્ટર કેર કમીટીનો મંત્રી તથા રાત્રિશાળાનો વ્યવસ્થાપક, એમ ચાર જણાની સમિતિ મળે છે. દરેક વિદ્યાર્થીનું અત્યાર સુધીનું રેકર્ડ ( માહિતીપત્રક ) જોઈને તેનું બૌદ્ધિક તેમ જ ધંધા વિષયક વલણ કઈ જાતનું છે તેની માહિતી સભાસદો મેળવે છે, અને પછી વાલી તેમ જ વિદ્યાર્થીને રૂબરૂ મળીને વિદ્યાર્થીને કયો ધંધો વધારે માફક આવશે તથા કઈ જાતની પુરવણી કેળવણી તેણે લેવી પડશે તે બાબત વાલી તેમ જ વિદ્યાર્થી ઉભયને તેઓ સલાહ આપે છે. વિદ્યાર્થીઓનું નામ એમ્પ્લોયમેન્ટ બ્યૂરોની યાદીમાં દાખલ કરવામાં આવે છે, અને જો વિદ્યાર્થી પોતાની મેળે કોઈ ધંધો મેળવી ન લે તો તેને બ્યૂરો મારફત મેળવી દેવાની તજવીજ થાય છે. જો બેકારીનો સમય હોય તો પંદરથી અઢાર વર્ષની ઉંમરવાળા વિદ્યાર્થીને પેટપૂરતું ભથ્થું અપાય છે.

**ધંધાઓનું પદ્ધતિસરનું માર્ગદર્શન**

ધંધાઓ સંબંધે માર્ગદર્શન કરાવવાનું કામ વધારે શાસ્ત્રીય રીતે થાય તે સારુ લંડનમાં "ઔદ્યોગિક માનસશાસ્ત્ર સંશોધનસંસ્થા" ( ઇન્સ્ટીટ્યૂટ ઑફ ઇન્ડસ્ટ્રીયલ સાઈકોલોજી ) સ્થપાઈ છે. માનસ-

શાસ્ત્રની દૃષ્ટિએ કેટલીએક તપાસ કરીને દરેક વ્યક્તિને તેના કુદરતી ગુણો અને વલણો અનુસાર માફક આવે તેવો કોઈ ધંધો શોધી આપવો શક્ય છે કે કેમ, તે શોધવાનો પ્રયત્ન આ સસ્થા કરી રહી છે. હરેક કામમાં એક વિશિષ્ટ પ્રકારની બુદ્ધિ અને ઇંદ્રિયકુશળતા આવશ્યક છે, તેમ હરેક વ્યક્તિમા પણ એક ચોક્કસ પ્રકારની બુદ્ધિ અને ઇંદ્રિય-કુશળતા ખીલેલાં હોય છે. આ બંને બાબતોનો જો મેળ સાધી શકાય તો દરેક વ્યક્તિને તેને લાયકનું જ કામ આપી શકાય. શાળાઓમાં વિદ્યાર્થીઓને ધધાઓનું માર્ગદર્શન કરાવનારા શિક્ષકો ( કેરીઅર–માસ્ટર્સ ) તથા એમ્પ્લોયમેન્ટ બ્યૂરોના અધિકારીઓને તાલીમ આપવાનુ કામ આ સંસ્થા મારફત થશે.

આપણા દેશમાં શાળાના સંચાલકોનું વલણ વિદ્યાર્થીઓને માત્ર કેળવણી આપીને દુનિયામાં છૂટા મૂકી દેવાનુ છે; પછી ને વિદ્યાર્થીનું ગમે તે થાય ! આથી ઊલટું ભણી ઊતરેલ વિદ્યાર્થીને યોગ્ય ધંધો શોધી આપવો તેમ જ ધધે ચડ્યા પછી પણ તેનુ જીવન સરળતાથી ચાલે છે કે નહિ તે વિષે ધ્યાન રાખ્યા કરવુ એવી વૃત્તિ–કર્તવ્યબુદ્ધિ ઇંગ્લાંડની શાળાઓના સંચાલકોની હોય છે. દેશની સામાજિક સુવ્યવસ્થાનો આ મોટો તફાવત ધ્યાન ખેંચે તેવો છે.

## પ્રકરણ સત્તરમું

# ગુણદોષદર્શન અને પુનર્ઘટનાની દિશા

### સિદ્ધાંત કરતાં વ્યવહાર તરફનું વલણ

અંગ્રેજ લોકો સિદ્ધાંતવાદી કરતાં વ્યવહારકુશળ વધારે છે. તેમના આ ગુણનું પ્રતિબંબ તેમની કેળવણી પ્રણાલિમાં બરાબર પડ્યું છે. ઇંગ્લાંડની કેળવણીનો વિકાસ અમુક સિદ્ધાંતોને અનુસરીને થયો નથી, પરંતુ ઊભી થતી પરિસ્થિતિને અંગે સમયાનુકૂળ સુધારાઓ કરતાં કરતાં તે વિકાસ થયો છે. આથી બીજા દેશોની કેળવણીમાં થયેલા

સુધારાઓ પદ્ધતિસરના ને એકબીજાને સુસંગત આપણે જોઈ શકીએ છીએ, જ્યારે ઇંગ્લાંડ સંબંધે તેવું નથી. લોકશાહીના સિદ્ધાંતને અનુસરીને અમેરિકાએ પોતાની કેળવણીનો વિસ્તાર કર્યો; જર્મનીએ પોતાના રાષ્ટ્રની ઉન્નતિને લક્ષમા રાખી કેળવણીમાં પ્રગતિ સાધી. કૉમ્યુનિઝમના સિદ્ધાંતોના અમલ અર્થે રશિયન કેળવણી પ્રણાલિ અસ્તિત્વમા આવી અને ઇટાલિયન કેળવણીનો વિકાસ તેના ફેશીઝમના સિદ્ધાંતોને દઢ કરવા ચાલુ કરવામાં આવ્યો. પરંતુ બીજા દેશો પેઠે ઇંગ્લાંડમાં એક પછી એક રાજક્રાંતિઓ થઈ જ નથી; ઇંગ્લાંડમાં રાજકારણ તથા સમાજની પ્રગતિ પરિસ્થિતિ અનુસાર ધીમે ધીમે થઈ છે. ઇંગ્લાંડની કેળવણીના વિકાસમાં પણ આપણને આવું જ પ્રતિબિંબ દેખાય છે. હકીકત એવી છે કે હરકોઈ દેશના રાજકીય સિદ્ધાંતોમાં ફેરફાર થયા સિવાય તેની કેળવણીમાં ધરમૂળથી ફેરફારો થતા જ નથી.

ઓગણીશમી સદીમાં વિજ્ઞાનની શોધો થઈ ને પરિણામે યાંત્રિક સુધારાઓ આવ્યા. પરિણામે ઔદ્યોગિક યુગ બેઠો. શહેરમાં રહેતા મજૂરોના બાળકો સારુ દયાભાવની વૃત્તિથી પ્રાથમિક કેળવણી આપવાની શરૂઆત થઈ. જેમ જેમ કામગારવર્ગ બળવાન થતો ગયો તેમ તેમ પ્રાથમિક કેળવણી આવશ્યક બનતી ગઈ, ને તેનો પ્રચાર વધતો ગયો. એક વાર કેળવણી લેવાની શરૂઆત કર્યા પછી તો ગરીબ હોવા છતાં માધ્યમિક તેમ જ ઉચ્ચ કેળવણી મેળવવાની મહત્ત્વાકાંક્ષા મજૂરવર્ગમાં પણ જાગે જ. અર્થાત્ આ વર્ગની માગણીને પહોંચી વળવા ઉચ્ચ કેળવણીની શાળાઓ કાઢવાની ઇંગ્લાંડને જરૂરિયાત જણાઈ. ટૂંકામાં કહીએ તો લોકોની માગણી જેમ જેમ વધતી ગઈ તેમ તેમ ઇંગ્લાંડમાં કેળવણીનો વિસ્તાર અને વિકાસ પરિસ્થિતિ પ્રમાણે વધતો ગયો. અર્થાત્ આ વિસ્તાર લોકોને કેળવણી આપવી આવશ્યક છે એ સિદ્ધાંત ઉપર નહિ, પરંતુ લોકોની વધતી જતી માગણીને પહોંચી વળવા માટે થયેલો છે.

**કેળવણીમાં વર્ગભેદ**

ઇંગ્લાંડ અને અમેરિકાના સામાજિક તેમ જ કેળવણી વિષયક

વિચારોમાં બહુ મોટા તફાવત છે. ઇંગ્લાંડનો સિદ્ધાંત વ્યક્તિસ્વાતંત્ર્ય ( લાસી ફેર ) અને 'બળિયાના બે ભાગ' ( સરવાઇવલ ઑફ ધી ફિટેસ્ટ )નો છે; જીવનકલહમાં જે માણસ વર્ચસ્વ મેળવી જાય તે જીવે, બાકીનાનો ભલે નાશ થાય; હરેક વ્યક્તિએ બીજાને હઠાવી પોતે આગળ વધવું જોઈએ; બળવાન જીવે, દુર્બળ પીસાઈ જાય. આથી ઊલટુ અમેરિકાનો સિદ્ધાંત એવો છે કે જીવનકલહમાં હરેક વ્યક્તિને આગળ વધવાની સમાન અનુકૂળતા મળવી જોઈએ. સમર્થ માણસ તો પોતાને બળે જ આગળ વધે, પરંતુ દુર્બળ માણસોને પણ સુ-સંપન્ન થવા માટે મદદ કરવી જોઈએ. સમાજની હરેક વ્યક્તિનો વિકાસ થાય તો જ એકંદરે આખો સમાજ વિકાસ પામે. વિચારોની આવી તાત્ત્વિક ભિન્નતાને લઈને ઇંગ્લાંડ અને અમેરિકાની કેળવણી પ્રણાલિ પણ જુદી જુદી તરેહની રચાઈ છે. અમેરિકાએ પોતાની કેળવણીનાં દ્વાર ગરીબ તેમ જ તવંગર, બુદ્ધિમાન તેમ જ જડ, આગળ વધેલા તેમ જ પછાત રહેલા, તમામ વર્ગો માટે ખુલ્લાં રાખ્યાં છે. ઇંગ્લાંડની પદ્ધતિમાં 'લાયકાત પ્રમાણેની કેળવણી'ના તત્ત્વનો અમલ છે. 'લાયકાત' શબ્દનો અર્થ જો વિશાળ રીતે કરીએ તો આ સિદ્ધાંત કેળવણીને માટે બહુ ઊંચી જાતનો ગણાય. પરંતુ ઇંગ્લાંડે "લાયકાત' શબ્દને પૈસો અને બુદ્ધિની મર્યાદામાં બાંધી લીધો છે. આથી જે વર્ગ પૈસાદાર નથી થઈ શક્યો અથવા બુદ્ધિશાળી થવાની જેને અનુકૂળતા આજ સુધી નથી મળી તે વર્ગને ઇંગ્લાંડની આજની કેળવણી પદ્ધતિ પસંદ નથી.

**કેળવણી પદ્ધતિમાં વિવિધતા**

પરિસ્થિતિ અને જરૂરિયાત પ્રમાણે કેળવણીની સંસ્થાઓ ઉઘાડવાનું અથવા તેમાં સુધારા કરવાનું વલણ ઇંગ્લિશ કેળવણી પદ્ધતિમાં હોવાથી તેની યોજનામાં જે વિવિધતા આવી શકી છે તે બીજા દેશોમાં આવી શકી નથી. વ્યવહારુ પગલાં લેતા વખતે પણ તેની પાછળ કોઈક સિદ્ધાંત તો હોવો આવશ્યક છે જ. અર્થાત્ જે દેશની કેળવણીની

યોજનામાં આવું એક તત્ત્વ અંતર્ભૂત ન હોય ત્યાં કેળવણીની સંસ્થાઓ અનેક તત્ત્વો ઉપર રચાયેલી અને ભિન્નભિન્ન સ્વરૂપની ઊભી થાય જ. ઈંગ્લાંડનું પણ તેવું જ બન્યું છે. ઈંગ્લાંડના લોકોએ બહુ વિચારપૂર્વક કેળવણીનું એક વિશિષ્ટ તત્ત્વજ્ઞાન ઊભું કર્યું જણાતું નથી પરિણામે જર્મની, અમેરિકા અને રશિયાની સાથે તુલના કરતાં કેળવણીની તાત્ત્વિક વિચારણામાં ઈંગ્લાંડ પછાત રહેલું દેખાય છે. માત્ર ઈંગ્લાંડની કેળવણીની વિધવિધ સંસ્થાઓ જોયા પછી તેમના મૂળમાં રહેલા અનેક સિદ્ધાંતો વિષે આપણી ખાતરી થયા વિના રહેતી નથી.

**વ્યક્તિનિષ્ઠ કેળવણી**

કેળવણી વિષે તાત્ત્વિક વિચારણા કરતી વખતે ઈંગ્લાંડના કેળવણીના નિષ્ણાતો કહે છે. " અમે વ્યક્તિને લક્ષમાં રાખીને કેળવણી આપીએ છીએ. " આ સિદ્ધાંતને અનુસરીને જો કેળવણી આપવામાં આવે તો વ્યક્તિગત ગુણોના વિકાસ સારુ અભ્યાસક્રમ તેમ જ વર્ગમાં શિક્ષણપદ્ધતિમાં ઘણી છૂટ હોવી જોઈએ, પરંતુ તેવું કશું જણાતું નથી. કેળવણીની યોજના જોઈએ તો તેમાં વ્યક્તિત્વના વિકાસને બદલે તેનો નાશ થવાનો સંભવ વધારે લાગે છે. હજારો વિદ્યાર્થીઓને એક જ જાતના સંચામાંથી પરીક્ષા દ્વારા પસાર કરવામાં વ્યક્તિત્વનો વિકાસ ક્યાંથી થાય ? અમુક ચોક્કસ વિષયોનું જ્ઞાન બરાબર મળી રહે એવો હેતુ ઈંગ્લાંડની શાળાઓના અભ્યાસક્રમમાં દેખાય છે. અર્થાત્ આ કેળવણીની યોજનામાં કોઈ સામાજિક તાત્ત્વિક સિદ્ધાંત નથી એવો જે તેના ઉપર આક્ષેપ છે, તેના ઉત્તર રૂપે અને પ્રચલિત યોજનાના સમર્થન તરીકે ' કેળવણીમાં વ્યક્તિવાદ ' ના સિદ્ધાંતની ઢાલ ધરવામાં આવી હોય એમ ભાસે છે. કેમકે પ્રત્યક્ષ કેળવણીના અમલી ભાગમાં આ તત્ત્વનો સમાવેશ થતો દેખાતો નથી.

ઈંગ્લાંડની કેળવણીની પ્રણાલિમાં ચોક્કસ પદ્ધતિ અને શિસ્તપાલનનું જોર એટલું છે કે એમાં વ્યક્તિનો વિકાસ ભાગ્યે જ થાય. સ્વતઃ વ્યક્તિગત ગુણોનો વિકાસ કોઈ કારણે થતો જણાય તોપણ

આસપાસનાં બંધનોમાં તે જકડાઈ રહેલો જ હોય છે. શાળાઓમાં ચિત્રકલા લેખન અને વિદ્યાર્થીઓના વર્તનમાં તેમનું વ્યક્તિત્વ જોઈ શકાય; પરંતુ ઇગ્લાંડની શાળાઓમાં વિદ્યાર્થીઓના ચિત્રોમાં વ્યક્તિ-વૈવિધ્ય, ચેતન અથવા તાજગી દેખાતાં નથી; બધાં સર્જનોમાં એકતાનતા અને જડતા જ માલૂમ પડે છે. વિદ્યાર્થીઓના વર્તનમાં પણ જે જાતની છૂટ અને સાહજિકતા હોવાં જોઈએ તેને બદલે તેમના દિલ પર જાણે કોઈક બંધન હોય એમ આપણને લાગે છે. નવીન મુલાકાત લેનારને તો આવું લાગ્યા વિના રહેતું જ નથી. બેશક કેટલીએક શાળાઓ આમાં અપવાદ રૂપ છે ખરી.

**સામાજિક ધ્યેયવાદનો અભાવ**

અંગ્રેજ લોકો એમ માનતા લાગે છે કે કેળવણીથી વ્યક્તિગત દરજ્જો જરૂર વધે છે; પરંતુ તેથી એકંદરે સામાજિક લાભ અને વિકાસ થાય છે એનું મહત્ત્વ તેઓ સ્વીકારતા હોય એમ જણાતું નથી; આ દૃષ્ટિએ બોલીએ તો ઇગ્લાંડની કેળવણી વ્યક્તિનિષ્ઠ છે એમ કહી શકાય ખરું. તેના વિકાસમાં ક્યાંયે કોઈ બળવાન સામાજિક ધ્યેયની પ્રેરણા આપણે દેખી શકતા નથી. સમાજમાં આગળ વધવા માટે વ્યક્તિએ કેળવણીની માગણી કરી અને રાજ્યે તે પૂરી પાડી. એટલું જ. આખીય જનતાને જ્ઞાનપ્રાપ્તિની અને ઉચ્ચ સંસ્કારિતા મેળવવાની અનુકૂળતા મળવી જોઈએ એવી ઉદાર ભાવના ૧૯૧૮ના ફિશર બિલના મૂળમાં રહેલી હતી. આ બિલને અંગ્રેજ પ્રજાએ શાબ્દિક અનુમોદન આપ્યું, પરંતુ સક્રિય અનુમોદન મળી શક્યું નહિ. કરકસરના બહાના હેઠળ એ કાયદો આજે સડે છે. એ કાયદાનુસાર ચૌદથી અઢાર વર્ષની ઉંમર સુધીની પુરવણી શાળાનું શિક્ષણ ફરજિયાત કરવા તેમ જ ફરજિયાત કેળવણીની ઉંમર પંદર વર્ષ સુધી વધારવાની કલમનો અમલ કરવાનું અનેક કારણે મુલતવી રહ્યું છે. દેશનાં બીજાં ખર્ચો તેમ જ સામ્રાજ્યની સંપત્તિ જોતાં કરકસરનું આ બહાનું ગળે ઊતરે તેવું નથી. ઇગ્લાંડની આજની કેળવણી પદ્-

તેથી ત્યાંનો સામાન્ય જનવર્ગ અસંતુષ્ટ છે એ બિના ત્યાંના લોકોના સંપર્કમાં આવતા તુરત દેખાઈ આવે છે. નીચલા વર્ગમાં રાજકીય જાગૃતિ આવી ત્યારે ' આપણા શેઠને હવે આપણે ભણાવીએ." (લેટ અસ એજ્યુકેઈટ અવર માસ્ટર્સ) ની જે ભાવના જાગૃત થઈ તેના મૂળમાં કોઈ ધ્યેયવાદ કરતા કટાક્ષ વધારે હતો એ ભૂલવું ન જોઈએ

સામાજિક દૃષ્ટિએ શિક્ષક ઉદાસીન હોવાથી, છે તે જ પરિસ્થિતિ સાચવી રાખવામાં (સ્ટેટસ્કો) તે મદદગાર થાય છે. આ કેળવણીની એક વિશિષ્ટતા તે તેમના શિક્ષકોનો આત્મસંતુષ્ટ ભાવ છે. " અમારી કેળવણીથી કાયદાનું પાલન કરનારા નાગરિકો ઉત્પન્ન થાય છે, તેમ જ વિદ્યાપીઠની પરીક્ષાઓમાં અમારું પરિણામ ઘણું સારું આવે છે. એમાં ફેરફાર કરવાની જરૂર અમને જણાતી નથી." માધ્યમિક શાળાના એક મુખ્ય અધ્યાપકના આવા ઉદ્‌ગારોનો બીજો શો અર્થ હોઈ શકે ?

**ચારિત્ર્યની કેળવણી**

પરીક્ષાની પદ્ધતિને લીધે અભ્યાસમાં જે સ્વતંત્રતા નથી મળી શકતી તે ઇતર પ્રવૃત્તિઓમાં દૃગગોચર થાય છે. ઇગ્લાંડની કેળવણી પદ્ધતિમાંથી શીખવા લાયક જો કોઈ તત્ત્વ હોય તો તે તેની ઇતર પ્રવૃત્તિઓ છે. ઈંગ્લાંડની કેળવણીનો ' ચારિત્ર્ય ' એ એક વિશેષ ગુણ મનાય છે. પરંતુ આ ચારિત્ર્યની કેળવણી, તેના અભ્યાસક્રમમાંથી કે વર્ગમાંથી મળતી નથી. ચારિત્ર્યનું ઘડતર તો વર્ગની બહાર રમતોના મેદાનમાં તેમ જ ભણતર સિવાયની ઇતર પ્રવૃત્તિઓ દ્વારા થાય છે. રજાઓમાં વિદ્યાર્થીઓ મુસાફરીએ જાય ત્યારે તેમની અવલોકન કરવાની ટેવ કેળવવામાં આવે છે, સાહસ અને શોધખોળના પોતાના પૂર્વજોના ગુણો જળવાઈ રહે માટે કોઈ વાર દક્ષિણ અમેરિકામાં, કોઈ વાર યુરોપમાં તો કોઈ ઉત્તરદક્ષિણ - હિમપ્રદેશોમાં તેમને સફરે ઉપાડવામાં આવે છે. વિદ્યાર્થીઓની એક ટોળી હિંદુસ્તાનમાં પણ આવી ગઈ છે. આ પ્રવૃત્તિઓ રાષ્ટ્રીય કેળવણીનું એક અંગ મનાય છે. અંગ્રેજ પ્રજા માને છે કે ચારિત્ર્યના ઘડતર માટે ભણતર સિવાયની

બીજી પ્રવૃત્તિઓ આવશ્યક છે. પરંતુ ચારિત્ર્યના ઘડતરને ધ્યેય માનીને તેને અનુકૂળ થાય તે જાતની અભ્યાસક્રમની અથવા કેળવણીની કોઈ પુનર્ઘટના થઈ નથી. ઉપરાંત 'ચારિત્ર્ય' (કેરેક્ટર) શબ્દનો અર્થ પણ અંગ્રેજ પ્રજાએ વિશિષ્ટ રીતે (મર્યાદિત) કરેલો છે. તેના ચારિત્ર્યમાં કોઈ આધ્યાત્મિક વિચારણાને સ્થાન નથી. વિશિષ્ટ સમાજ, ચોક્કસ ધ્યેય અને તેની ચોક્કસ પરંપરા સંબંધેની નિષ્ઠા–ભાવનાને અંગ્રેજ લોકો ચારિત્ર્ય કહે છે. પોતાના સમાજ સિવાયનો ઇતર સમાજ, તેનાં ધ્યેય કે તેમની પરંપરાને પોતાનામાં સમાવી લેવા જેટલી ઉદારતા આ વ્યાખ્યામાં નથી. એટલે ચારિત્ર્ય શબ્દનો અંગ્રેજ પ્રજાનો અર્થ વિશાળ અને શાશ્વત નહિ પરંતુ મર્યાદિત તેમ જ સાપેક્ષ છે.

**જ્ઞાનની લેવડદેવડ**

કેળવણીમા માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો હજુ આજ્યે જૂની શિક્ષણપદ્ધતિનો અમલ વધારે પ્રમાણમા ચાલે છે; નવા વિચારોનો પ્રચાર ઘણો ઓછો થયો છે. શિક્ષક વિદ્યા 'આપે' અને વિદ્યાર્થી તે 'લે' એ જાતની ભાવના હજુ પ્રવર્તે છે. કેળવણીની નવી શિક્ષણ-પદ્ધતિઓનો અમલ ખરું જોતા અધ્યાપનમંદિરો (ટ્રેનિંગ કોલેજો)-મા શરૂ થવો જોઈએ, પરંતુ ત્યા પણ વિદ્યા 'આપવા' અને 'લેવા'ની માન્યતા જ હજુ ઘર કરી બેઠી છે. શિક્ષક ભાષણો આપે અને વિદ્યાર્થીઓ તુરત તેની 'નોટસ' ઉતારી લે, એ પદ્ધતિ હજુ ચાલે છે. એટલે આપણા દેશમાં અને ઇગ્લાંડમાં એ રીતે શિક્ષણપદ્ધતિમાં બહુ ઝાઝો તફાવત જણાતો નથી.

જાગૃત થયેલ વ્યક્તિમાં જ્ઞાન આપોઆપ આવે છે, અથવા તો એવી વ્યક્તિને જ્ઞાનપ્રાપ્તિની ભૂખ જાગવાને લીધે સ્વતઃ જ તે મેળવી લે છે, એ માન્યતાનો અમલ થતો ક્યાયે જોઈ શકાતો નથી. પોતાની જાતને નવીન કેળવણી આપતી સંસ્થાઓ કહેનારી શાળાઓમાં પણ વિદ્યાર્થીઓ સ્વયંસ્ફૂર્તિથી અને જાતે મહેનત કરીને કામ ઉપર મંડી પડ્યા હોય એવું દેખાતું નથી. શિક્ષક, વર્ગ, નોંધપોથીઓ અને

'નોટસ' ની જ પુનરાવૃત્તિ દરેક ઠેકાણે નજરે પડે છે, કદાચ પરીક્ષા-પદ્ધતિનું પણ એ પરિણામ હોય. માનસશાસ્ત્રના નવા સિદ્ધાંતોનો અમલ શિક્ષણપદ્ધતિમાં બહુ થતો હોય એમ દેખાતું નથી.

સ્વાધ્યાયપ્રધાન ડોલ્ટન યોજનાનો પ્રચાર ઇંગ્લાંડમાં વધતો જાય છે. નક્કી કરેલો અભ્યાસક્રમ થોડા વખતમાં પૂરો કરીને પરીક્ષાની સારી તૈયારી કરવામાં આ પદ્ધતિ બહું ઉપયોગી છે, એ દૃષ્ટિએ તેનો સ્વીકાર થયો હશે એમ કહી શકાય.

**અભ્યાસક્રમમાં ઉપરછલા સુધારા**

જેમ શિક્ષણપદ્ધતિમાં બહુ સુધારો દાખલ થયો નથી, તેમ જ અભ્યાસક્રમની બાબતમાં પણ છે. ઇંગ્લાંડની ઉચ્ચ કેળવણીનો ઇતિહાસ જોઈએ તો તેમાં જૂના અને નવા વિષયોનો ઝગડો સતત ચાલ્યા કર્યો છે. એક વાર લેટિન અને ગ્રીક ભાષાઓએ માતૃભાષાનો વિરોધ કર્યો હતો; અર્વાચીન ભાષાઓ દાખલ કરતી વેળા પણ વિરોધ થયો જ હતો. ભૌતિક શાસ્ત્રોનો સમાવેશ વિદ્યાપીઠોમાં ન થયો ત્યારે તેમને પોતાની સ્વતંત્ર યોજના ઊભી કરવી પડી, અને આગળ જતાં એ શાસ્ત્રોને વિદ્યાપીઠોએ અભ્યાસક્રમમાં દાખલ કર્યાં, તોપણ જૂના ભાષા-પંડિતોનો તેના તરફનો અણગમો ચાલુ જ રહ્યો. એ જ જાતની સ્થિતિ આજે હાઈસ્કૂલના અભ્યાસક્રમ વિષે થઈ છે. દુનિયામાં આજે બધે સમાજ વિષયક શાસ્ત્રોને અગત્ય અપાવા લાગી છે, પરંતુ ફરજિયાત અભ્યાસક્રમમાં તેનો સમાવેશ કરવાની વિચારણાએ હજુ જોર કર્યું નથી. કેટલાએક વેપારીઓએ અર્થશાસ્ત્ર અને આધુનિક વેપારપદ્ધતિને શિક્ષણમાં દાખલ કરવાની સૂચના કરી છે. તે જ રીતે નાગરિકશાસ્ત્રનું શિક્ષણ આપવાનાં સ્વતંત્ર મંડળો નીકળવા લાગ્યાં છે. હાથકારીગરીની કેળવણીમાં પણ પ્રગતિ થઈ રહી છે. પરંતુ 'સદ્‌ગૃહસ્થ' (ઇંગ્લિશ જેંટલમેન) માટે આવશ્યક ગણાતી કેળવણીમાં આ બાબતોનો સમાવેશ કરવાની ઉત્સુકતા શાળાઓના સંચાલકોમાં દેખાતી નથી.

ઇંગ્લાંડમાં કેળવણીની પુનર્ઘટના વિષેની જે વિચારણા ચાલે છે

તે કેળવણીના બાહ્ય સ્વરૂપ પૂરતી, તેમ જ તેની વ્યવસ્થા પૂરતી છે. અભ્યાસક્રમની વિગતોમાં આજની પરિસ્થિતિ પ્રમાણે હવે જરૂરી પુનર્ઘટના થવી જોઈએ એવી માગણી ત્યાં થતી હોય એમ લાગતું નથી. અમેરિકામાં આ દિશામાં ભારે મોટા પ્રયત્નો ચાલી રહ્યા છે.

### ઇતર પ્રવૃત્તિઓનું મહત્ત્વ

કેળવણીનું ધ્યેય શું, વગેરે તાત્ત્વિક વિચારણામાં જેટલા પ્રમાણમાં જર્મન શિક્ષક ઊંડો ઊતરી શકે છે તેટલા પ્રમાણમાં અંગ્રેજ શિક્ષક ઊતરી શકતો નથી. અંગ્રેજ શિક્ષક કેળવણીનો વિચાર કરતી વેળા હમેશાં તાત્ત્વિક દૃષ્ટિથી નહિ પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ જ તેને જુએ છે. કેળવણીના પ્રદેશોમાં તાત્ત્વિક સિદ્ધાંતો અને વિચારણા સંબંધેનું સાહિત્ય પણ ઇંગ્લાંડમાં બહુ લખાયું નથી જ્યારે જર્મની, અમેરિકા અને રશિયામાં આવા સાહિત્યની માગણી સારા પ્રમાણમાં રહે છે. પોતાનાં બાળકો સભ્ય સ્ત્રીપુરુષ (જેન્ટલમેન અને જેન્ટલવુમન) બને, અને તેમનું 'ચારિત્ર્ય' સારું થાય તેથી આગળનો વિચાર અંગ્રેજ લોકો કરતા નથી. અને છતાં આ 'સભ્યતા અને ચારિત્ર્ય'નું ધ્યેય જૂની પદ્ધતિના અભ્યાસક્રમો દ્વારા થોડીએક પરીક્ષાઓ પાસ કરવાથી સધાતું નથી—સધાવું શક્ય પણ નથી, અને તેથી

**વર્ગવારીની અનિષ્ટ પદ્ધતિ**

શ્રેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠના ધોરણે જડ વસ્તુઓ અથવા તો પશુ-પક્ષીઓનું વર્ગીકરણ થઈ શકે છે, પરંતુ જીવનાન્તગના અને નિત્ય-નવીન વિકાસ પામતા મનુષ્યને કપાળે આ જાતની શ્રેષ્ઠકનિષ્ઠની છાપો મારી તેમને અમુક મુદ્દતને માટે એમાં જ ગોંધી રાખવા એ કોઈ રીતે વ્યાજબી નથી. ઇંગ્લાંડની શાળાઓની યોજના તેમ જ તેની વર્ગપદ્ધતિ ઉક્ત સિદ્ધાંતાનુસાર થયેલી છે. પ્રાથમિક કેળવણી પૂરી થાય એટલે વિદ્યાર્થીઓના શ્રેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ વર્ગો પાડી દઈ તેમને અનુક્રમે હાઈસ્કૂલ, સેન્ટ્રલ સ્કૂલ અને સીનિયર સ્કૂલોમાં દાખલ કરવામાં આવે છે. પરિણામે આ શાળાઓમાં ભણતા દરેક વિદ્યાર્થીને કપાળે એ જ જાતની શ્રેષ્ઠકનિષ્ઠની છાપ પડે જ છે. માધ્યમિક શાળામાં પણ વિદ્યાર્થી દાખલ થાય કે તરત જ તેને અ, બ, ક જાતના ત્રણ વર્ગો પૈકી એકાદમાં મૂકવામાં આવે છે; અને તેનો આ દરજ્જો થોડા ફેરફાર સાથે ઠેઠ સુધી કાયમ રહે છે. આવી વર્ગવારીને પરિણામે વિદ્યાર્થી-ઓના મન પર તેની કેવી અસર થાય તે હરકોઈ સહેજે કલ્પી શકે તેવું છે. આ રીતમાં વ્યક્તિના દિલમાં સદાયને માટે લઘુતાગ્રંથિ (ઇન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ) બંધાવાનો ભય છે. અને દેશના મોટા ભાગનાં બાળકોને આવી ગ્રંથિઓથી ઘેરાયેલાં રાખવામાં માનસ-સ્વાસ્થ્ય (મેન્ટલ હાઇજિન)ની દૃષ્ટિએ ભારે મોટું નુકસાન છે. વળી માનસશાસ્ત્રની દૃષ્ટિએ તપાસીએ તો આવું વર્ગીકરણ માત્ર બૌદ્ધિક કસોટીને આધારે કરવું એ પણ શાસ્ત્રશુદ્ધ નથી. બૌદ્ધિક દૃષ્ટિએ કનિષ્ઠ વર્ગમાં ગણાવા યોગ્ય વિદ્યાર્થી શ્રેષ્ઠ લડવૈયો, સમાજસેવક, યંત્રવિશારદ અથવા સાહસવીર નહિ નીવડે એમ કેમ નક્કી થઈ શકે? અને તો પછી બાળપણમાં જ તેને આવી જાતની હલકી પંક્તિએ મૂકવાનો અર્થ શો? વળી આ વર્ગવારી જાહેરમાં કરવામાં આવે છે તે તો વ્યક્તિના સ્વાભિમાનની દૃષ્ટિએ સાવ બેહૂદું છે! આવી વર્ગ-વારીમાં સતત સજા રહેવું કોઈ પણ માણસ પસંદ કરે નહિ.

**પરીક્ષાઓનું જોર**

ઈંગ્લાંડની કેળવણી પદ્ધતિમાં શાળાઓની ઉતરડ જોઈએ ત્યારે તેની પરીક્ષાપદ્ધતિનો ઉદ્દેશ ખ્યાલમાં આવે છે. ઈંગ્લાંડની કેળવણી જોતાં ઘડીભર તો એમ પણ થઈ જાય છે કે ત્યાંની કેળવણીમાં પરીક્ષા સિવાય બીજું કાંઈ નથી. ઉચ્ચ દરજ્જાની નોકરીઓ અને ઉજળિયાત વર્ગનો ધંધાને અર્થે બુદ્ધિશાળી લોકોને તારવી લેવા એ ત્યાંની શિક્ષણપદ્ધતિનું ધ્યેય છે. આવી જાતના લોકોની પસંદગી કરવા માટે ઈંગ્લાંડમાં આજે પરીક્ષાઓ સિવાય બીજું સાધન ઉપલબ્ધ નથી; માટે તો શિક્ષણમાં ડગલે અને પગલે પરીક્ષાની ચાળણીમાંથી વિદ્યાર્થીને પસાર કરવામાં આવે છે. આથી આખી કેળવણી યાંત્રિક બની ગઈ છે. જાણે કે પરીક્ષાઓ પસાર કરવા માટે જ બધો અભ્યાસ કરવાનો હોય એવું ધ્યેય શાળાઓએ સ્વીકારી લીધું છે. ઈંગ્લાંડની પ્રગતિમાન ગણાતી સંસ્થાઓ જુઓ તો ત્યાં પણ તેમની પ્રગતિનું ક્ષેત્ર શાળાનો અભ્યાસક્રમ નહિ પરંતુ ઇતર પ્રવૃત્તિઓ જ હોય છે. નક્કી કરેલા વિષયો ભણાવી દઈ પરીક્ષામાં પાસ ન કરાવે તેવી કોઈ શાળા ઇંગ્લાંડમાં ચાલી શકે તેવું છે જ નહિ. અને જ્યાં સુધી આપણો દેશ ઇંગ્લાંડની છાયા તળે છે ત્યાં સુધી આપણે પણ આ પરીક્ષાપદ્ધતિની બેડીમાંથી છૂટી શકીએ તેવું લાગતું નથી.

**અનુકરણ કરવા યોગ્ય બાબતો**

સિદ્ધાંતની દૃષ્ટિએ આ રીતે ઈંગ્લાંડની કેળવણી પદ્ધતિ આપણને દોષયુક્ત લાગે તોપણ તેમાં કેટલાંએક સારાં તત્ત્વો પણ સમાયેલાં છે એની ના પાડી શકાય નહિ. વિદ્યાર્થીના આરોગ્ય ઉપર શાળામાં અને શાળા બહાર પણ ધ્યાન રાખવામાં આવે છે. પ્રૌઢ કેળવણીનો પ્રચાર રશિયા સિવાય બીજા કોઈ પણ દેશ કરતાં ઈંગ્લાંડમાં ઘણા મોટા પ્રમાણમાં થયેલો છે. અમેરિકામાં પ્રૌઢ કેળવણીનો આટલો વિસ્તાર નથી. ઇંગ્લાંડની ઔદ્યોગિક કેળવણીમાં થયેલી સુધારણા છેલ્લા બેચાર દાયકામાં જ થયેલી છે અને તે ઊંચી જાતની છે. આધુનિક દૃષ્ટિએ

પબ્લિક સ્કૂલો ગમે તેટલી સદોષ જણાય તોપણ બ્રિટિશ સામ્રાજ્યના પાયા નાખનારાઓ ત્યાંથી જે પાક્યા છે એ ભૂલી જઈ શકાય તેવું નથી. કેળવણીમા સુધારો કરવાની ચળવળમાં 'નૂતન શિક્ષણસંઘે' (ન્યુ એજ્યુકેશન ફેલોશિપ) આગળ પડતો ભાગ લીધો છે, અને તેના પડઘા યુરોપમાં અને આખા સામ્રાજ્યમાં પડવા માંડ્યા છે. બાલમાનસશાસ્ત્ર, ઔદ્યોગિક માનસશાસ્ત્ર, પરીક્ષાપદ્ધતિનું સંશોધન, વગેરે કેળવણી વિષયક શોધખોળમા ઇંગ્લાંડનો ફાળો જબરો છે. કેળવણીના નિષ્ણાતોએ આ બાબતોને પણ ધ્યાનમાં લેવી જોઈએ.

ઇંગ્લાંડની શાળાઓમાં તેના મુખ્ય અધ્યાપકને મળતું સ્વાતંત્ર્ય બીજા કોઈ પણ દેશમાં છે નહિ. સ્થાનિક સ્વરાજ કેળવણી ખાતું અને સ્થાનિક નિયંત્રણમંડળ (ગવર્નિંગ બોડી) શાળાની બહિર્ વ્યવસ્થાના પ્રશ્નોમાં ગમે તેમ કહેકારવે, તોપણ શાળાનો અભ્યાસક્રમ અને શિક્ષણપદ્ધતિમાં તો મુખ્ય અધ્યાપક કહે તે જ થાય છે. સરકારી કેળવણી ખાતાએ પણ તેને ખૂબ સ્વતંત્રતા આપીને કોઈ પણ જાતના નવા અખતરા કરવાની સગવડ રાખી છે. ઇંગ્લાંડની અને આપણી કેળવણીની પદ્ધતિમાં આ બાબતમાં ઘણો તફાવત છે.

વળી ખાતાની માન્યતા પામેલી શાળાઓ કરતાં માન્યતા નહિ માગનારી શાળાઓને તો ઘણી વધારે છૂટ છે. એવી તો હજારો શાળાઓ હશે જેની તપાસ એક્વાર પણ થઈ ન હોય! આ જાતની સ્વતંત્રતા આજે યુરોપના બીજા દેશોમાં ભાગ્યે જ મળી શકે. બીજા દેશોમાં કેળવણી તો સરકારનું જ કામ થઈ પડ્યું છે. જ્ઞાન આપવાની અને લેવાની બાબતમા સ્વતંત્રતાની ભાવના જાળવી રાખવાનું માન ઇંગ્લાંડને જ મળે છે.

ઇંગ્લાંડની શાળાઓ વિદ્યાર્થીઓની સંખ્યાની દૃષ્ટિએ માફકસરની હોય છે. શાળાની સંખ્યા ૩૦૦થી ૫૦૦ વિદ્યાર્થીની રહે છે, તેથી વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો વ્યક્તિગત સંબંધ બંધાઈ શકે છે. શાળાના હરકોઈ કામમાં પૂર્વવિચારણા, પદ્ધતિસરનું કામ ને નિયમન દેખાઈ

આવે છે. શિક્ષકોની પસંદગી સારી હોય છે, અને મુખ્ય અધ્યાપકમાં તો એકાદ ખાસ વિશિષ્ટતા પણ હોય છે. તે પોતાની શાળા અમુક જાતના સિદ્ધાંતાનુસાર જ ચલાવે છે. સાધનસંપત્તિમાં પ્રમાણમાં શાળા ગરીબ હોય તોપણ થોડામાં ઘણું કરીને સારી કેળવણી આપવાનો પ્રયત્ન શિક્ષકો કરે છે. તેમનામાં બેદરકારી અથવા કામને ખોરંભે નાખવાની વૃત્તિ જણાતી નથી. અમુક બાબત એક જ શાળાથી ન થઈ શકે તેવું હોય ત્યાં અનેક શાળાઓના સહકારથી કામ લેવાય છે. સુતારીકામનું કારખાનું અથવા તો તરવાના હોજ જેવાં સાધનો ઘણી શાળાઓ મળીને સહકારથી ચલાવે છે. શાળાના કામમાં મદદગાર થઈ શકવાની ઇચ્છાથી લોકોએ 'આફ્ટર કૅર કમીટી' જેવાં મંડળો કાઢ્યાં છે તે જ બતાવી આપે છે કે લોકોમાં સહકાર કરવાની ઉત્સુકતા અને જવાબદારીનું ભાન કેટલા મોટા પ્રમાણમાં છે.

### અસંતોષ અને પુનર્ઘટનાની યોજનાઓ

ઇંગ્લાંડમાં પણ આજે ચાલી રહેલી કેળવણી સામે ભારે અસંતોષ છે. સુધારાની અથવા પુનર્ઘટનાની અનેક યોજનાઓ રજૂ થાય છે. પ્રચલિત પદ્ધતિનો પહેલો દોષ તેમાં આમવર્ગને માધ્યમિક તેમ જ ઉચ્ચ કેળવણી મેળવવાનો જે બહુ જ થોડો અવકાશ છે તે છે. આ અવકાશ વધારે મળી શકે તેટલા સારુ ફિશર કાયદો ઘડવામાં આવ્યો પરંતુ તે સફળ નીવડ્યો નહિ. આજે પ્રાથમિક કેળવણી પૂરી કરીને માધ્યમિક શાળામાં દાખલ થનારા વિદ્યાર્થીઓનું પ્રમાણ બહુ જ ઓછું એટલે ૮ કે ૯ ટકા જ છે; બાકીના ૯૧-૯૨ ટકા વિદ્યાર્થીઓને પોતાનો અભ્યાસ આ સિવાયની બીજી શાળાઓમાં કરવો પડે છે; અર્થાત્ તેમને માટે ઉચ્ચ કેળવણી મેળવવાનાં દ્વાર બંધ રહે છે. આજના લોકશાહીના જમાનામાં આ પદ્ધતિ અન્યાયી છે એવી બૂમ તેની સામે ચારે બાજુથી ઊઠી રહી છે. અમેરિકામાં આખી પ્રજાને માટે માધ્યમિક કેળવણી મફત છે, ફ્રાન્સે પણ ૧૯૩૧ની સાલથી પોતાને ત્યાં માધ્યમિક કેળવણી મફત કરી છે. આખી દુનિયાનું

વલણ ઉચ્ચ શિક્ષણનાં દ્વારો સમગ્ર પ્રજા માટે ખુલ્લાં મૂકવા તરફ જતું જાય છે ત્યારે ઇંગ્લાંડમાં સાવ ગણ્યાગાંઠયા વિદ્યાર્થીઓને જ અવકાશ મળે છે. સમાન અનુકૂળતા (ઇક્વોલીટી ઓફ ઓપર્ચ્યુનિટી) ની દૃષ્ટિએ આ ચાલુ પદ્ધતિ અત્યારના કાળને અનુરૂપ ન ગણાય. કેળવણીના સુધારકોનું ધ્યાન આ બાજુ ગયું જ છે, પરંતુ આ બાબતમાં કેવી જાતના સુધારાઓ આખરે થશે તે કહેવું મુશ્કેલ છે. કેમકે સ્વભાવે અંગ્રેજ લોકો બહુ જ પુરાણમતવાદી, પરંપરાને સાચવવાની વૃત્તિવાળા અને સુધારા કરવા પડે તોપણ ધીમે ધીમે દાખલ કરવાની વૃત્તિવાળા છે. ન છૂટકે જ જોઈતા સુધારાઓ તેઓ દાખલ કરે છે. કોઈ સુંદર યોજના ઘડાઈને પાર્લામેન્ટમાં કાયદા તરીકે પસાર થાય તોપણ તેનો વ્યવહારુ અમલ થશે જ એમ નક્કી કહી ન શકાય; આનું પ્રત્યક્ષ ઉદાહરણ ૧૯૧૮વાળું ફિશર બિલ છે. તોપણ જો સુધારાઓ દાખલ થશે તો તેમનું સ્વરૂપ કેવી જાતનું હશે તે સંબંધે અનુમાન બાંધી શકાય છે ખરું.

**સલાહકાર સમિતિની ભલામણો**

કેળવણીમાં સુધારો કેવા રૂપે દાખલ કરવો તેની અજમાયશ કરવા કેળવણી ખાતાએ પોતાની 'સલાહકાર સમિતિ' (કન્સલ્ટેટીવ કમીટી) ને એક અહેવાલ રજૂ કરવાનું સૂચવ્યું હતું. આ અહેવાલ ૧૯૨૬માં પ્રસિદ્ધ થયો છે, અને તેમાં ભાવિ સુધારાની દિશા આંકવામાં આવી છે. આ અહેવાલનું નામ એજ્યુકેશન ઓફ ધી એડોલેસંટ એટલે ૧૨ થી ૧૫ વર્ષની વયના ઊગતા કુમારોની કેળવણી છે. તેમાંની અગત્યની ભલામણો નીચે પ્રમાણે છે.—

"અગિયાર વર્ષ સુધીની કેળવણીને પ્રાથમિક કેળવણી ગણવી અને આ વયમર્યાદા પૂરી થતાં સુધીમાં એ શિક્ષણ પણ પૂરું કરવું. આ ઉંમર પછીની બધી જાતની કેળવણીને માધ્યમિક કેળવણીનું નામ આપવું. દેશનાં બધાં બાળકો—છોકરા છોકરીઓ બન્ને—ને આ કેળવણી મળી શકે તેવી અનુકૂળતા હોવી જોઈએ; તેમાં આર્થિક, સામાજિક

અથવા બીજી કોઈ જાતની પરિસ્થિતિ આડે આવવી ન જોઈએ. આ કેળવણી દરેક વિદ્યાર્થીના સ્વાભાવિક વલણને અનુલક્ષીને અપાવી જોઈએ. બધાને એક જ જાતની ઘરેડમાં નાખવાની જરૂર નથી. આ કારણે માધ્યમિક કેળવણી આપનારી શાળાઓ વિધવિધ પ્રકારની હોવી જોઈએ. જેટલી બુદ્ધિની વિવિધતા તેટલી જ અભ્યાસક્રમની પણ વિવિધતા હોઈ શકે. આ શાળાઓનો લાભ ગરીબ વિદ્યાર્થીઓ પણ લઈ શકે તે માટે માફી, સ્કૉલરશીપો અને ખાધાખોરાકીની સ્કૉલરશીપોની પણ મોટા પ્રમાણમાં તજવીજ કરી રાખવી જોઈએ.

"માધ્યમિક કેળવણી આપતી શાળાઓના ચાર પ્રકાર રાખી શકાય:—(૧) અત્યારની પ્રચલિત હાઈસ્કૂલોની પેઠે પસંદ કરેલા વિદ્યાર્થીઓ સારુ 'ગ્રામર સ્કૂલ્સ'; (૨) સેન્ટ્રલ સ્કૂલ્સના જેવી પસંદ કરેલા વિદ્યાર્થીઓ માટેની 'મૉડર્ન સ્કૂલ્સ'; (૩) ન પસંદ થયેલ બધા વિદ્યાર્થીઓ માટેની 'મોડર્ન સ્કૂલ્સ'; આ સ્કૂલોમાં અભ્યાસક્રમમાં વિવિધતા ઘણી હોવી જોઈએ તેમ જ તેમાં વ્યવહારોપયોગી વિષયોનો સમાવેશ વધારે હોવો જોઈએ; (૪) જ્યાં 'મૉડર્ન સ્કૂલ્સ' ચાલી શકે તેવું ન હોય ત્યાં પ્રાથમિક શાળાઓની સાથોસાથ 'સીનિયર ક્લાસીઝ' રાખી શકાય.

"બધા જ વિદ્યાર્થીઓને માધ્યમિક કેળવણી આપવાની હોઈને અભ્યાસક્રમમાં વિવિધતા તો પુષ્કળ જ હોવી જોઈએ. ખાસ કરીને ધંધાના તેમ જ નિત્ય જીવનના ઉપયોગી વિષયોનો સમાવેશ તેમાં વધારે પ્રમાણમાં થવો જોઈએ. હાથકારીગરીની કેળવણી પણ ઉદાર અને સંસ્કારિતાની કેળવણીનું જ એક અંગ ગણીને એ દષ્ટિએ 'મોડર્ન સ્કૂલો'માં તેને મહત્ત્વનું સ્થાન હોવું જોઈએ. આ ચાર જાતની શાળાઓ ચાલુ થયા પછી પણ વિદ્યાર્થી એક જાતની શાળામાંથી બીજી જાતની શાળામાં સહેલાઈથી જઈ શકે તેવી સગવડ રાખવી, જેથી વિદ્યાર્થી પોતાને અનુકૂળ પડતો અભ્યાસક્રમ વચ્ચેથી બદલાવી શકે અને બૌદ્ધિક લાયકાતવાળો દરેક વિદ્યાર્થી વિદ્યાપીઠની

ઉચ્ચ કેળવણી મેળવવાને અનુકૂળતા મેળવી શકે. વળી શાળાઓમાં આટલી વિવિધતા આવ્યા પછી કયા વિદ્યાર્થીએ, કઈ જાતની શાળા પસંદ કરવી તેનો નિર્ણય કરવાની સલાહ આપવા માટે, તેમ જ ખાસ પસંદ થયેલા વિદ્યાર્થીઓ તેમને લાયકની જ શાળાઓમાં મોકલાય તે માટે પણ યોજના હોવી આવશ્યક છે.